પરાક્રમ-શૂરાતનથી

# ઉભરાતી

## ન વ લો ક થા ઓ

ગોરીલાનો પ્રેમ
૦-૮-૦
પૂછડિયાના પ્રદેશમાં
૦-૮-૦
શિકારિકા (૧)
૦-૮-૦
શિકારિકા (૨)
૦-૮-૦
ગેબી સૃષ્ટિ
૧-૮-૦
ચાંદા પર ચડાઇ
૦-૮-૦
જોતીઓ સરદાર
૧-૮-૦
માયાવી દેશ
૧-૪-૦
આફતે મર્દો
૧-૦-૦
લલ્લુ
૦-૧૦-૦
ચીણગારી
૦-૧૨-૦
મોતના પંજામાં
૦-૮-૦
સંકટની શોધમાં
૧-૨-૦

ગાંડીવ કુમારમાળા

# કથામણિ

ટૂંકી વાર્તાઓની
મિજલસ



નટવર વીમાવાળા * મનુ ત્રિવેદી * મુરારિ * છગનલાલ મે. બ્રહ્મભટ્ટ * નરીમાન સો. ગોળવાળા * ડૉ. પી. જે. ભટ્ટ * ખંડેરાવ માનાજી પવાર * 'જ્યોતિ' * કસનજી મ. દેસાઈ * ભાનુપ્રસાદ વ્યાસ * યુવાનસિંહ દ. ચાવડા * 'રામ' * જીવનલાલ જાની * અદલ * જનાર્દન પ્રભાસ્કર * ધીરજ ઠાકોરભાઈ મહેતા * ગોપાળ

અઢી
રૂપિયા

ગાંડીવ

મુદ્રક : પ્રકાશક
નટવર મૂ. વીમાવાળા
ગાંડીવ સાહિત્ય મંદિર
તરફથી : ગાંડીવ
મુદ્રણાલય, હવાડિયા
ચકલો, સુરત. ●



પ્રથમાવૃત્તિ
સં. ૧૯૯૫
ઇ. ૧૯૩૯

નવ રસે ભરી મંગલ મંજરી
અખિલ વિશ્વ ઉરે રસ છાંટતી
નવનવી પ્રતિમા પ્રગટાવતી
પરમરૂપ કથાપરી ઊતરી !



# સાંકળિયું








## વાંચકો પ્રત્યે

આ ચોપડીનું નામ પહેલાં કથાપરી ( ભાગ બીજો ) રાખવા ધારેલું તેથી પાને પાને તે નામ છપાયલું જણાશે. પરંતુ પાછળથી કેટલાક કારણસર નામ બદલી કથામણિ રાખ્યું છે. કથાપરીની ચોપડી સાથે આ ચોપડીનું કશું જોડાણ નથી.

# દર્દીનું દર્દ



નટવર વીમાવાળા




એક ઘરડો દાક્તર હતો.

આકુળવ્યાકુળ સ્થિતિમાં એક સ્વરૂપવાન જુવાને તેના દવાખાનામાં પ્રવેશ કર્યો.

દાકતરે તેના સામે નજર કરી આંખોને ઇશારે પૂછ્યું: "કેમ વારૂ?"

દાકતરસાહેબ ! દાકતરસાહેબ ! જુઓને, શું થયું છે ?"

"દાકતર આશ્ચર્યચકિત ભાવે તેના તરફ—તેના મુખમંડળ તરફ જોઇ રહ્યો. મજબૂત, સંગીન શરીર !—શી આ જુવાન રોગની વાત કરે છે ? એના તો નખમાં યે રોગ નથી !

હસીને તેણે કહ્યું: "તારી, તે ભાઇ, તપાસ શી ? તારા મોં પરથી જ જા, હું કહું છું, કે તને કશું જ નથી. બીવાની કંઇ જ જરૂર નથી."

"ના, ના. દાકતરસાહેબ ! ખરેખર જ તમે મને તપાસો, નહિ તો મને કળ નહિ વળે. મારૂં મન શાંત નહિ થાય."

દાકતર હતો ચાલાક. એ જાણતો, સારી પેઠે જાણતો, કે કેટલાક લોકોને રોગના ફાંસામાં ફસાઈ જવાની હંમેશ ભ્રમણા થયા કરે છે. એવા લોકોને હજાર દિલાસા આપો, પણ તેમના મનનો વહેમ જાય જ નહિ. તેમને તો બરાબર તપાસવાનો ઢોંગ પણ કર્યે જ છૂટકો. એવું કરી પછી તેને કહીએ કે: "ના, ભાઇ, ના, કંઇ ડરવા જેવું નથી." ત્યારે જ તે મલકાતે ચ્હેરે ઘેર જઈ શકે. એટલે આ સુદૃઢ નવજુવાનની પોતાની પરીક્ષા કરાવવાની ધગશ જોઇ તેને અજાયબી તો થઇ, પણ બહુ નહિ. મૂગે મોઢે તેણે તપાસ શરૂ કરી. પછી કંઇક વિચાર કર્યો. અને કહ્યું: "સારૂં છે."

"નક્કી ? સાચું કહો છો ?"

"હા."

જુવાનના મુખ પર સ્મિતરેખા ઝળકી ઊઠી. ગજવામાંથી રૂપીઆ કાઢતાં

કાઢતાં, જાણે સહેજ શરમાતાં, એણે પૂછ્યું: "શું આપું ?"

"કંઇ નહિ."

"ના, ના ! એમ કઇ ચાલે ?"

"ચાલશે, ચાલશે ! નહિ કેમ ચાલે ? હું કહું છું ને."

આટલા આગ્રહ અને દબાણથી દાક્તરને ના પાડતો જોઇ જુવાન જરા મૂંઝાયો. હવે શું બોલવું તે તેને સમજાયું નહિ.

દાક્તરે પૂછ્યું: "તારૂં નામ શું ?"

સ્હેજ નીચું જોઇ તેણે કહ્યું: "સુમન."

દાકતર તેની સામે જોઈ રહ્યો. જુવાન નામ છૂપાવતો તો નથી ? ના, ના. જુઠ્ઠું હોય એમ તો નથી લાગતું. પણ નામ એને વિચિત્ર—છોકરીનું લાગ્યું ! આ નામ પુરૂષનું હોય ?

પૂછ્યું: "અચાનક, આમ શરીર તપાસવાનો ખ્યાલ કેમ આવ્યો હશે ?"

સુમન કંઈ ન બોલ્યો, જોઈજ રહ્યો.

"કંઈ શરીરે અસુખ જેવું લાગ્યું હતું ?"

"ના."

"કંઈ અસુખના ભણકારા આવેલા ?"

"ના."

"ત્યારે ?"

સુમન મૂંગો જ રહ્યો.

"કંઈ ભયનું કારણ થયેલું ?"

"ના."

"સુમન......"

"માફ કરો દાક્તરસાહેબ ! મારાથી કશું કહેવાય તેમ નથી !"

એમ બોલી નમસ્કાર કરી તે વિજળીના ચમકારા પેઠે ચાલ્યો ગયો—અદશ્ય થઈ ગયો.

કોઇ કોઇ વાર કેટલીક અપરિચિત વ્યક્તિઓમાં અચાનક પ્રેમ ફૂટી નીકળે છે. સુમન પર દાકતરસાહેબને એવું જ વહાલ ઉભરાઇ આવ્યું હતું. જાણે પોતીકો જ પુત્ર ન હોય !

અને દાકતરનો ધંધો—વળી અમદાવાદ જેવું શહેર—રોજ હજાર મોં જોવાનાં હોય—કેટલા આવે ને કેટલા જાય તેની પિછાન ઝાઝી ન જ રહી શકે ! છતાંયે સુમનનું નાજુક, અપ્સરા સમું મુખમંડળ દાકતરસાહેબની આંખો આગળ અનેક દિવસો સુધી તરવરતું રહ્યું. "ફરી આવે તો જરૂર એને ઓળખું " એમ તેણે મનમાં કહ્યું.

×

બેએક વરસ વહી ગયાં ને એ બે વરસના ગાળા પછી સુમને એ જ દવાખાનામાં પ્રવેશ કર્યો. એને લાગેલું, કે કદાચ દાકતર મને ઓળખશે.

દવાખાનામાં આવી એણે તો આગળ માફક જ કહ્યું: 'દાકતર સાહેબ—'

દાકતર તેને જોઇ જ રહ્યો.

"ઓળખ નથી પડતી ?"

"ના ભાઈ, જરા યાદ કરાવો."

'કેમ, હું ત્રીજે વરસે દશેરા પર આવેલો—! સુમન !' એમ કહી સુમને દાકતરને સંભારી આપ્યું.

દાકતર હસ્યોઃ 'હા ! હા ! સુમન ! ઠીક ! અહીંથી ગયા પછી કેમ થયું ?'

"આજે ફરી આવ્યો છું."

"શા કારણસર ?"

"ફરી મને તપાસો."

"જા, જા !"

"ના, ના. મને જરૂર તપાસો, નહિ તો મારો ભાર હળવો નહિ થાય."

દાકતરે ધ્યાનપૂર્વક જોયું. સુમનના સારા ય શરીર પર સહેજ કાળાશ આવી હતી. આંખમાં ઉદ્વિગ્નતા છવાઇ ગયેલી જણાતી હતી. દાકતરનું ભાગ્યે જ દ્રવતું હૈયું સહેજ દ્રવ્યું.

"સુમન ! ભાઇ ! તારી વાત ખુલાસે નહિ. કહે ?"

"દાકતરસાહેબ ! નથી બને તેવું ! શું કરૂં ? નથી બની શકતું !"

એના સ્વરમાં કાતરતા હતી,—રોદન હતું—આંસુ હતાં.

ડાકતરની આંખમાંથી એક આંસુ ટપક્યું. મૂગા મૂગા તેમણે સ્ટેથોસ્કોપ હાથમાં લીધું.

"સુમન! તારી શંકા મિથ્યા છે!"

"પણ ડાકતરસાહેબ! મારૂં સારૂં જીવન એ શંકાથી તો ઝેરીલું બન્યું છે. મારાં સ્મિતહાસ્ય પણ સૂકાઈ ગયાં છે! હું શું કરૂં?"

"પણ શંકા શી છે?"

"માફ કરો. મારાથી નહિ કહેવાય!"

એ પછી એ એક જ વરસમાં સુમન એ ત્રણ વાર આવી ગયો. આવે, શરીર તપાસાવે અને ચાલ્યો જાય. ડાકતરને પ્રત્યેક વેળા કશું જ ન જણાતું.

સુમનને કોઈક અકારણ ભ્રમનું અત્યંત દુઃખ થાય છે, એ જોઇ ડાકતરનું હૈયું દુઃખી થતું. એણે બહુ બહુ સમજાવવા યત્ન કર્યો, પણ ફોગટ જ! ન કહે પોતાના મનનો સંદેહ, કે ન કહે પોતે ક્યાં રહીને શું કરે છે તે. ડાક્તરનો પ્રેમાળ આગ્રહ જુએ એટલે એટલું જ બોલેઃ "માફ કરો, ડાકતરસાહેબ!"

પણ ડાકતરને સુમનના જીવનનું રહસ્ય ન જ સમજાયું.

પણ કાળ સર્વ વસ્તુને ફેરવે છે-આ રહસ્ય ખુલી જાય એ દિવસ પણ આવી લાગ્યો.

સુમન તપાસ માટે આવ્યો. ડાકતરે ખંત અને કાળજીથી તેને તપાસ્યો. તેમને શું જણાયું હશે? ઈશ્વર જાણે, પણ એમના વદન પર ગંભીરતા છવાઇ ગઇ.

સુમન અકળાતે સ્વરે બોલ્યો: "શું થયું છે, ડાકતરસાહેબ?"

ડાકતરનું મન મૂંઝાયું—અકળાયું. પણ બળાત્કારનું એક હાસ્ય હસી તેઓ બોલ્યા: "કશું નથી."

"છુપાવો છો, ડાકતરસાહેબ! મારાથી કંઇ છુપાવો છો!"

"ના સુમન! છુપાવું શા સારૂ?"

"છુપાવશો માં! ડાકતરસાહેબ! હું અખૂટ શ્રદ્ધાથી અહીં આવું છું–તમારી પાસે."

પણ એવી છુપવાછુપવી ક્યાં સુધી ચાલે? સંદેહે સત્યનું રૂપ ધારણ કર્યું.

મનમાં ને મનમાં ડાકતરે વિચાર્યું: 'ભલા ભગવાન! આ છોકરા પર આટલી તે શી માયા મને લાગી ગઈ!'

સુમન બોલ્યો: "ડાકતરસાહેબ! શું કહો છો?"

"ખાસ કંઇ નથી. પણ એક વાત પૂછું? તને દેશપરદેશ ફરવાહરવાનું ખૂબ ગમે છે?"

સુમનના વદન પરનો ભાવ ન સમજાયો. તે ડાકતર સામે ટગર ટગર જોતો હતો.

"ખૂબ ફરવુંહરવું? સમજ્યો? લોકો સાથે ભળવું, મળવું! કંઈ કંઇ શીખવાનું મળે. વઢવાણ છે, ભાવનગર છે, રાજકોટ છે–વિગેરે સ્થળો."

સુમનનું શરીર થરથર ધ્રૂજવા લાગ્યું.

"આ શું? સુમન, તું ધ્રુજે છે કેમ?"

"ખરે જ, ડાકતરસાહેબ? ત્યારે ખરે જ. હું બચું તેમ નથી?"

ટેબલ પર માથું મૂકી સુમન રડી પડ્યો. સાંત્વન પણ કેવી રીતે કરવું? શબ્દોના બકવાટે કદિ દિલાસા દીધા જાણ્યા છે? સાંત્વન તો મૌનનું જ સાચું.

છતાં ડાકતરે પ્રયત્ન કર્યો: "ના, ના! નિરાશ થવા જેવું કંઈ નથી, સુમન! હું તારે માટે મારો જીવ પટકી નાંખીશ. જરૂર પડે તો સારા ગામના ડાકતરોને ભેગા કરીશ. બીશ માં, તું લગારે ગભરાઇશ માં."

સુમન થરથર ધ્રૂજતો હતો!

તેને માથે હાથ મૂકી ડાકતરે કહ્યું: "પણ ભાઇ રે! આ સંદેહની વાત તેં આગળ મને કેમ ન કહી?"

"જાણીને શું કરત?"

"અરે વાહ! પહેલાંથી યત્ન કરત."

"ખોટા દિલાસા માં દેશો, ડાકતરસાહેબ!




મારાથી નથી સહેવાતા !"

" પણ તું આગળથી બોલ્યો હત–"

"કંઈ જ ન વળત, બાપુ ! કંઈ જ ન વળત. નક્કી હું જાણું છું કે દૈવ મારા ઉપર ધસમસ્યું આવે છે. હું.........નહિ.........બચું."

"સુમન–"

"દાકતરસાહેબ ! તમે બધું નથી જાણતા. હું મરવાથી બીતો નથી. પણ .....પણ...આવું મરણ !......દાકતરસાહેબ ? તમને કેમ કરીને બધું સમજાવું ? .........."

"બધું ખુલાસે કહેની, બેટા !"

"હું છ આઠ મહિને આવીને આમ હાજર થતો–તે કંઇ એમ જ ? કેટકેટલી જગાએએ હવા-ફેર કરી આવ્યો...છતાં...આવ્યો......ન રહ્યું..."

×

હવાફેર જવા જેવા સર્વ સ્થળે સુમન ભટકી વળ્યો. પરંતુ એ ભીષણ રોગમાંથી એનો છૂટકારો ન થયો. દિન પર દિન એનું શરીર ગળાતું જ લાગ્યું.

જ્યારે રોગ જામ્યો નહોતો ત્યારે મગજ બહુ અસ્થિર રહેતું. પણ રોગ જેમ જેમ ઠેલાતો ગયો, તેમ તેમ એ બેચેની ઊડી જવા લાગી. શાન્તભાવે તેનું સ્થાન લીધું. મુખ પર એક જાતનું સ્નિગ્ધ સ્મિત ફરકયા કરવા લાગ્યું.

એક દિવસ આવી દાકતરને કહે છે: "હવે એ નથી—"

"શું નથી ?"

"મરણની બીક નથી, ને જીવનને કાજે હું હવે ઠામ ઠામ રખડવાનો નથી."

"પણ તે કંઈ ચાલે ? તું જાણે છે કે એનું ઓસડ હવાફેર શિવાય બીજું નથી ! બદલતાં બદલતાં કોઈક સ્થળે ટિકકી લાગી જશે. પછી શરીર સારૂં થઈ જશે."

"ખોટું આશ્વાસન માં દેજો. હું જાણું છું, દાકતરસાહેબ ! સારી પેઠે જાણું છું કે મારે માટે હવે આ દુનિયા નથી."

"જોને !" સમજાવટભરી સ્વરે દાકતરે કહ્યું: "જીવવા બચવાની વાત તો માણુસના હાથમાં જ નથી. કયારે શું થશે એ કંઈ કોઇ જાણી બેઠું છે ?"

"પણ કયારે મરવાનું છે, તે માણુસને ખબર ન હોય તો ભલે. પણ તેના ભણકારા તો વાગે જ છે, અને સાચા. એમ ન હોય, તો સાજોસમો હું કેમ અવારનવાર તમારી પાસે આવ્યા કરૂં ? કેમ એક સ્થળેથી બીજે, ને બીજેથી ત્રીજે ભટકું ? કોણે મને એ કહેલું ?"

"તે જ તો હું કયારનો તને પૂછતો'તો ! પણ તું જવાબ જ નહિ દે, તે ?"

"શો જવાબ દઉં ? મારી માને ક્ષય હતો, મારા બાપાજીને ક્ષય હતો એ જાણી તમને શો લાભ થાત, દાકતરસાહેબ ? મોસાળે, ને ઘેર, મોટે ભાગે એ જ રોગથી બધાં મૂઆં છે !"

"પણ એ તો તેં મને કહ્યું જ નહિ ! ગાંડા રે! બધાને થયો તેમાં શું ? એથી કંઇ તને યે તે થવો જ જોઇએ એમ કયાંથી લાવ્યો ?"

પણ વાત એટલી સહેલી–સરળ–નહોતી. બહારથી દાકતર બોલતો હતો તે વાતની તેના જ મનમાં પતીજ નહોતી–ખાતરી નહોતી. એના શરીરમાંથી એક વિજળીક કંપારી પસાર થઇ ગઈ.

સુમન હસીને બોલ્યો: "હવે શું ? હું ફક્ત મોહમાં ફસાઇ ધારતો હતો કે મને કશું થશે નહિ–ને એ વિશ્વાસે મેં કંઇ કંઇ સપનાં ઘડેલાં. પણ—સર્વ હવે ભાંગી ગયાં!......" એનું હાસ્ય સૂકાઇ ગયું.

એની આંખો દ્રવવા લાગી. તેના આંસુ લૂછી દાકતરે કહ્યું: "ધીરો પડ, સુમન ! બેટા, ધીરો પડ !"

"સાંભળો, દાકતરસાહેબ, સાંભળો !" સુમને કહેવા માંડયું: "સાંભળ્યા પછી ધીરા પડવાનું કહેજો !"

"એનું નામ સુધા હતું. મારૂં સારૂં જીગર એને ઝંખતું–હજુ ય ઝંખે છે. એની કાળી આંખો સંભારી પ્રાણ હજુ યે ડોલી ઊઠે છે. જ્યારે જ્યારે

૨૧૭૪૦

અમારી આંખો મળતી ત્યારે ત્યારે મારો સમસ્ત આત્મા નાચી ઊઠતો.

"સુધા! સુધા? કેવું મીઠડું નામ! ને હું કેવો તેને ઝંખું છું!–પણ હવે? હવે એ ઝંખના શા કામની? દિલની–દિલમાં જ રહેશે–ને—ને હું જવાનો.

"હું જાણું છું, દાક્તરસાહેબ! હું જાણું છું કે એ મારી મોટી ભૂલ હતી. પણ શું કરું? હું હર હંમેશ સ્ત્રીઓથી ભાગતો જ ફર્યો છું. છતાં યે હું સપડાયો–છતાં યે હું પૂરાયો.

"મેં પોતાને બહુ બહુ સજાઓ કરી. અનેક કષ્ટ દીધાં, પણ સુધા! કોણ એને કાજે વ્હાલ-ઘેલું ન બને? જેણે એની આંખો એક વાર–બસ એક જ વાર જોઈ હોય, તે પોતાને ન વિસરે એ કેમ બને? દાક્તરસાહેબ, પ્રાણનું સમસ્ત બળ એકત્ર કરતાં યે હું એની ઝંખનામાંથી મુક્ત ન થયો. મારા હૃદયમાંથી એ ન ગઇ–સુધા—મારી સુધા–!

"મારૂં કષ્ટ વધે છે. સુધા મને નહિ પ્રાપ્ત થાય એ હું જાણું છું–છતાં એને ઝંખતો જ હું મરીશ. દૂર દૂરથી એને હું ઝંખ્યા જ કરીશ."

×

ત્રણ મહિના કેડે સુમનને તાવ આવ્યો. શરીર ક્ષીણ થવા લાગ્યું. એ પથારીવશ થયો. દાક્તરે તેને પોતાને ઘેર આણ્યો. સુમને કહેલું: "મારે હવે શો ભય છે? હું ઘરડો થયો–મારે હવે ઝાઝા દહાડા કયાં કાઢવા છે? પણ—પણ દાક્તર સાહેબ! તમે તે મારા કોણ છો, જે મારે માટે આટઆટલું કરો છો?"

દાક્તરે માત્ર મોં મલકાવ્યું: "મેં તે શું કર્યું છે? કોઈ પણ કરત!"

"ના, ના! કોઇ શું કરે?–એ વાત સંભારી સંભારી મને આશ્ચર્ય જ થયા કરે છે.–માનવી જે કંઇ કરે છે તે સર્વની પાછળ ખરેખર જ કંઈ શક્તિ રહેલી છે! નહિ તો, શહેરમાં આટઆટલા દાક્તર છતાં હું તમારી જ પાસે કેમ આવ્યો? નહોતી ઓળખાણ, નહોતી ભલામણ. કોણ જાણે કોણ મને તમારી પાસે ઘસડી લાવ્યું?"

"પરમાત્મા!"

"પરમાત્મા? દાક્તર! હું પરમાત્માને માનતો નથી!" એમ કહી સુમને પાસું ફેરવ્યું!

હાય! હાય! છેલ્લી આશા! છેલ્લું આશ્રય-સ્થાન ભગવાન! તેના પર આ જુવાનને શ્રદ્ધા નથી!–તો તો એનું દર્દ કેટલું પારાવાર! કેટલું અસીમ!

સુમન દિવસે દિવસે બળવા લાગ્યો!

"દાક્તર સાહેબ!"

"બેટા!"

"મધરાત વીતી ગઈ છે?"

"એક વાગ્યો. ઊંઘી જા, હોં!"

"ઊંઘ નથી આવતી. મનમાં કંઈ કંઈ આવે છે, પણ કહેવાતું નથી!"

"કહેવાય તો કહે!"

"વારૂ, દાક્તરસાહેબ! માણસને નિષ્કારણ કેમ આટલું બધું ખમવું પડતું હશે?–દુનિયાના પડ પર ન્યાય નથી જ? એમ?"

"નહિ કેમ? જરૂર છે!"

"ના–નથી–કશોય નથી. મૂળે ન્યાય કે અન્યાય જેવી વસ્તુ જ કંઈ નથી. બધું કોઇ આંધળી શક્તિથી ચાલે છે. એ આંધળી શક્તિ કોઇને વશ હશે? હશે, દાક્તરસાહેબ?"

"ગાંડી ગાંડી વાતો શી?" દાક્તરે દંભનું હાસ્ય કર્યું. એ હાસ્ય પાછળ દંભ હતો, પણ તે દંભમાં સેવા હતી!

"જુઓને! આ મને રોગ થયો. કેમ થયો? મેં શો ગુન્હો કરેલો? મારો શો અપરાધ? એવો કોણ હશે, એવો કોણ ઘાતકી હશે, જે મને અપ-રાધી કહે? ખરૂં કહું છું, દાક્તરસાહેબ, મારો જરાયે ગુન્હો નથી. નવું જીવન શરૂ કરતા નવ-યુવાનને કોણ આમ છિન્નભિન્ન કરી ફેંકી દે છે?



"રે! હાય! મનમાં સ્હેજ કુવાસના પણ કદિ જન્મી હશે, ત્યારે મેં પોતાને કરડી સજા કરી છે. મન વડે, વાણી વડે, ને કાર્યમાં શુદ્ધ રહેવા હું મથ્યો છું. જુદી જુદી રીતે માનસિક ઉન્નતિ સાધી છે, ને છતાં આ? તમે ઇશ્વરને કેમ માની શકો છો? આ જ તમારો ન્યાયી ઇશ્વર કે? આ જ એનો ન્યાય? માનવીને રડાવવામાંજ એ મજા માને છે?......દાકતરસાહેબ!"

"બેટા–"

"ઉંઘી ગયા'તા?

"ના! કંઇ કહેવું છે?"

"હા, દાકતર સાહેબ! વારંવાર વિચાર કરૂં છું કે મારે જન્મવાની શી જરૂર હતી? હું ન જન્મ્યો હોત, તો દુનિયાને શી ખોટ જતે?"

"તે તો કેમ કહેવાય?"

"છતાં જન્મવું પડયું......ને આ એ જન્મ! આ એ જીવન!–આવ્યો છું ત્યારથી અપાર અગાધ અસહ્ય સંકટોજ સંકટો. દાકતરસાહેબ! જીવન પ્રાપ્ત થયું; તો તે આવું?

"ને, તો, સાથે સાથે સાજાસમા લોકો જેવી વિવિધ ઇચ્છાઓ સાથે શેં જન્મી? જન્મ્યો તો ભલે–પણ આ આકાંક્ષાઓ, આ ભાવનાઓ ન હોત, તો મને કશું દુઃખ ન લાગત. શરીર રોગી અને—અને મન–ચિત્ત સાજુંસમું! પણ સાજાસમા ચિત્ત વડે હું શું કરી શકયો? કંઈ કંઇ કરી શકત—કંઇ કંઇ કરી શકત—કંઈ કંઇ કરવાના મારાં સપનાં હતાં! પણ......

"અરેરે! કેમ મારામાં આટઆટલી ઇચ્છાઓ ઉદ્દભવી?......

"અહાહા! કેટલો પ્રેમ! મારી સુધા! તારા પર કેટલો પ્રેમ! કેવાં સપનાં! એક સુખી સજોડલું રચાશે. હું ને સુધા–સુધા ને હું!–એમ કેટલીયે વાર વિચારેલું! પણ શા માટે એ બધું મેં વિચાર્યું?-શા માટે એ સપનાં મેં ઘડયાં? રોગીને પણ મનમાં આવી અનંત ઇચ્છાઓ થવી, કહો, દાકતરસાહેબ, શું બાજબી છે?"

"સુમન, બેટા–"

"સાહેબ–"

"બહુ બોલબોલ માં કરીશ. નકામો દુઃખી શાને થાય છે?"

"કષ્ટ તો બહુ જ છે, પણ શરીરમાં નથી. જે છે તે મનમાં જ!"

"ઉંઘ નથી આવતી?"

"ના, નથી આવતી."

"પણ ત્યારે મારી એક વાત માન. મને તારી સુધાનું શિરનામું આપ. હું તેને કાલે તેડી મંગાવું. તારૂં આટલું દુઃખ–આટલી વ્યાકુળતા જોઇને–જાણીને શું સુધા એકવાર મળવા નહિ આવે?"

"દાકતરસાહેબ? હજુયે આપને બધી વાત કયાં કહી છે? કહું છું. દાકતરસાહેબ, સુધા મને ઓળખે કયાંથી?"

"ઓળખે નહિ?" દાકતરની અજાયબીનો પાર નહોતો.

"ના, દાકતરસાહેબ! એમાં અજાયબી ન પામશો. તેના પર રોષ માં ધરશો. એમાં એનો જરાયે દોષ નથી! સુધાને એવી ન ધારશો, કે એ સ્નેહી કાજે, પ્રિયજન કાજે પ્રાણ ન પાથરે, બલિદાન ન દે. હું તેને પિછાનું છું. તે અજાણ્યા કાજે યે મરી પડે, જરૂર મરી પડે. એટલીયે હું તેને પિછાનતો ન હોત, તો કંઇ મારો આત્મા તેને માટે આમ ઘેલો બનતે? તેનું હૈયું મેં ભાળ્યું છે, મેં પારખ્યું છે......પણ ..દાકતરસાહેબ! મેં સુધાની સાથે મારી પિછાન થવા નથી દીધી!"

બહારના અંધારઘેરા આકાશ તરફ દાકતર સ્તબ્ધભાવે ભાળી રહ્યો. સુમન બોલતો રહ્યો: "કેમ થવા દઉં? દાકતરસાહેબ! મારી છાતી ફાટું ફાટું થતી–ફકત તેને દૂરથી જ જોઇને તૃપ્ત થવું પડતું તેથી હૈયાના ચીરેચીરા થતા. કેટલી યે વાર એ બંધ તોડવાનું મન થતું. પોતાના જ મનથી પોતાને જ દુઃખ દેવા ખાતર હું બહુ બહુ

રડયો છું. છતાં, દાકતરસાહેબ! આજે એ સર્વ દુઃખનું દરદ મારા હૃદયનો તાજ બની રહ્યું છે. અરેરે! તેની સાથે હું સ્નેહ બાંધત, તેને હું પ્રેમઘેલી બનાવત–જરૂર, જરૂર, મારૂં હૈયું ગરજી ઊઠે છે કે તે મારા પર પ્રેમઘેલી બનત જ, એમાં કશી શંકા નથી–પણ તો?......

"પણ, તો આજે એને શું થાત? હું આજે રડું છું. મારા મારા મોંમાંથી જ માત્ર લોહી નથી પડતું–હૃદયમાંથી પણ રૂધિરના રેલા ઝરે છે. પણ એટલું તો સુખ છે, એટલો તો સંતોષ છે કે બીજાને હું નથી રડાવતો. મારૂં સારૂં જીવન ઝેરી બન્યું. પણ તેનું જીવન શા અધિકારે ઝેરી બનાવવું? મારૂં જે કંઈ હશે–છે–તે સૌમાં એ જ પ્રિયતમ–સૌથી વધુ વ્હાલી તો એ જ, મારી સુધા. તેને ચરણે હું મારૂં સર્વસ્વ અર્પણ કરૂં ને તેને, તેને હું છળું? કહું કે 'સુધા, તું મને કેટલી વહાલી છે? મારી હાથે એલા નહિ બાંધે?'

"ને પછી?–બનતાં સુધી તે પણ ક્ષય–રોગીયણ બને! અને–અને જેને હું આ પૃથ્વીના પડ પર કદાચ જન્મ આપતો જાઉં તે યે મને શાપ દેતાં જન્મે, ને જીવે ને મરે!

"ના, ના! દાકતરસાહેબ! એમ બને તેના કરતાં તો આજ બહેતર!–મેં જે કર્યું એ જ ઠીક. સુધા, સુધા, સુધા! તું મને કેટલી વહાલી? એ નામ બોલતાં–જપતાં, રટતાં મને કદિ યે તૃપ્તિ નથી. વારંવાર એ વાત કહેતાં યે સંતોષ નથી થતો.

"દાકતર સાહેબ! હું મરૂં, પણ તેને મરેલી રાખતો જાઉં એ કેમ બને! હું ભોગવું; ભલે, પણ તેને–તેને શા સારૂ ભોગવવું! એ જ મારો પ્રેમ? બસ!..........ના, ના, ના! તેના કરતાં તો આ દરદ, આ પીડા, આ ઝાળ, આ વેદના સારી–પ્યારી છે...... બોલો, દાકતર, મેં ઠીક કર્યું ના? હું રોગી છું, પણ મારૂં મન રોગી નથી. મારો પ્રાણ સાંકડો નથી–વિશાળ છે!"

'સુમન, તને સાંકડા મનનો કહે એના જેવો આ દુનિયામાં બીજો અધમ કોણ?" દાકતરની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં: "સુમન! તું દેવ છે, તેથી જ આ દર્દ તું ખમ્યો!"

"ના, ના, દાકતરસાહેબ! હું દેવ નથી, હું જાણું છું, કે હું દેવ નથી! પણ તેનો મને અફસોસ નથી. મારે દેવ થવા ઇચ્છા યે નથી. પણ દાકતર બાપુ, એક જ વાત જાણવાની ઇચ્છા છે. આટઆટલું મેં કષ્ટ સહ્યું–આટલી વંચના–સ્વવંચના ભોગવી એનું કંઇ ફળ હશે ખરૂં? કે એ બધું જ મિથ્યા? બસ? ચિરકાળ પોતેજ પોતાને દુઃખ દઇને હું ચિમળાઇશ, ને હંમેશનેજ માટે!—ખલાસ!"

"કદિ નહિ, સુમન! કદિ નહિ! તારાં આ કષ્ટનો, આ દર્દનો બદલો જરૂર મળશે."

"પણ કયાં મળશે? કેવી રીતે મળશે?"

"પરલોકમાં!"

"બસ–બસ, દાક્તર! તમે યે પરલોકજ બતાવ્યું ને! પણ પરલોકની તૃપ્તિ માટે મેં કંઈજ કર્યું નથી. હું તો સુધાને ઝંખું છું. આ સ્થૂળ માટીની દુનિયાને હું ચાહું છું. એજ પૃથ્વી પર કંઈ કંઇ કરવાના મને કોડ હતા! પરલોકને હું શું કરૂં? પરલોકને હું ઓળખતો નથી, તેના પર મને વહાલ નથી–શ્રદ્ધા નથી.

"દાકતરસાહેબ! મને કોઇ કોઇ વાર થઈ આવે છે, કે જાણે હું સારો થઈશ. મારાં બધાં દુઃખદર્દ, અહિંજ–આ દુનિયામાં જ ફળશે—"

એ ન જુએ તેમ દાકતરે આંખો લુછી.

"ઉંઘી જા બેટા! ઉંઘી જા. રાત વીતે છે."

"રાત કેવી રઢિયાળી છે! જાણે બધે ચંદ્રિકા થનગન નાચી રહી છે! સુધાનું વદનમંડળ મારી સામે તરવર્યાં કરે છે. અત્યારે તે શું કરતી હશે, કોણ જાણે?"

"ઉંઘી જા બેટા!"

"જુઓ, હું સારો થઇશ ને પછી સુધાને બધું કહીશ. એ મારા પ્રેમદર્દની વાત નહિ સમજે?"




"સમજશે, બેટા ! સમજશે. પણ હાલ આરામ લે ને સૂઈ જા !"

"ના, ના ! પણ દાક્તર, કહોને ! સુધાને હું વહાલો નહિ લાગું ?"

"કેમ નહિ, વાહ ?"

"મને ય લાગે છે–ખાતરી છે, કે પછી હું તેને પરણીશ, ને સંસાર માણીશ. તમે ય, દાક્તર, અમારે ત્યાં આવશો જ ને ?"

"હા, આવીશ, હોં ! હાલ ઉંઘી જા !

"આખું ચિત્ર જાણે આજે જ મારી આંખો સમક્ષ નાચે છે. આનંદ...આનંદ થાય છે ! હા હા ! સુધાની છબી પડાવીશું, એના હાથમાં ચોપડી રાખીને વાંચતી હશે ! એને ચોપડીઓ નહિ વહાલી હોય ? દાક્તર સાહેબ ! મારી પેઠે, હશે જ ને ! ખૂબ ચોપડીઓ ભેગી કરીશું ને, સ્વાર્થ છોડી પરમાર્થે વળીશું. સ્વદેશને ખાતર પણ ઝુઝીશું, ભેખ ધરીશું............

"દાક્તર સાહેબ, સારો થતાં જ હું એક અંગુઠી ઘડવા આપવાનો છું....... ........"

×

નવ દિવસ કેડે સુમને દાક્તરને ત્યાં જ દેહ છોડયો !



રાત્રિનો સમય હતો. ચન્દ્રપૂરના પુરાણા ગઢમાં શાંતિનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું. ઇ. સ. ૧૨૨૨નું વર્ષ પૂરૂં થવા આવ્યું હતું. કિલ્લાના સૌથી ઊંચા બુરજમાં દીવાનો ઝાંખો પ્રકાશ દેખાતો હતો. ચન્દ્રપૂરનો વૃધ્ધ ગઢવી પોતાના આસન પર બેઠો બેઠો ગંભીર વિચારમાં મશગૂલ હતો. એવામાં તેણે મીઠાશથી કહ્યું: "મારી બેટી ?"

માથાથી તે પગ સુધી ઉમરાવપદને છાજે એવા પોશાકમાં સજ્જ થયેલ સુંદર દેખાવના એક યુવાન પુરૂષે જવાબ દીધો: "આજ્ઞા, પિતાજી !"

"મારી બેટી, જે ગુપ્ત વાતે તારી આખી જુવાની તને ગુંચવ્યા કીધી છે તેનો સ્ફોટ કરવાનો સમય હવે આવી લાગ્યો છે. એ ભેદનું કારણ હું તને હવે જણાવું છું. મારો ભાઇ ભૂપસિંહ અમરાવતીનો ઠાકોર છે. અમારા પિતાશ્રી દેવલોક થયા ત્યારે ફરમાન કરી ગયા હતા, કે ભૂપસિંહને પૂત્ર ન થાય તો અમરાવતીની ગાદી મને પુત્ર થાય તેને મળે. વળી જો એમાંથી કોઇને પણ પુત્ર ન થાય અને માત્ર પુત્રીઓ જ અવતરે, તો ભૂપસિંહની પુત્રને રાજગાદી મળે —શરત એટલીજ કે તેનું ચારિત્ર્ય નિષ્કલંક હોવું જોઇએ; જો તેનું ચારિત્ર્ય દૂષિત થાય અને મારી પુત્રી નિષ્કલંક હોય તો રાજગાદી મારી પુત્રીને મળે. આથી મેં તથા તારી જનેતાએ પ્રભુને બહુ બહુ પ્રાર્થના કરી કે અમને પુત્રની ભેટ આપે, પણ વ્યર્થ. પછી તારો જન્મ થયો. હું હતાશ થઇ ગયો. મારી જીંદગીનું સ્વપ્ન ઊડી જતું ! ને મને કેટલી આશા હતી હતું ! પાંચ પાંચ વર્ષ ભૂપસિંહને પરણ્યાને થયાં હતાં ને એને ત્યાં પુત્ર કે પુત્રી કાંઇજ અવતર્યું નહોતું.

"પણ પછી મેં વિચાર્યું કે હજી બાજી આપણા હાથમાં છે. એક અદ્દભુત યુક્તિ મને સૂઝી આવી હતી. તારો જન્મ મધ્યરાત્રે થયો હતો. એક દાયણ તથા દાસીઓ સિવાય તારી જાતિની કોઇનેજ ખબર નહોતી. બીજો પહોર થાય તે પહેલાં મેં તે દરેક જણને સ્વધામ પહોંચાડી દીધાં. પ્રાતઃકાળે આખા ચન્દ્રપૂરમાં ગઢવીને ત્યાં પુત્ર જન્મ થયાના વર્તમાનથી હર્ષોત્સવ થઇ રહ્યો. ને




એ ભેદ હજી કોઇનાજ જાણ્યામાં નથી. તારી માસીએજ તને ઉછેરીને મોટી કરી, ને ત્યાર પછી કોઇ પણ બાબતનો ભય અમને રહ્યો નથી.

"તારી દશ વર્ષની ઉંમરે ભૂપસિંહને ત્યાં પુત્રીનો જન્મ થયો. અમને સ્વાભાવિક દિલગીરી થઈ. પણ અમને ગોબરૂં, વૈદો તથા બાળકોના બીજા એવા શત્રુઓમાં શ્રદ્ધા હતી. ને ઉજળા ભવિષ્યની આશા હૃદયમાં ધારી, પણ અમને સદા નિરાશાજ મળી. પ્રભુના શાપ એના પર હજો—એ કમનસીબ છોકરી જીવતી રહી અને ઉંમરે વધતીજ ચાલી, પણ કંઇ નહિ. આપણે નિર્ભય છીએ, કારણ કે આપણે ત્યાં તો તું પુત્ર અવતર્યો છે. ને આપણો જ પુત્ર ભવિષ્યમાં ઠાકોરની ગાદીએ આવશે કે ની? ઓ મારા પ્યારા ચન્દ્રકાન્ત, ખરૂં કે ની? બેટી, તું આજે અઠ્ઠાવીશ વર્ષની થઈ પણ તને બીજે કોઇ નામે અમે બોલાવી જ નથી.

"હવે મારા ભાઈની ઉંમર થવા આવી છે ને એનું શરીર અશકત થવા માંડયું છે. રાજખટપટની જંજાળથી એને ત્રાસ થાય છે અને એની ઇચ્છા છે કે તારે એની પાસે જઇ એનું બધું કાર્ય ઉપાડી લેવું. તારો રસાલો તૈયાર છે—આજ રાત્રે જ તું ઉપડજે.

"હવે ધ્યાન રાખીને તું સાંભળ. મારો દરેક શબ્દ યાદ રાખજે. આપણા રાજ્યમાં એક જૂનો ધારો છે કે ઠાકોરની ગાદી પર કોઇ પણ સ્ત્રી પ્રજા સમક્ષ, યથાવિધિ પદાભિષેક થયાં પહેલાં માત્ર એક પળ પણ બેસે તો તેને દેહાંત દંડની સજા થાય!

"આથી મારા શબ્દો ધ્યાનમાં રાખ. નમ્રતાનો ડોળ કરજે. જે કંઇ ચૂકાદાઓ તું આપે તે રાજ્યાસનની નીચે પ્રધાનનું આસન છે તેના પર બેસીને આપજે. તારો પદાભિષેક થાય અને બધી રીતે તું નિર્ભય બને ત્યાં સુધી આ બધું કહ્યું તેમાં કાંઇ ગરબડ ન થાય. તારી જાતિની કોઇને ખબર પડવાનો સંભવ નથી, છતાં ડહાપણની રીત એ છે કે આ ઠગારી દુનિયામાં બધી બાબતોમાં જેટલી સાવચેતી રખાય તેટલી રાખવી!"

"ઓ પિતાજી! શું આ માટે સારી જીંદગી જૂઠી બનાવવામાં આવી છે? મારી નિર્દોષ બહેનને છેતરવા ખાતર જ શું આ બધો પ્રપંચ કરવામાં આવ્યો છે? માફ કરો પિતાજી, આ તમારી બેટીને માફ કરો?"

"છટ્ છટ્! આટઆટલી મગજમારી કરીને તારે માટે આવું ઝળકતું ભવિષ્ય મેં ઘડી કાઢયું તે શું આટલા સારૂ? મારા સ્વર્ગસ્થ પિતાશ્રીના કસમ ખાઇને કહું છું કે આ તારી નિર્બળ લાગણીઓ મારા સ્વભાવથી તદન વિરૂદ્ધ જાય છે. આ ઘડીએ ઠાકોર પાસે જા. અને મારો એક બોલ પણ ઉથાપ્યો તો તેં તારી વાત જાણી!"

યુવાન રમણીની સઘળી પ્રાર્થનાઓ, આજીજીઓ તથા અશ્રુઓની તેના પિતા પર કશી પણ અસર થઈ નહિ. ચન્દ્રપૂરના જમાના ખાધેલ વૃદ્ધ ગઢવીને એ સઘળું કે બીજું કંઇ ડગાવી શકે તેમ નહોતું. ને આખરે તેની બેટી ભારે હૈયા સાથે મોટો રસાલો લઇ અંધારી રાત્રિએ અમરાવતી તરફ કૂચ કરી ગઇ.

પોતાની બેટીના ગયા પછી વૃદ્ધ ગઢવી ઘણો વખત સુધી મૂગો બેસી રહ્યો; પછી પોતાની પત્ની તરફ ફરીને તેણે કહ્યું: "આપણી બીજી જીત પર ચાલી જાય છે. ભૂપસિંહની પુત્રિ અમરકુમારીને ફોસલાવવા મેં પેલા ફાંકડા ઉમરાવ જયસિંહને મોકલ્યાને આજે ત્રણ મહિના થઈ ગયા. જો તેનો પ્રયત્ન નિષ્ફળ ગયો હશે તો આપણે પૂરા સલામત નથી; પણ જો સફળ થયો તો પૃથ્વીભરમાં કોઈ સત્તા આપણી દીકરીને રાજગાદી પર આવતાં અટકાવી શકે તેમ નથી!"

"મારૂં હૃદય ધબકયા કરે છે, છતાં પ્રભુકૃપાથી સૌ સારૂં થશે."

"છટ્ છટ્! આખરે તું અબળાજ નીકળી.

ભલે ધુવડો ચીસ પાડયા કરે. ચાલ, આપણે અમરાવતીનાં સ્વપ્નાં જોઇએ."

[ ૨ ]

ઉપરની વાતને છ દિવસ વીતી ગયા બાદ અમરાવતી નગરી લશ્કરી કવાયતો તથા પ્રજાના હર્ષનાદથી ગાજી રહી હતી. એ ખુશાલીનું કારણ અમરાવતીની રાજગાદીના ભાવી વારસ ચન્દ્રકાન્તનું નગરમાં થયેલું આગમન હતું. વૃદ્ધ ઠાકોરનું હૃદય પરમ આનંદ અનુભવી રહ્યું હતું. ચન્દ્રકાન્તનું સુંદર મુખ તથા તેની મીઠી રીતભાતે તેનું દિલ એકદમ જીતી લીધું હતું. રાજમહેલના ભવ્ય ખંડો ઠાકોરના ભાયાતો, લશ્કરી અમલદારો વગેરેથી ભરાઈ ગયા હતા. ને એ સૌએ ચન્દ્રકાન્તને પોતાની આસપાસનું વાતાવરણ એટલું તો સુખકારક ને સરળ લાગ્યું કે તેની બધી બીક તથા દિલગીરી ઊડી ગઈ—ને તેને સ્થાને સંપૂર્ણ રાહત ને ખુશાલી પ્રગટયાં.

પણ મહેલના એકાંત ખંડમાં જુદી જ ઘટના ચાલી રહી હતી. ઠાકોરની એક બેટી અમરકુમારી તે ખંડની બારીએ ઊભી હતી. તેની આંખો રડી રડીને રાતી થઈ ગઇ હતી ને સૂજી આવી હતી. તે એકલી જ હતી. થોડી વારમાં તેણે ફરીથી રડવા માંડયું ને ફરીથી બોલી: "દુષ્ટ જયસિંહ નાસી ગયો—અમરાવતી છોડી ગયો! પહેલાં મેં એ માન્યું નહિ, પણ હાય! એ સત્ય જ છે. હું એને કેટલી બધી ચ્હાતી હતી! હું જાણુતી હતી કે મારા પિતાજી મને એની સાથે કદી પણ પરણવા દેશે નહિ; છતાં મેં એને ચ્હાવાની હિંમત કરી. હું એને ચ્હાતી હતી. પણ હવે હું એને ધિક્કારું છું! મારી રગેરગ એને ધિક્કારે છે. હે પ્રભુ! મારૂં શું થશે ? મારૂં મગજ ભમે છે ! હું ગાંડી થઈ જઇશ !"

[ ૩ ]

થોડા મહિના પસાર થઇ ગયા. ચન્દ્રકાન્તના રાજકાર્યની પ્રજાજનોએ મુકત કંઠે પ્રશંસા કરી એના ચૂકાદાઓ, એની દયા દાખવતી સજાઓ અને એની ઊંચી પદવીએ જે નમ્રતા એ રાખતો તેથી લોકો મુગ્ધ થઇ ગયા. વૃધ્ધ ભૂપસિંહે થોડા જ સમયમાં સઘળું એને સોંપી દીધું અને પ્રધાનના આસન પર બેસીને ચન્દ્રકાન્ત રાજાજ્ઞાઓ આપતો ત્યારે દૂર બેસીને ગર્વપૂર્ણ સંતોષથી એ તેને જોઈ રહેતો. પ્રજાજન તરફથી આટલો પ્રેમ, આટલું માન અને આટલી પ્રશંસા પ્રાપ્ત કર્યા પછી ચન્દ્રકાન્ત સુખ અને સંતોષ પામે એ જ સ્વાભાવિક હતું. પણ ચન્દ્રકાન્તના હૃદયમાં જુદી જ સ્થિતિ હતી. અમરકુમારીને પોતાની સાથે પ્રેમમાં પડતી જોઇને એ ગભરાઇ ગયો હતો. અમરકુમારી સિવાય સારી દુનિયાનો પ્રેમ એને સુખદાયક હતો, પણ આમાં તો ભયંકર જોખમ હતું! વળી વૃદ્ધ ઠાકોરે પણ પોતાની પુત્રીનું વલણ પારખ્યું હતું ને તે લગ્નના સ્વપ્નાં જોતો હતો. રાજકુમારીના ચ્હેરા પરનો વિષાદ દિવસે દિવસે ઓછો થતો હતો. દિવસે દિવસે તેનાં નયનોમાં આશાનું તેજ ચમકતું હતું, ને ધીરે ધીરે આછું સ્મિત તેનાં ગ્લાનિભર્યાં મુખ પર ફરકવા લાગ્યું હતું.

ચન્દ્રકાન્ત ભડકી ગયો હતો. એક પ્રકારની અંતર પ્રેરણાથી દોરવાઇને એણે શરૂઆતમાં અમરકુમારીની દોસ્તી બાંધવાનું ઠીક ધાર્યું હતું. તે વખતે એ ગમગીનીથી ઘેરાયલો હતો ને સ્રીનું કોમળ હૃદય જ એને શાંતિ આપી શકે એમ હતું. આ અંતર પ્રેરણાને તાબે થવા માટે હવે એ પોતાને શાપ દેવા લાગ્યો. ધીરે ધીરે એણે અમરકુમારીથી આઘે નાસવા માંડયું. પણ આથી તો બાજી વધારે બગડી. એ જેમ દૂર રહેવા ગયો તેમ તે એની વધારે વધારે પાસે આવતી જ ગઈ. પહેલાં એ અજબ થયો, પછી ગભરાયો. પણ કુમારીએ તો એનો પીછો પકડયો હતો. ગમે ત્યાં ગમે ત્યારે તે એને પકડી પાડતી. કુમારીનાં આ વર્તનમાં ચન્દ્રકાન્તને કાંઈક ભેદ લાગ્યો.

પણ આમ ક્યાં સુધી ચાલ્યા કરે? સઘળા લોકો એને વિષે વાતો કરતા હતા. ભયથી ને વ્યાકુળતાથી ચન્દ્રકાન્ત ભૂત જેવો થઈ ગયો હતો. એક દિવસ તે પોતાના ખાનગી ખંડમાંથી બહાર આવતો હતો ત્યારે તેના બંને હાથો કુમારીએ પકડ્યા અને કહ્યું: "તમે કેમ મારાથી દૂર ને દૂર નાસો છો? તમારૂં દિલ મારા પરથી ઊઠી જાય એવું મેં શું કર્યું છે? ચન્દ્રકાન્ત, મને ધિક્કારો નહિ, પણ મારા દુઃખી દિલની દયા ખાઓ. હવે હું એ વાત મારા મનમાં વધારે વખત ટકાવી શકું એમ નથી,–મારૂં હૃદય એમ કરતાં ફાટી જતું હોય એમ લાગે છે. ચન્દ્રકાન્ત, ઓ ચન્દ્રકાન્ત, હું તમને ચહાઉં છું! તમારે મને ધિક્કારવી હોય તો ભલે. પણ એ કહ્યા વગર મારાથી રહેવાય તેમ નહોતું."

ચન્દ્રકાન્ત આભો બની ગયો. અમરકુમારી જરા વાર અચકાઈને ઊભી રહી, પણ પછી તેની શાંતિનો ખોટો અર્થ લઈ, તેની આંખો ચમકી રહી અને ચન્દ્રકાન્તને ગળે બાઝી પડી તે બોલી: "અહાહાહા! તને દયા આવી ખરૂ? તું મને ચ્હાઈ શકશે, તું મને જરૂર ચ્હાશે, નહિ? એક વખત કહું કે તું મને ચ્હાશે; કહેની, મારા વ્હાલા ચન્દ્રકાન્ત!"

ચન્દ્રકાન્તના ગળામાં ખખરી બાઝી ગઇ, તેનું મોં ફિક્કું પડી ગયું ને પવનમાં ઘાસ ધ્રૂજે તેમ તે ધ્રૂજવા લાગ્યો. બીજી પળે તેણે અમરકુમારીને દૂર હડસેલી દીધી ને કહ્યું: "તું શું માંગે છે તેનો તને ખ્યાલ નથી. તારી માગણીનો સ્વીકાર કરવો એ બિલકુલ અશકય છે!" આટલું કહીને તે અપરાધીની માફક નાસી ગયો ને અમરકુમારી આભી બનીને પત્થરવત્ જમીન પર પડી રહી. એક ઘડી પછી તે ત્યાં ધ્રૂસકે ધ્રૂસકે રડતી હતી ને ચન્દ્રકાન્ત પોતાના ખંડમાં ડચકિયાં ખાતો હતો. બંને છેક હતાશ થઈ ગયાં હતાં. બંનેને પોતાનું વહાણ ખરાબે અથડાઇ જતું લાગ્યું.

થોડી વારે અમરકુમારી ઊભી થઈ ને પોતાના ખંડમાં જતાં જતાં બોલી: "હું અભાગણી જ્યારે એમ ધારતી હતી કે એનું હૃદય પીગળવા માંડયું છે તેજ વખતે એ મને ધિક્કારતો હતો! ધિક્કાર હજો એના પર! એણે મને કૂતરાની પેઠે હાંકી કાઢી હતી!"

[ ૪ ]

સમય પસાર થતો ગયો. ઠાકોરની પુત્રીના મોં પર ફરી પાછું પેલી વિષાદની છાયાએ ઘર કીધું. હવે કોઈ ચન્દ્રકાન્તને ને અમરકુમારીને ભેગાં જોતું નહિ પણ દિવસો વીતતા ગયા તેમ તેમ ચન્દ્રકાન્તના મુખ ઉપર પાછી લાલી આવવા માંડી અને તેણે પોતાનું કાર્ય ફરી પાછું પ્રથમની જેમ ડહાપણ અને વિવેકથી કરવા માંડયું.

થોડા વખતમાં મહેલમાં એક વિચિત્ર અફવા છાની છાની ઉડવા લાગી. અફવા ધીરે ધીરે જોર પકડવા લાગી અને સ્થળે સ્થળ ફેલાઈ ગઈ. નગરના નવરા લોકોએ એનો ફેલાવો કરવાનું માથે લઈ લીધું. અને ધીરે ધીરે એ આખા રાજ્યમાં પ્રસરી ગઇ. અફવા આ પ્રમાણે હતી–

"અમરકુમારીએ એક બાળકને જન્મ આપ્યો છે!"

ચન્દ્રપૂરના વૃધ્ધ ગઢવીને કાને આ વાત ગઇ ત્યારે તે હર્ષથી ઉછળ્યો અને પોતાની સમશેર હવામાં વીંઝીને બરાડયો: "ઠાકોર ચન્દ્રકાન્તનો જય હજો. હવે એ રાજગાદીનો પૂરેપૂરો વારસ ઠરી ચૂકયો. જયસિંહે પોતાનું કામ બરાબર પાર પાડયું છે એ લુચ્ચાને એનો બદલો મળશે!"

વૃધ્ધ ગઢવીએ સમાચાર ચારે દિશામાં ફેલાવ્યા. અને પૂરા બે દિવસ સુધી આખા ચન્દ્રપૂરમાં ગાનતાન, મિજબાની ને ભભકભરી રોશની થઇ રહી; ને એ બધાનો ખર્ચ વૃધ્ધ ગઢવીએ ચૂકવ્યો.

[ ૫ ]

અમરકુમારીનો ન્યાય થવાની તૈયારી હતી

ઠાકોરના મહેલમાં અમરાવતીના બધા ઉમરાવો ન્યાય મંદિરમાં ભેગા થયા હતા. બેસવાને કે ઊભા રહેવાને પણ અણુમાત્ર જગા ખાલી નહોતી રહી. પ્રધાનના આસન ઉપર ચન્દ્રકાન્ત બેઠો હતો અને તેની આસપાસ પ્રધાન તથા રાજ્યના ન્યાયાધિશો બેઠા હતા. વૃદ્ધ ઠાકોરે કડક હુકમ કર્યો હતો કે પોતાની પુત્રીનો ન્યાય તોળવામાં જરા પણ પક્ષપાત કરવો નહિ; અને પછી ભગ્ન હૈયે બિછાનામાં પડયા હતા. તેનો કાળ નજીક આવતો હતો. ચન્દ્રકાન્તે કરગરીને કહ્યું હતું કે પોતાની બહેનનો ન્યાય કરવાનું મને ન સોંપાય તો સારૂં, પણ ઠાકોરે તેનું કાંઇ જ સાંભળ્યું નહિ.

ત્યાં ભેગા થયેલા સર્વ લોકોમાં ચન્દ્રકાન્તનું હૃદય સૌથી વધારે ગ્લાનિ અનુભવી રહ્યું હતું.

સૌથી વધારે આનંદ તો ચન્દ્રપુરના વૃદ્ધ ગઢવીના હૃદયમાં હતો. તેની બેટી 'ચન્દ્રકાન્ત'થી છાનોમાનો તે અમરાવતી આવ્યો હતો ને પોતાના કુળનો સીતારો ચઢયો જોઇ હર્ષથી ઉછળતે હૈયે ઉમરાવો જોડે બેઠો હતો.

શરૂઆતનો બધો વિધિ થઇ રહ્યા બાદ પ્રધાને કહ્યું: "અમરકુમારી, અગાડી આવો!"

કમનસીબ રાજકુમારી ઊભી થઇને ભેગા થયેલા સર્વ લોકો સમક્ષ ખુલ્લે મોંએ આવીને ઊભી રહી. પ્રધાને તેને ઉદ્દેશી કહ્યું: "પૂજય રાજકુમારી, આ રાજ્યના મહાન ન્યાયાધિશો સમક્ષ તમારા પર આરોપ મૂકવામાં આવ્યો છે કે લગ્નની પવિત્ર ગાંઠથી જોડાયા વગર તમે એક બાળકને જન્મ આપ્યો છે. એ આરોપ પુરવાર કરવામાં આવ્યો છે. આ અપરાધની શિક્ષા એક અપવાદ બાદ કરતાં દેહાંતદંડ છે; એ અપવાદ આપણા પૂજ્ય ઠાકોરશ્રીના પ્રતિનિધિ શ્રીમાન ચન્દ્રકાન્તજી આપણને હમણાં જણાવશે. તે ધ્યાન રાખીને સાંભળજો."

ચન્દ્રકાન્તે ન છૂટકે રાજદંડ હાથમાં લીધો અને તેમ કરતાં જ તેનું હૃદય કમનસીબ કુમારીને માટે કરૂણાથી દ્રવી ગયું, ને તેની આંખમાં અશ્રુ ઉભરાઈ આવ્યાં. તેણે બોલવાને માટે પોતાના હોઠ હલાવ્યા. ત્યાં પ્રધાને કહ્યું: "એ આસનેથી નહિ, મહારાજ! શ્રીમાન ઠાકોરશ્રીના કુટુંબના કોઇપણ માણસનો ન્યાય રાજ્યાસન પરથી જ ચૂકવવો જોઇએ."

ચન્દ્રકાન્તના દિલમાં એક જાતની કંપારી છૂટી ને તેના વૃદ્ધ પિતાનું આખું શરીર ધ્રૂજી ઊઠયું. ચન્દ્રકાન્તનો પટ્ટાભિષેક હજી થયો ન હતો. એ રાજગાદી પર બેસે તો તે તેને અભડાવે નહિ? તે ગુંચવાયો ને ફિક્કો પડી ગયો. પણ એમ કર્યા વિના છૂટકો જ નહોતો. લોકો બધા કુતૂહલથી તેને જોઈ રહ્યા હતા; વધારે વાર લાગે તો એ કુતૂહલ શંકામાં બદલાઇ જાય. તે રાજ્યાસન પર બેઠો. પછી રાજદંડ જરા આગળ નમાવીને તેણે કહ્યું: "રાજકુમારી, પૂજ્ય ઠાકોરશ્રીના પ્રતિનિધિ તરીકે મારા પર આવી પડેલું આ ગંભીર કર્તવ્ય બજાવવા હું પ્રવૃત્ત થાઉં છું. મારા શબ્દો પર ધ્યાન આપ. રાજ્યના જૂના ધારા પ્રમાણે તારા કલંકના ભાગીદારને તું જાહેરમાં મૂકીને તેને જલ્લાદને સોંપી નહિ દે તો તારે દેહાંત દંડની સજા ભોગવવી પડશે. હજી બાજી હાથમાં છે ને તું તેને ઉગારી લે. તારાં બાળકના પિતાનું નામ જણાવી દે."

આખા ન્યાય મંદિરમાં ગંભીર ચુપકીદી ફેલાઇ રહી. ને દરેક જણને પોતાના હૃદયના ધબકારા સંભળાવા લાગ્યા. પછી રાજકુમારી ધીરેથી ચન્દ્રકાન્ત તરફ ફરી ને તેના તરફ તિરસ્કારયુક્ત દૃષ્ટિ નાંખીને તેણે કહ્યું: "તું જ મારા બાળકનો પિતા છે."

આ આરોપ ખોટો ઠરાવવાની પોતાની અશક્તિ તથા નિરાધારતાના ખ્યાલે ચન્દ્રકાન્તનાં ગાત્રો હિમ જેવાં ઠંડાં થઈ ગયાં. દુનિયાભરમાં કોઇ શક્તિ તેને બચાવી શકે તેમ નહોતું. આ આરોપ ખોટો ઠરાવવાને પોતે સ્ત્રી છે એમ સાબિત કરવું



પડે, ને સ્ત્રી થઇને ઠાકોરની ગાદી પર પટ્ટાભિષેક થયા વગર બેસવા માટે એને દેહાંતદંડની સજા થાય ! ચન્દ્રકાન્ત અને તેનો વૃધ્ધ પિતા એકી સાથે ચકરી ખાઇને જમીન ઉપર ઢળી પડયા.

*

આ દિલ ઉશ્કેરનારા બનાવોથી ભરપૂર કથાનો ભાગ અહીં કે બીજે કયાંય, હમણાં કે ભવિષ્યમાં કદી પણ વાંચવામાં આવશે નહિ.

સત્ય વાત એ છે કે મારા નાયક (કે નાયિકા) ને મેં એવી તો ગુંચવણભરી સ્થિતિમાં લાવીને નાખ્યો છે અને તેમાંથી બહાર કેમ કાઢવો તે મને જરા પણ સમજાતું નથી, ને તેથી આ વાર્તા બાબત હું મારા હાથ ધોઇ નાખું છું. ને એ પોતાની મેળે નીકળી આવે તો તેમ કરવાને છૂટ આપું છું, નહિ તો ભલે એ ત્યાં જ પડયો રહે. વાર્તા શરૂ કરી ત્યારે આ ગુંચવણનો નિકાલ સ્હેલાઇથી થઈ જશે એમ મેં ધારેલું પણ હવે કંઇ જુદું જ લાગે છે.



બંદૂક ખાંધે ભેરવી રામકીશન તિજોરીના ઓરડા સામે હંમેશના નિયમ મુજબ એકસરખા આંટા મારતો પહેરો ભરી રહ્યો હતો. તેના મનમાં તેના પોતાના જ નસીબના સંજોગો વિષે વિચાર ચાલી રહ્યા હતા.

*

રામકીશન ઔરંગાબાદમાં તિજોરીગાર્ડ હતો. છાપરા જીલ્લાના એક એક ગામડામાં તેનું વતન હતું. ત્યાં જ તેનું ઘર પણ હતું, પણ તે છ વરસની બાળવયે ત્યાંથી નીકળ્યો, તે નીકળ્યો જ.

પહેલાં તે સ્રીની સાથે રહેતો. જ્યાં જ્યાં નોકરીએ જતો ત્યાં ત્યાં સ્રીને સાથે જ લઇ જતો અને એમ ને એમ તે કેટકેટલી જગ્યાએ ફર્યો હશે. તેણે કંઈ નામદાર સરકારની નોકરી કમ નહોતી બજાવી! બાવીશ વરસનો નવજુવાન હતો ત્યારનો તે સરકારી નોકરીમાં દાખલ થયો હતો. હાલ તેને બાવનમું વરસ ચાલતું હતું. બે ચાર વરસ પછી તો તેને પેન્શનનો જ વારો આવવાનો હતો...............

......પણ પેન્શન મળ્યું તો યે શું? તેનાથી તો નિરાંત જીવે ઘેર જઇને રહેવાય તેમ કયાં હતું? ઘેર જતાં જ તેને બીક લાગતી. એ બીક વિષે જ તેના મનમાં અત્યારે પણ વિચારો ચાલી રહ્યા હતા.

પહેલાં રામકીશન સ્રી સાથે જ હંમેશ રહેતો. તેનાં લગ્ન તો ઘણાં વરસો પર થયાં હતાં–તે વેળા તે માંડ નવ વરસનો હતો, અને તેની સ્રી પાર્વતીની ઉંમર ૧૦–૧૧ની આસપાસમાં નહિ, તો પણ નવની તો ઉપર જ હતી. તે પછી ચાર પાંચેક વરસ તો તેઓ છૂટાં જ રહેલાં. પણ રામકીશન ૨૧ વરસનો થયો ત્યારે તેનો શેઠ અને શેઠાણીમા બંને અચાનક પ્લેગથી મૃત્યુને શરણ થયાં એટલે તે સ્રીને સાથે જ લઇને નીકળ્યો. ત્યાર પછી તેની સ્રી હંમેશ તેની સાથે જ રહેતી.

મોટી ઉંમર થવા આવી છતાં પાર્વતીને પેટે કંઇ જ છોકરૂં ન થવાથી બંને જણ મૂંઝાતાં અને દુઃખી થતાં. લગભગ પાંત્રીસ છત્રીસ વરસની ઉંમર થઇ તો યે રૂડો અવસર ન આવ્યો એથી તેમને ભારે ચિંતા થવા લાગી, પણ છેવટે સાડત્રીસમે વરસે રામકીશનને ગયામાં નોકરી હતી, તે વેળા પાર્વતીને ગર્ભ રહ્યાનું જણાયું. ગયાજી જેવું સારા હિંદુસ્તાનનું પવિત્રમાં પવિત્ર તીર્થધામ બીજું કોઇ જ નહિ એ વાતની રામકીશનને ખાતરી થઈ ચૂકી હતી—આજે એ ખાતરી જેવીને તેવી જ ઊંડી છે.

પોતાના કુળને દીપાવનાર એક વારસ હવે થવાનો—જરૂર થવાનો એવી આશા પડતાં જ રામકીશન તો આનંદે જાણે અડધો ઘેલો જ થઈ ગયો. તે દિવસથી તેણે સ્ત્રીની પાસે કોઈ પણ પ્રકારનું અઘરૂં કામ લેવાનું બંધ કર્યું. શહેરોમાં નોકરી કરતાં કરતાં તેના સમજવામાં એવું આવેલું કે, એવી જાતની અવસ્થામાં સ્ત્રીએ કોઈ જાતનો વધારે શ્રમ લેવો ના જોઇએ. તેમ સારો સારો પુષ્ટિકારક ખોરાક ખાઇને પ્રસન્ન—પ્રફુલ્લ રહેવું જોઇએ. આ ત્રણે વસ્તુ થાય તે સારૂ તેણે પૂરેપૂરો પ્રયત્ન માંડ્યો. તે એટલે સુધી કે તે ન પાર્વતીને રાંધવા દે, તેમ ન વાસણ માંજવા દે; બધું પોતે જ કરે. પાર્વતી તો પતિદેવની આ રીતભાત જોઇ હસ્યા કરતી. થોડો વખત સુધી તો દેવાધિદેવની આ પ્રેમવાસના તેને બહુ ગમેલી પણ ખરી. પણ જ્યારે તેણે જોયું કે સ્વામીનાથ તો કોઇ મોટા ઘરની શ્રીમંત કુટુંબની સ્ત્રીની માફક પુતળી રૂપે પોતાને બેસાડી રાખવાનું કરે છે, ત્યારે તેણે ઘોર બંડ જાહેર કર્યું. પતિપત્નીમાં મીઠો કલહ પણ જાગ્યો. ને પાર્વતીએ બૂમાબૂમ કરી મૂકી, કે મને મોટી ઉંમરે રૂડો અવસર આવ્યો છે, તેથી કંઇ મને આમ લાકડાની ઢીંગલી પેઠે એક ઠેકાણે સ્થાપી ના રખાય. તે કહેઃ "મને સાસુજી પણ કહેતાં હતાં કે જેઓ કામકાજ કરે, મહેનત લે, તેમની જ તબિયત ઠીક રહે; ને વળી કોઈ વાતમાં હદપાર જવું એ કંઈ ઠીક નહિ."

પણ રામકીશન તો જીદ્દીનું ઝાડ હતો. તે કહેઃ "મને આમાં કશી અગવડ પડતી નથી. વળી ભવિષ્યમાં છોકરો થશે, ત્યારે તો તારૂં કામ ઘણું વધી જ જશે ના? તેથી અત્યારે ખૂબ આરામ લઈ શરીરને મસ્ત રાખવાની ખાસ અગત્ય છે. ને મારે તો—મારી નોકરીમાં છે તે જ કામ કર્યા કરવાનું છે, કશુંય વધવાનો સંભવ નથી. ફક્ત એક બંદૂક ખાંધે ભેરવી આમથી તેમ આંટા મારી કરવાના—બચ્ચાના ખેલ. બીજું શું? એટલે, મારૂં બાકીનું જોર વાપરવાને મને પૂરતો અવકાશ તો જોઇએ જ. ત્યારે પછી તને મદદ ના કરૂં તો કોને કરૂં?"

પાર્વતી પતિદેવની આવી ચતુરાઈભરેલી દલીલો સાંભળીને મોંએ પાલવ દાબીને હસતી. આવી મોટી બૈરી હોવા છતાં ય દૂધ પીતી વેળા ચમચો વાપરવાનું રામકીશન તેને કહેતો તેથી તે બહુ અકળાતી અને પોતાનો અણગમો જાહેર કરતી. પણ કોઇ મહાપંડિત જેવું ગંભીર વદન કરી રામકીશન તેને કહેતોઃ "આ દૂધ કંઇ તારા માટે નથી; એ તો ગર્ભમાંના બાળક માટે છે. તેને ધીમે ધીમે ને પૂરતું દૂધ પીવા મળવું જોઇએ." તુલસીદાસનું રામાયણ લઇને તે બેસતો, અને પાર્વતીને, સીતાજીના મહિમાવાળો ભાગ વાંચી સંભળાવી કહેતો કેઃ "જો, રામચંદ્રજી સીતાજીની ગર્ભાવસ્થામાં કેવી બરદાસ્ત કરતા હતા!"

એવી મીઠી લડાઇઓ—એવા મીઠા ટંટાઓ ચાલી જ રહેલા હતા, તે અરસામાં પાર્વતીએ ગયામાં જ એક પુત્રને જન્મ આપ્યો. રામકીશન પુત્રનું વદન નીરખી ઘેલો ઘેલો બની ગયો. સગાંવહાલાંને બોલાવી યથેચ્છ રીતે ભોજન કરાવ્યું. પાડપાડોશમાં—મહોલ્લામાં પ્રસાદ વહેંચ્યો. એ સૌ ખરચ માટે શાહુકારને ત્યાંથી થોડાક રૂપીઆનું દેવું પણ તેને કરવું પડયું, પણ તેનું કંઈ નહિ. એ વાતનું તેને જરા ય દુઃખ નહોતું.

મઘામાં જન્મેલો તેથી પુત્રનું નામ તેણે ગદાધર રાખ્યું. અવારનવાર કાગળ પર બાબુ ગદાધર મિશ્ર એવા મોટા હરફો કાઢી પોતે જોતા અને પાર્વતીને બતાવતો. અને એ નામ કાગળ પર કેવું રઢિયાળું લાગે છે—કેવું દીપી નીકળે છે તે જોઈ બંને ચકિત થતાં અને રાચતાં. બીજા લોકો નામ રાખે છે તે પાછળથી કેવું તોછડું થઈ જાય છે તેવું આપણે નથી, તેવો ગર્વ લેતાં.

ગદાધર ઘૂંટણીએ ચાલતાં તો શીખ્યો નહોતો ત્યાં તો રામકીશનજીએ મન સાથે ગાંઠ પણ વાળી મૂકી કે મારા લાડકવાયા ચિરંજીવી પાસે કંઇ ખભે બંદૂક ભેરવી મારી માફક પહેરો ભરાવવો નથી. એ છોકરો તો ઓફિસમાં ખુરસીટેબલે જેવો શોભે તેવો કાંઇ પહેરો ભરવામાં નહિ શોભે. તેણે નક્કી મનસૂબો કર્યો કે એને પૂરેપૂરું અંગ્રેજી ભણાવવું. ગદાધરભાઇ પૂરું 'કાકા મામા' બોલતા શીખ્યા નહોતા, ત્યાં તો તેમને માટે બાળપોથી પણ આવીને હાજર થઈ ચૂકી.

પાંચેક વરસનો થયો એટલે તેને રીતસર વિધિ કરીને નિશાળે મૂકયો. દાઢી હલાવતાં હલાવતાં મહેતાજીને તેણે તાકીદ આપી કે આ છોકરાને શરીરે જરા ય હાથ અડાડશો તો તમારી વાત તમે જાણો! ને એમ ન કરવા બદલ તેણે મહેતાજીને ખાનગી રીતે અવારનવાર કંઈ કંઇ આપવાનું યે કબૂલ્યું.

ગદાધરનો જન્મ થયા પછી રામકીશનની ધર્મ પરની શ્રદ્ધા બહુ જ વધી પડી. સાધુસંત નજરે પડતાં જ તેને ઘેર લઈ આવે, આગતાસ્વાગતા કરે, જમાડે, દાનદક્ષિણા આપે ને સંતુષ્ઠ કરે. એ બહુ વધી પડયું ત્યારે પાર્વતી કોઇ કોઇ વાર ખરચનો આંક ન હોવાની ટકોર કરતી. તે વેળા તે કહેતોઃ "આ બધું આપણા બચુડાના કલ્યાણ માટે છે. આ બધાં પુણ્ય વડે તેનું આયુષ્ય મોટું થશે. દવાની મોટી મોટી બાટલીઓથી જે ના વળે તે સારા સંતમહંતના ચરણની ચપટી રાખ વડે કામ થઇ જાય છે. દશગણો ગુણ નજરે પડે છે. આ બધી બાબતો દેશના લોકો ભૂલતા જાય છે, તેથી જ તેઓ વધારે દુઃખી થાય છે." એમ એ કહેતો અને પોતાનાથી પણ એવી બાબતમાં ગેરકાળજી ના થઇ જાય તે સારૂ પાર વિનાનો પ્રયત્ન કર્યા કરતો.

એમ કરતાં ગદાધર—રામકીશનની મનાઇ હોવાથી આપણે પણ તેનું જરા ય ટૂંકું નામ આપી શકીએ તેમ નથી—ગદાધર દશ વરસનો થયો, અને રામકીશને તેને અંગ્રેજી સ્કુલમાં દાખલ કર્યો.

એવામાં અચાનક એક દહાડો ખુદ રામકીશન પોતે જ અજબ રીતે બદલાઈ ગયો. થોડા દહાડા તો તેનું ચિત્ત બિલકુલ ઠેકાણે જ નથી એમ પાર્વતીને ચોકખું જ માલમ પડયું. ન કોઇની સાથે બરાબર વાતચીત કરે, ન છોકરાને રમાડે, ન પાર્વતી સાથે સુખદુઃખની કે ગદાધર વિષેની લાડકી લાડકી વાતો કરે. તે જાણે તદ્દન જ ફેરવાઇ ગયો. બહુ બહુ તપાસ કરતાં યે આમ તેનું બદલાઈ જવાનું કારણ પાર્વતીને ન સમજાયું. તેણે તેને સીધો સવાલ પૂછયો તેનો જવાબ પણ કંઈ ન મળ્યો.

ત્યારે સ્રીની જાત, એટલે પાર્વતીને તો એવો જ શક પડયો, કે ધણીનું ચિત્ત કોઇ બીજી સ્રામાં તો ન ચોંટયું હોય? જો કે હવે તો મોટી ઉંમર થઇ ગઈ છે, એટલે એવું બનવાનો સંભવ નથી છતાં, ભાઇ, પુરૂષનું મન, તેનો વિશ્વાસ શો કરવો? પાર્વતીએ ખૂબ ધ્યાનપૂર્વક લક્ષ રાખવા માંડયું. પણ તેની કશી નિશાની જોવામાં આવી નહિ. નોકરી પતે કે તુરત તે ઘેર આવીને બેસતો, ને કોઇ ખાસ જરૂરના કામ શિવાય બહાર ન જતો; નહિ તો પોતાની નાનકડી કોટડીમાં બેસી ગોસ્વામીજીનું રામાયણ લઈ ઉદાસ ચિત્તે માથું ધુણાવતો વાંચ્યા કરતો. તેની ભૂખ પણ મરી ગઇ. એક વાર તો પાર્વતીને એવો શક ગયો કે કદાચ ધણી સાધુ થઈ જશે. એટલું બધું તે સંતસેવા

તરફ ધ્યાન આપતો હતો. પણ વધારે બારીકીથી નિહાળતાં ને સમય જતાં તેવું પણ કશું દેખાયું નહિ. પાર્વતીને એટલી તો ખાતરી થઇ, કે સ્વામીમાં કંઈ અપલક્ષણ તો નથીજ પેઠાં. પણ આ ફેરફારનું કારણ શોધવાનો રસ્તો તેને ના જડયો.

એમ કરતાં કરતાં થોડા દિવસ વિત્યા. એક દિવસ રામકીશને આવી ઉદાસ વૃત્તિથી કહ્યું: "સાંભળો છો કે? હુકમ આવી ગયો છે. મારી બદલી ઔરંગાબાદ થઈ છે. ને પરમ દિવસે જવું પડશે."

પાર્વતીએ કહ્યું: "ચાલો ત્યારે, ઘર સમેટી લઇએ."

તે વેળા રામકીશને અજબ જેવો જવાબ દીધો, ને તે સાંભળી પાર્વતી પણ જરા હેબતાઈ ગઇ. તેણે કહ્યું: "હું તો એકલો જ જવાનો છું. અહીં શહેરમાં સારી વસ્તીવાળા ભાગમાં મેં એક ઓરડી ભાડે રાખી છે, ત્યાં ગદાધરને લઇને તું રહેજે. કેમકે ઔરંગાબાદમાં અહીંના જેવી મોટી નિશાળ નથી. નિશાળ છેક નાની છે. તેને અંગ્રેજીમાં માઇનોર સ્કુલ કહે છે—એટલે કે નાની સ્કુલ."

વાત એટલે અંશે તો સાચીજ હતી કે ઔરંગાબાદમાં માઇનોર સ્કુલ જ હતી. પણ તેવી સ્કુલમાં ભણવાને ગદાધરને લગારે હરકત જેવું તો કંઇ હતુંજ નહિ. પાર્વતીને કંઇએ વાત સમજાઇ નહિ. છતાં તે બોલી: "એ કાંઇ નહિ ચાલે. સ્કુલ જેવી હોય તેવી. ત્યાં જેટલું ભણાય તેટલું ભણે એટલે થયું. આપણો કીકો કંઈ ગવર્નર તો ઓછો જ થવાનો છે?"

આ વેણ સાંભળી રામકીશનના હૃદયને ભારે ઘા લાગ્યો. જે બાળકને પોતે આટઆટલા આશાભર્યા હૃદયે આટઆટલી કાળજીથી ઉછેરી રહ્યાં હતાં, તેને માટે આવું હીણું વાકય કેમ સાંભળી શકાય? કેમ સહન કરી શકાય? તેણે પાર્વતીને દુ:ખભરેલ સાદે કહ્યું: "માણસ કઇ સ્થિતિમાંથી કઈ, કયારે પ્રાપ્ત કરશે તેનો કંઈ ભરોસો નથી. એ કંઈ કોઇથી કળી ના શકાય. જાણ્યા સમજ્યા વગર આવી વાત ટપ દઇને બોલી બેસવું એ ઠીક નથી. તેમાં ફાયદો તો કંઇજ ન થાય, ને ઉલટું નુકસાન થવાના જોગ આવે. કંઈ નહિ તો મનમં શક નીપજે."

વળી રામકીશને બીજું એમ પણ કહ્યું કે. "અહીંઆં મોટા મહેતાજીસાહેબની મહેરબાનીથી ગદાધર મફત ભણે છે, ત્યાં એવી ગોઠવણ થાય, કે નહિ પણ થાય. થશેજ એમ કેમ કહી શકાય? નહિજ બને એમ માનીને ચાલવાનું ને?"

પછી રામકીશને એક મોટી હાઇસ્કુલની ફી જણાવી ને ખર્ચ સમજાવ્યો કે: "છોકરો ૭–૮ વરસ ભણશે તે દરમ્યાન ફક્ત સ્કુલની ફીના જ લગભગ અઢીસોક રૂપિયાની લાગત થાય. ને તે તમે અહીં રહો તો તદ્દન બચી જાય. અને બીજો ખરચ તો ત્યાં પણ લાગવાનો, ને અહીં યે પણ લાગવાનો. તેથી જ્યાં રહ્યે છોકરાનું કલ્યાણ થતું હોય ત્યાં જ રહેવાનું ઠીક."

એક તો આ બધી લાંબીમોટી વાતો, ને તેમાં બિલકુલ અબોલા જેવી સ્થિતિમાં રામકીશને પાર્વતી સાથે આટલી બધી વાર સુધી વાત કરી; પાર્વતીને તેનું કહેવું ગળે ઉતર્યું ન ઉતર્યું તો યે તે કંઇ વધારે બોલી નહિ. ફક્ત આંખમાંથી અશ્રુ વરસાવવા લાગી.

પછી અનુકૂળ વખત સાધી રામકીશન નવા મકાનમાં બધો ઘરસામાન લઇ ગયો અને પાર્વતી તથા ગદાધરને પણ ત્યાં લઇ જઇ રાખ્યાં. અને આંસુ સારતા ગદાધરને સમજાવવા પટાવવાનો વ્યર્થ જ પ્રયત્ન કરી પોતાનો લોટો કામળો વગેરે બેચાર ઉપયોગી વસ્તુઓ લઈ ઉદાસ ચિત્તે અને સખેદ વદને રામકીશન ઔરંગાબાદ ઉપડયો.

ઘર તજીને બહાર નીકળતાં જ રામકીશનની આંખોએ જે શ્રાવણ ભાદરવો વરસાવ્યા અને તેના હૃદયમાં જે ચિરાડા પડયા, તેનો સ્હેજ પણ ખ્યાલ પાર્વતીને હોત, અથવા તેને જોવા પામી

હોત, તો રામકીશનની કોટેથી તે પળ વાર પણ છૂટી ન હોત......પણ પાર્વતીને એટલી યે ખબર નહોતી, કે રામકીશને આ બદલી જાણી જોઇને પોતાની મેળે જ કરાવી હતી......હાય, એટલું એ જાણતી હોત, તો તે શું કરત........ ......શું ન કરત........

[ ૨ ]

૭ વરસ થયાં તે ઔરંગાબાદમાં છે. પોતાના મીઠા, માયાળુ ને મળતાવડા સ્વભાવથી તે સૌનો માનીતો થઇ પડયો હતો, ને તેથી તેની બદલી પણ વખત થયો હોવા છતાં નહોતી થઇ. આટલા વરસ દરમ્યાન દર વરસે એ વારને હિસાબે જ રામકીશન ઘેર સ્ત્રીપુત્ર પાસે ગયો હતો. ને તે પણ બેચાર બેચાર દિવસથી વધારે વખત રહેલો નહિ. એટલા દિવસ તે રહેતો તે પણ બીતો બીતો ને ગભરાતો ગભરાતો. પાર્વતી એ બધું સમજતી —સ્પષ્ટ રીતે જોઈ શકતી. પરંતુ એ બીક, એ ગભરાટ, એ અકળામણ શાનાં છે તે તેને નહોતું સમજાતું. કોઇક વાર તેને લાગતું કે જરૂર સ્વામીએ કંઈક મોટો ગુનો કરી નાખ્યો છે કે શું ? ને જાણે કોઇ પણ પળે પોતે પકડાઇ જવાનો છે એવી બીકથી તે ચોવીસ કલાક થરથર ધ્રૂજ્યા કરે છે, એમ તો ન હોય ? વળી કોઈકવાર તેને લાગતું કે જાણે સ્વામીને ચિત્તભ્રમ થયો તો ન હોય ? કેટલી યે વાર તો તેણે પૂછ્યું કે તમને શું થયું છે ? પણ રામકીશન એક ખિન્ન સ્મિત કરતો અને મૂગો રહેતો. "મેં પોતે તમારો કંઈ ગુનો કર્યો છે ? કર્યો હોય તો મને સજા કરી તેની માફી ન આપો ?" એમ પણ તે વારે વારે કહેતી. "તમારું દિલ ચાહે તે સજા કરો, પણ આ અબોલા છોડો" એમ તે કરગરતી. "હું મોટી થઈ, આવડા મોટા છોકરાની મા થઇ તેથી તમે મને સજા કરતાં અચકાતા હો,......કે મને તેથી બહુ જ ખોટું લાગશે તો તેમ નહિ બને. ને બેલાશક તમે શિક્ષા કરો." એમ તે વિનવતી. રામકીશન જવાબમાં ફક્ત ડોકું ડોલાવતો.

પાર્વતીને આગળના દિવસો યાદ આવતા, ને તેનું હૈયું ભરાઈ આવતું. ખાસ કરીને જ્યારે ગદાધર પેટમાં હતો તે વેળાની સ્વામીની પ્રેમ-ભાવના, અપૂર્વ લાડકોડ અને કાળજી તેને સાંભરતાં ત્યારે તેનાથી રડી દેવાતું. એ પ્રેમ, એ જતન, એ લાડનાં તો મરણ સુધી તો શું, તે પછી પણ ભણકારા વાગ્યા કરશે એમ તેને લાગતું ને એકાંતમાં તે છાતીફાટ રડતી. રામકીશન પણ તેની આ સ્થિતિ સમજ્યો હતો અને દુઃખી થતો હતો. પણ કોણ જાણે શાથી યે તેની જીભ જ શીવાઇ ગઇ હતી. બોલું, કહું, બોલું, કહું કરતાં પણ તેનાથી બોલાતું નહિ. જાણે કોઇ મોટી શિલા—જાણે કોઈ મોટો પત્થર તેના હૃદય પર પડયો હોય અને તે તેનાથી ખસેડાતો નથી એમ લાગી રહેતું.

જે છોકરો જન્મતાં લીલાલહેર થઇ રહી, જેની વાટ જોતાં દશ મહિના દશ વરસ જેવા લાગેલા, જેને કાજે તે બોલતો યે નહોતો થયો તે પહેલાં બાળગોથી આણીને આડોશીપાડોશીની કેટલીયે ઠઠ્ઠામશ્કરી વેઠેલી—તે છોકરો હવે ઉપલા ધોરણમાં મોટી મોટી પરીક્ષાઓ સારા નંબરે પાસ કરતો ચાલ્યો છે ! છતાં બાપનો તેના પર ચાહ નથી વધતો— નથી પાછો તેનો પ્રેમ સજીવન થતો. એ જોઈ, એ વિચારી પાર્વતી શ્રાવણ ભાદરવા વરસાવતી અને પોતાના નસીબને દોષ દેતી. આવા પ્રેમાળ પતિનો પ્રેમ અલોપ થઈ જાય એ ય નસીબની જ બલિહારી ને ?......ને પોતાનો વાંક હોય તો તે શો છે તે બહુ બહુ વિચારતાં યે તેને ના જડયું. વખતે માને વાંકે બાપુજીનું મન આટલું બધું બદલાઈ ગયું છે, એવું પુત્ર ધારતો હોય તો ? એમ વિચારી તેને પુત્રની સામે જોતાં પણ શરમ આવતી. કેટલીક વાર તેનું હૃદય બંડ કરી ઊઠતું, કે ગમે તે થાય, લાવ, ગદાધરને લઇને ઔરંગા-

બાદ જઇને સ્વામી પાસે ખડી થઇ જાઉં. તમે ત્યાં રહો ને અમે શાના આમ રહીએ? પણ પછી તેનું હૈયું કહ્યું કરતું નહિ. ને બહુ બહુ વિચાર કરે તો યે એમ કરવાનું અને એ રીતે સ્વામીની ઇચ્છાનું ઉલ્લંઘન કરી તેના હૃદયને આઘાત પહોંચાડવાનું કાર્ય કરતાં તેની હિંમત ન ચાલી. તેનો જીવ ન ચાલ્યો.

કોઇએ કશું યે કહ્યું નહોતું છતાં ગદાધર સઘળું સમજતો હતો. તે કળી ગયો હતો, કે ઘરનાં ત્રણે માણસો વચ્ચે અરસ્પરસ કંઇ મોટો વિક્ષેપ જાગ્યો છે. મા અને બાપ બંનેના સ્વભાવ તે સારી પેઠે સમજતો હતો અને બંનેમાંનું કોઇ એકબીજાની લાગણી જાણી જોઇને નથી દુઃખવતું એવી તેને ખાતરી હતી. છતાં મોટો ભેદભાવનો દરિયો ઘૂઘવી રહ્યો છે એ વાતમાં યે સંદેહ ન હતો.

પરીક્ષા આવી. ગદાધરે અભ્યાસ સરસ કરેલો હતો. પરીક્ષામાં સરસ જવાબો આપ્યા. પછી રામકીશનને તેણે લખ્યું: "હવે મારી પરીક્ષાઓ પતી ગઇ છે. અહીં હવે મારે કાંઇ કામકાજ નથી. તમે રજા આપો, તો માને લઇને ઔરંગાબાદ આવી પહોંચું."

વળતી ટપાલે જવાબ ફરી વળ્યો: "એવું કશું રખે કરી બેસતો. હાલ ઔરંગાબાદમાં પ્લેગ ચાલે છે. એટલે થોડા ઘણા વખત પછી જોઈ લઇશું. સગવડ થશે એટલે હું જાતે જ આવીને તમને તેડી જઇશ. તમે સારાં હશો. હું મજામાં છું. વગેરે."

છોકરાએ જાતે કાગળ લખ્યો છે એટલે આ વેળા ઔરંગાબાદ જવાનું મળશે જ મળશે એવી પાર્વતીને આશા હતી. એ આશાનો તેનો ગઢ તૂટી પડતાં જ તેનું હૈયું ચીરાઈ ગયું. ગદાધરના નાજુક બાળહૃદયને પણ જબરો ઘા લાગ્યો.

થોડા દિવસ કેડે ગદાધર પાસ થયાનું પરિણામ જાહેર થયું. તે પછી ગદાધરે મનમાં એક ગાંઠ વાળી. મન સાથે અમુક નિશ્ચય કરી લીધો. તે વાતની તેની માને ય ખબર નહોતી.

[ ૩ ]

ચૈતર મહિનો પૂરો થવા આવ્યો છે. ઉનાળાનો તાપ પૂર જોશમાં ધીખી રહ્યો છે. સાંજે પણ એમ લાગે છે કે જાણે ધરતી સૂર્યદેવના પાર વિનાના જુલમથી ઉન્હા ઉન્હા નિસાસા મૂકી રહી છે. પવનનું તો નામનિશાને નથી. રામકીશન એકલો એકલો જ તિજોરીના ઓરડા બહાર કોઈ જાતનો અવાજ કર્યા વિના નિયમ મુજબ ખાંધે બંદૂક રાખી આંટા મારી રહ્યો છે.

રાત અંધારી ઘોર હતી. સુમારે દશનો સમય થયો હતો. આસપાસ ચોમેર શનકાર હતો. એવામાં અચાનક રામકીશનને કાને જાણે કોઈનાં પગલાં પડયાં. શકમંદ વ્યક્તિ હોય તો..... ધારી તેણે કાન માંડયા......તો ફરી તેવો જ અવાજ! તેણે આંખો સતેજ કરી. અને બરાબર કરી, ખોંખારો મારી બૂમ પાડી: "કોન હૈ?"

કોઈ જાતનો જવાબ ન મળ્યો. દૂર દૂર સિત્તેર એંશી વાર દૂર કોઇક ઊભું હોય એવો આભાસ તેને થયો. તેણે ફરી બૂમ મારી: "કોન હૈ?" તે ઓળો જેવો ને તેવો સ્થિર રહ્યો. જેમ તેમ તે વ્યક્તિ જાણે ઊભી જ રહી. કશો ઉત્તર ન મળ્યો. ત્રીજી વાર તેણે હાક મારી: "કોન હૈ?"

જવાબ ન આવ્યો. બીજી જ ક્ષણે તે ઓળાના પગનું નિશાન લઈ તેણે સનનન કરતી બંદૂકમાંથી ગોળી છોડી. તે જ પળે તે ઓળો જાણે જમીન પર બેસી જતો જણાયો. તે વેળા બંદૂક છૂટી ગઇ હતી........ ભમ્ ભમ્.........

એક ભારી વસ્તુ પડયાનો અવાજ તુરત સંભળાયો.

ફાનસ લઇને રામકીશન તુરત અવાજવાળી જગ્યા તરફ દોડયો. ને એ દેખાવ જોઇ તે પળવાર સ્તંભિત થઈ ગયો......... હાય!.........આ શું? ચોર ધારીને તેણે કોનું ખૂન કર્યું?

પોતાના એકના એક છોકરાનું? આણુપ્યારા ગદાધરનું...?!!!

બંદૂક નાખી દઈ એક ચીસ પાડી રામકીશન મૃત્યુ પામેલા પુત્રના શબ આગળ મૂર્છિત થઇને પડયો.

*

પોનાની ફરજ અચૂક બજાવવા કાજે સરકારે તેને માટે મોટું ઇનામ જાહેર કર્યું. પણ...હાય...! એ ઇનામ !...એ લોહીનીગળતું ઇનામ......

ઉપરીને હાથે પાયે લાગી તેણે બીજે જ દિવસે પોતાનું રાજીનામું મંજુર કરાવ્યું. પુત્રના રૂધિરથી ખરડાયેલા હાથે...હાય...હાય, હવે એ બંદૂક ઝાલે......

ચાકરી તજી, નીચે મોઢે, કોઈ ભારે અપરાધી પેઠે તે પાર્વતી પાસે જઇ ઊભો રહ્યો. તેની આંખમાં શ્રાવણ ને ભાદરવા હતા. બધી વાત પાર્વતીને તેણે કહી. સાથે કહ્યું: "હાય, છઠ્ઠીના લેખ મિથ્યા નથી થતા."

એક સાધુએ એને કહેલું કે તારો પુત્ર તારે જ હાથે મરવા સરજાયો છે. છઠ્ઠીના એ લેખ મિથ્યા કરવા મેં આટઆટલાં દુઃખ વેઠી, આટઆટલું દર્દ સહન કરી પુત્રને અને પત્નીને દૂર રાખ્યાં, ને હું છતે સ્ત્રીપુત્રે એકલો રહ્યો...... પાસે હોઉં, તો નસીબજોગે કે ક્રોધાવેશમાં કે ભૂલમાં મારે જ હાથે કંઈ અવળચંડુ થઇ બેસે ને......

......પણ હાય, ભાવી ! કશું ના વળ્યું !... જીવથી એ જતન કરેલો...... ઉછેરેલો એ એક માત્ર છોકરો...આવો ગુણિયલ છોકરો...મારે... એના બાપને જ હાથે મરાયો ! રે, ભાવી! છઠ્ઠીના લેખ......

*

કંકુની કલમે વિધાતાએ એવુંજ ભાવી લખ્યું હતું !



આડોશી પાડોશી સૌ તેની પ્રશંસા કરતાં હતાં. કમાટીપુરાની એક આડી ગલીના એક જૂના જર્જરિત મકાનની એક ભાંગીતૂટી કોટડીમાં તે રહેતી હતી.

તેના ધણીને ખાસ કોઈ ધંધો નહોતો. કદી કારખાનામાં તો કદી છૂટક મજૂરીમાં અને મોટો ભાગ બેકારીમાં પસાર કરતો; તેથી દેવલા પ્રત્યે કોઈની સહાનુભૂતિ નહોતી. પરંતુ રૂપાંની ભલમનસાઈ અને નમ્રતાને લીધે પરિચિત વ્યક્તિઓ તેના પ્રત્યે સહાનુભૂતિ બતાવ્યા સિવાય રહેતી નહિ. ઘરવ્યવહારનો તમામ ભાર ઉપાડવાની જવાબદારી રૂપાંના પર હતી. અને બીડી વાળવાનો ધંધો કરી તે જેમતેમ નિભાવ કરતી. બીડી વાળવાની મજૂરી મળે કેટલી? સવારથી સાંજ સુધી બેઠી પલાંઠીએ બેસે તો વધારેમાં વધારે રૂપીઓ સવા રૂપીઓ પરાણે પેદા કરે. દરરોજ એક હજાર બીડી વાળવાની શક્તિ થોડી ઘણી જ સ્ત્રીઓમાં હોય છે. ઘરનું તમામ કામ કરવું અને રોજ એક હજાર બીડી વાળવી એ રૂપાંને માટે સરળ તો નહોતું જ.

રૂપાંની મજૂરીના પૈસાથી મનમાનતી મોજ ઉડાવવાની દેવલાની તૈયારી રહેતી; પરંતુ તેના કામમાં જરા પણ મદદ કરવાનો વિચાર તે કદી પણ કરતો નહિ. બીડી બનાવવાના પાનના પડા લઈ આવવામાં, કે તેને પલાળી કાતરવામાં તે મદદ કરતો હોત તો રૂપાં દરરોજ સો-બસો બીડી વધુ વાળત અને તેટલી આવક પણ વધુ થાત. પરંતુ દેવલાને તો વગર મહેનત-મજૂરીનું ખાવામાં જ મઝા પડી ગયેલી, એટલું જ નહિ પરંતુ રૂપાં પાસે કંઇ બચ્યાસચ્યા પૈસા દેખે તો આંખ બતાવી લઇ જવામાં તે આનંદ માનતો. રૂપાં ઉપર ઇશ્વરનો એટલો ઉપકાર તો હતો કે પડોશીઓ પેઠે દેવલો શરાબી નહોતો. પરંતુ રૂપાં માનતી કે તે દારૂડીયો હોત તો વધુ સારૂં! એક દિવસમાં પી-પીને તે કેટલું ગુમાવત? કદાચ તે બેભાન બને, અને ગટરમાં લથડે તેટલું પીત, તો પણ દર અઠવાડિએ શરતમાં જેટલી રકમ ગુમાવે છે તેના કરતાં દારૂમાં ઓછી જાત! આડોશ પાડોશની સ્ત્રીઓ તેની પ્રશંસા કરતી અને આશ્વાસન આપતી; પરંતુ તે કહેતી

કે "એ મૂઈ રેસના કરતાં તો દારૂ જ સારો." રૂપાંની પડોશમાં રહેતી સ્ત્રીઓ પણ આખો દિવસ મહેનત મજૂરી કરનારી હતી. અને તેમના પતિ-દેવો દારૂડિયા હતા. સ્ત્રીઓની કમાણીના પૈસાનો દારૂ તેમને પણ હલાલ હતો. છતાં ય રૂપાંની સરખામણીમાં તેઓ વધુ સુખી હતી. કારણ કે તેમની કમાણીના પૈસાની બરબાદીની કંઇ હદ તો હતી જ. દેવલો વરસમાં એકાદ બે મહિના નોકરી કરતો, તો ય તેના પગારના પૈસાનું દર્શન રૂપાંને થતું નહિ. કદાચ કોઈ કહેતું કે બૈરી મહેનત કરી કમાય અને તું નફ્ફટ બની બેઠો ખાય અને મઝા ઉડાવે, ધોબી હજામના પૈસા પણ બૈરી ચૂકવે, પહેરવાનાં કપડાં અને ચંપલ સુદ્ધાં એ ખરીદે, એ શું પુરૂષ નામને શોભે છે? પરંતુ દેવલાને તેની કંઇ અસર થતી નહિ.

મહાલક્ષ્મીની (રેસની) મોસમ શરૂ થતાં રૂપાંનું લોહી ભડકે બળતું. તેની સ્થિતિ દયામણી થઇ જતી. ધણીપણાના હકકથી તે રૂપાંની મજૂરીના પૈસા દુકાનદાર પાસેથી બારોબાર લઇ લેતો. કોઇ કોઈ વાર આઠ આઠ દિવસના પૈસા અગાઉથી ઉપાડી લેતો. હાથ પગ તોડી રૂપાંએ કરેલી મજૂરીના પૈસા આમ બરબાદ થવા છતાં તેનાથી દેવલા આગળ એક શબ્દ પણ બોલાતો નહિ.

રેસની રીઝનનું નામ સાંભળતાં રૂપાને કમકમાટી છૂટતી. કદી કદી વગર પૈસે, વગર અન્ને દિવસોના દિવસ વીતી જતા. દેવલાને કોઇ દિવસ રેસમાં કંઇ મળતું તો તેને ઠેકાણે કર્યા સિવાય ઘેર આવતો જ નહિ. પૈસા વગર રૂપાં શું ખાતી પીતી હશે તેનો વિચાર તે કદી પણ કરતો જ નહિ.

રૂપાંને એક દિવસ દુનિયા બદલાઈ જતી દેખાવા લાગી. બીડીની ખપત દિન પર દિન કમી થતી હતી. કુપનની લાલચમાં સિગારેટનો શોખ વધ્યો અને બીડીની ખપત કમી થવા લાગી. ફકત એક જ રૂપીઆની કીંમતની વાઇસિરોય ગોલ્ડની એક સિગારેટની ડબ્બી મફત લેવા માટે પચાસ સિગારેટના ડબ્બા પી નાંખવાના ખોટા મોહમાં લોક ફસાતા હતા. એમ કરવાથી શું લાભહાનિ છે તેનો વિચાર કરવાની કોઇને પડી નહોતી. તેંતાળીસ રૂપીઆ બાર આના ઉપર એક રૂપીઆવાળી ડબ્બી કમિશનમાં લેવા માટે પચાસ ડબ્બા સિગારેટ પીનારા ધ્રુમપાનના ભકતોને શી ખબર કે પોતે કેટલા ગરીબોના મોંમાંથી રોટલીનો ટૂકડો ઝૂંટવી રહ્યા છે!

બીડીનો ખપ ઘટતાં દુકાનદારે બીડી વાળનારની સંખ્યા કમી કરવા માંડી અને એ સંજોગોમાં બિચારી રૂપાં બેકાર બની. તેણે જાણ્યું કે એક દુકાને નહિ તો બીજીએ, નહિ તો ત્રીજીએ કામ તો મળશે જ; પરંતુ જ્યાં કામ માંગવા ગઈ ત્યાંથી "જરૂર નથી" નો જ શબ્દ સંભળાયો. કામની શોધમાં આખો દિવસ રખડી રઝળી સાંજે ઘેર આવી પાણી પી જમવાનું મન વાળી સૂઈ જતી.

દેવલાએ તો પ્રથમથી જ કામધંધાને નામે રાજીનામું આપ્યું હતું. બીડી વાળવાની બંધ થઈ. હવે રૂપાં કરે પણ શું? દેવલાને પૂછતાં તેણે ઠંડે પેટે જવાબ આપ્યો કે: "ગભરાવાની જરૂર નથી. આવતી રેસમાં મારો એક મોટો દાવ લાગવાનો છે. એક સારા રાવત (ઘોડાવાળા) સાથે મને દોસ્તી થઈ છે. તેનો બતાવેલો દાવ કદી ખાલી જવાનો નથી. તું ગમે તે મહેનતમજૂરી કરી હાલ નિભાવ. તારી પાસે એક પૈસો પણ હું માંગીશ નહિ. પછી કંઇ છે?"

રૂપાં એક ગૃહસ્થને ત્યાં પરચુરણ કામે નોકરીએ રહી. એટલે પેટની ચિંતા કમી થઈ. પોતાને મળતો પૂરેપૂરો પગાર પતિવ્રતા સ્ત્રીની માફક તે દેવલાને હવાલે કરતી. દેવલો બપોરના બે આનાની પ્લેટ અને સાંજના ફકત ચાર પાંચ આના ચા–ચેવડો–મીઠાઈ અને પાન બીડીમાં પૂરા કરી જેમ તેમ નિભાવી લેતો!

કેટલોક સમય વ્યતીત થઈ ગયા પછી એક દિવસ રૂપાંની આંખ ખુલી ગઈ. તે જે ઘેર નોકરી કરતી હતી, ત્યાં જ પોલીસો દેવલાને હાથકડી કરીને લાવ્યા!

બેકાર હોવા છતાં ઉડાઉ ખર્ચ કરતો હોવાથી શક પરથી એક દિવસ પોલીસે દેવલાની જડતી લીધી. તેના પાકીટમાંથી અગાઉની ચોરીનો મુદ્દામાલ મળી આવ્યો. તે ઉપરથી પોલીસે તેની ઓરડીની જડતી લીધી. પરંતુ કંઈ મળ્યું નહિ. દેવલાની સ્ત્રી કોઇને ત્યાં નોકરી કરે છે. કદાચ ચોરીનો માલ ત્યાં છુપાવતો હોય તે ઉપરથી રૂપાંના શેઠને ત્યાં તેને લઈ ગયા, અને તેમના ઘરની પણ જડતી લીધી. ત્યાંથી પણ ચોરીનો માલ ન મળ્યો. બેકારે અને શકદારની સ્ત્રીને નોકરી રાખવાથી એક સજ્જન ગૃહસ્થને ત્યાં પણ જડતી થઈ, અને તેમની બદનામી થઈ.

બીજે દિવસે શેઠે રૂપાંને રજા આપી. દેવલાને દોઢ વર્ષની સખત મજૂરીની શિક્ષા થઈ. દેવલાના ચોરીના ધંધા વિષે બિચારી રૂપાં બિલકુલ અજાણ હતી, પરંતુ તે ચોરી કરી લાવતો અને ચોરીનો માલ રૂપાં બજારમાં વેચી આવતી એવી અફવા ફેલાઈ ગઈ.

બીડી વાળી ગુજરાન ચલાવવાનો ધંધો તો નષ્ટ થઈ ગયો હતો. હવે ફક્ત નોકરી ઉપર જ આધાર હતો, તે પણ આ અફવાએ નષ્ટ થઇ ગયો. એટલું જ નહિ પરંતુ તે લત્તાનાં માણસો તેને બોલાવતાં પણ અચકાતાં.

અંતે કમાટીપુરા છોડી રૂપાં ગીરગામ રહેવા આવી, અને વળી કોઇ ગૃહસ્થને ત્યાં ઘરકામ કરવાની નોકરીએ રહી. રૂપાંને નોકરી મળવાની કમાટીપુરાના તેના હિતશત્રુઓને ખબર પડવાથી તેમણે દેવલા તથા રૂપાંનો ઇતિહાસ શેઠને કાને પહોંચાડયો.

ચોરની સ્ત્રી અને ચોરીનો માલ વગે કરવામાં પાવરધી થયેલી સ્ત્રીને નોકરી કેમ રખાય? તે શેઠે પણ રૂપાંને રજા આપી દીધી. હવે કરવું શું? મજૂરી નહિ, ધણી કેદમાં, શું ખાવું અને કયાં રહેવું? દેવલો છૂટે ત્યાં સુધી ભીખ માગીને ચલાવી લેવું એ વિચારથી એક દિવસ ગીરગામના અજાણ્યા લત્તામાં સારૂં ઘર જોઈ રૂપાં ભીખ માગવા ઊભી રહી.

પરંતુ "જુવાન—તગડા જેવી થઈ ભીખ માગતાં શરમાતી નથી? કંઇ મહેનત મજૂરી કર ને?" એવા ફીટકારના શબ્દો વરસ્યા. રૂપાંએ મજૂરીની માગણી કરી, પરંતુ તેનું સાંભળે કોણ?

ભીખ માંગી ગુજરાન ચલાવવાનો વિચાર નષ્ટ થઈ ગયો. નોકરી મળવાની સંભાવના તો કમાટીપુરાના હિતશત્રુઓએ સાફ કરી નાંખી હતી, અને હવે કોઈ અપરિચિત સ્થળે જઇ હડે હડે થવું તેના કરતાં ભૂખે મરી જવું એ વધુ સારૂં છે એ વિચારથી તેણે કોઈ પણ ઠેકાણે નોકરી શોધવાનો વિચાર માંડી વાળ્યો.

એક વાર ફરી બીડીની દુકાન તરફ તે ગઈ. પરંતુ ત્યાં કોઈ તેની ફરિયાદ સાંભળનાર મળ્યું નહિ. પાસિંગ શોનું ભૂત તેને બીડીની દુકાનમાં પગ મૂકવા દેતું જ નથી.

બીડી ખરીદ કરનાર જ્યાં જાય ત્યાં પાસિંગ શો માગતા હતા. પાસિંગ શોમાં એવું શું વિશેષ હશે તે રૂપાંની સમજમાં ન આવ્યું! તેણે બીડીવાળાની દુકાને ઊભેલા એક અપ–ટુ–ડેટ હિંદુસ્થાની સાહેબને પૂછયું: "ભાઈ, તમે પાસિંગ શો જ કેમ માગો છો? શું બીડીઓ ખરાબ આવે છે?"

એક ઘૃણાયુક્ત દૃષ્ટિ ફેંકી તે સાહેબે જવાબ આપ્યો: "ટમકો કયા માલુમ? હમારી ગલાને તેની આદત છે. દુસરી સિગારેટમાં ઇતની મઝા નહિ હે!"

સ્વપ્નાવસ્થામાંથી જાગ્રત થતી હોય તેમ જોઇ રૂપાં બકતી: "તો તમે કેમ બીડી પીતા નથી?"

સાહેબે હોઠ નાક ઉંચા ચડાવી દુકાનદારને પૂછયું: "વેલ, યહ ઓરત કહા પાગલ તો નહિ?"

દુકાનદારે કહ્યું: "કોણ જાણે! હોય પણ ખરી. ઘણા દિવસોથી બીડીવાળાની દુકાન સામે કલાકોના કલાકો સુધી બેસી રહે છે."

"પાગલખાને ભેજદો" કહી સાહેબે રસ્તો માપ્યો.

રૂપાં કાંઇ સમજી શકી નહિ: "હું ગાંડી છું, એવું સાહેબે કેમ કહ્યું? મેં તેમને શું કહ્યું?" તે વિચારમાં પડી. પોતે કંઈ અવિચારી કે અસભ્ય શબ્દ ઉચ્ચાર્યો નથી ત્યારે ગાંડી કેમ કહી? પોતાની શંકાનું સમાધાન કરવા માટે તેણે દુકાનદારને પૂછ્યું: "ભાઈ, મેં એવું શું કહ્યું કે સાહેબ મને ગાંડી સમજ્યા?"

એક વેદનાપૂર્ણ દીર્ઘ નિસાસો મૂકી દુકાનદાર બોલ્યો: "રૂપાં! તને ગાંડી ન કહે તો બીજું શું કહે? જરા તેની સામે જોઇને તો વાત કરવી હતી? તેનો ડ્રેસ તો જોવો હતો. તે સાહેબ કાયદાની કોલેજમાં અભ્યાસ કરે છે. થોડા જ વખતમાં તે કલેકટર કે મેજીસ્ટ્રેટ બની ગયા, તો મને અને તને જેલનો રસ્તો બતાવી દેશે! આવા મોટા માણસને સાત પૈસાની પચાસ બીડી પીવાનું કહેતાં શરમાતી નથી! તું ગાંડી નહિ, તો બીજું શું?"

રૂપાં ઝંખવાણી પડી ગઈ. પોતાનામાં ગાંડપણ આવી ગયું છે કે શું એવી તેને પણ શંકા પડવા લાગી.

દુકાનદાર કહેતો હતો: "આજે તો તે પાસિંગ શો પીએ છે, કાલે તે ગોલ્ડ ફ્લેક માંગશે અને પરમ દિવસે એક્ષપ્રેસની માગણી કરશે. રૂપાં! તું એમ સમજે છે કે બીજી બીડી વેચવા કરતાં સિગરેટ વેચવામાં અમને વધુ ફાયદો છે? સિગારેટમાં બીડી કરતાં અડધો ફાયદો પણ નથી. પંદર વર્ષ ઉપર મારી દુકાનમાં ચાલીસ બૈરીઓ બીડી બનાવવા બેસતી હતી. તે ઉપરાંત ઘર આગળ પાન-તંબાકુ લઈ જનારી તો જુદી. તેને ઠેકાણે આજે દશ બૈરીનું કામ પણ મારી દુકાનમાં નથી. તો ઘર આગળ તંબાકુ પાન આપવાની વાત જ શું દુકાનનાં ભાડાંતોડાં અને અઢાર કલાકની મજૂરી કરી અમે પારકાંનાં ઘર ભરીએ છીએ! અને તારા જેવી ગરીબગુરબીઓને ભૂખે મારીએ છીએ! પણ તેમાં અમારો વાંક શું? બીડી પીનાર કમી થઈ ગયા તેમાં અમે શું કરીએ? ઘરાક જે ચીજ માંગે તે અમારે રાખવી પડે છે, તેથીજ કહું છું કે તારા જેવું કોઈ ગાંડું નથી અને બીડીની દુકાન કહી સિગારેટ વેચનારા અમારા જેવા કોઈ ગધેડા નથી. અક્કલમંદ છે, ફક્ત પાસિંગ શો પીનારા! પણ તેમાં તારૂં કંઈ ચલણ નથી, કે મારો કાંઇ ઉપાય નથી!"

બીડીવાળાના ભાષણનો ભાવાર્થ તો રૂપાં કંઈ સમજી ન શકી. લોકો સાત પૈસાની પચાસ બીડી છોડી ચૌદ પૈસાની દશ સફેદ સિગારેટ કેમ પીએ છે તે તેની સમજમાં ન જ આવ્યું.

રસ્તામાં પડેલી પાસિંગ શોની ખાલી ડબ્બી દેખતાં જ તે ઉઠાવી લેતી અને તેની સામે એકી નજરે જોયા કરતી. પોતાના મોંમાંનો રોટલીનો ટુકડો છીનવી લેનાર તે ડબ્બીને જોતાં જ તેનું મગજ ભ્રમિત થઈ જતું.

ભીખ માગવાની શરમ હવે મોટે ભાગે કમી થઇ ગઈ હતી. છતાં પેટપૂર ખાવાનું ન મળવાથી તેના હાડમાંસ ગળાઈ ગયાં હતાં. અને તેનું હૃષ્ટ-પુષ્ટ શરીર હાડકાના ખોખા જેવું બેડોળ લાગતું હતું, છતાં પાસિંગ શોની ખાલી ડબ્બીઓ ભેગી કરવાનું કામ પ્રતિદિન વધતું જ જતું હતું.

એ પાસિંગ શોનાં ખોખાં ભેગા કરતી અને તેને ધારી ધારીને જોયા કરતી. રસ્તા ને મહોલ્લાના છોકરાઓએ રૂપાંને 'પાસિંગ શો'ના નામથી ચીડવવા માંડી. પાસિંગ શોનું નામ સાંભળતાં જ રૂપાનું મગજ ભ્રમિત થઇ જતું અને તે નામ બોલનારને તે ગાળો દેવા લાગી. રૂપાં પાસિંગ શોના નામથી ખીજવાય છે, અને ગાળો બોલે છે એ જાણી છોકરાઓ વધુ ચીડવવા લાગ્યા. તેના પ્રત્યુત્તરમાં રૂપાં વધુ ને વધુ ગાળો બોલવા લાગી.

એક દિવસ પાસિંગ શોનું એક ખાલી ખોખું હાથમાં લઇ તેના તરફ ધારી ધારીને જોતી રૂપાં રસ્તા વચ્ચે ઊભી હતી, તેટલામાં કોઇ દાનવીર




શેઠની મોટરના પૈડાં હેઠળ તે આવી ગઇ. રૂપાં પછડાઈ ડામરના રસ્તા ઉપર ઢળી પડી. કોઇ ગાંડી ભિખારણ મોટર નીચે આવી ગઈ એવુ જાણી કોઇ પણ પ્રકારની તજવીજ કરવાની જરૂર કોઇને જણાઇ નહિ. અને બેદરકારીથી મોટર હાંકનારને. પત્તો તો લાગે જ શાનો ? મોટર નીચે કોઇ છુંદાઇ મર્યું છે જાણી આડી અવળી ગલીમાંથી મોટર જુદે રસ્તે પસાર કરી દેવામાં આવી.

મુંબાઇની ડામરની સપાટ સડક ઉપર રૂપાંના લોહીનો છંટકાવ થઈ ગયો. તે છંટકાવમાં પાસિંગ શોની એક ખાલી ડબ્બી લાલરગે રંગાયેલી દેખાતી હતી.



એના જીવનની દોરી બિહારમાં બંધાઈ હતી. કરાંચીના જીમખાના, મલીર અને મનોરા તથા 'મુનલાઈટ'ના જલસાઓના રંગીન વાતાવરણમાંથી નસીબદેવીએ એને ઉઠાવીને બિહારમાં મોકલી દીધી હતી. કરાંચીમાં એન્જીનીઅરીંગનું શીખતા યુવાન વિદ્યાર્થી ફિરોઝ સાથે એને ઓળખાણ પડી હતી. અને એ 'ખાણુ'માંથી 'પ્રેમસોનું' મળવે બંને એક થયાં હતાં. ઈજનેરી પરીક્ષા ફત્તેહમંદીથી પસાર કર્યા પછી ફિરોઝને બિહારના મોંગીર શહેરમાં મોટો ઓદ્દો મળ્યો હતો. તે પોતાની પત્ની કેટાયુન સાથે મોંગીર જઈ વસ્યો હતો.

આમ કરાંચીમાં જન્મેલી, ઊછરેલી, શીખેલી કેટાયુન બિહારમાં પોતાના પતિ સાથે ઘરબાર માંડી રહી હતી અને તેના સુખમાં અને દુઃખમાં પોતાનો સંસાર–રથ ચલાવી રહી હતી.

ફિરોઝ અતિ ભલો ને માયાળુ હતો. પતિનો પ્યાર હતો, અતુલ સંપત્તિ હતી એ છતાં તેની કેટાયુન સંતુષ્ઠ નહોતી. કેટાયુનનું મન હરહંમેશ કાંઇક ચિંતાથી ઘેરાયેલું રહેતું. કંઇક આશંકા તેને સદા રહેતી. કંઇકિ અનિષ્ટ થવાનું છે એમ તેને થયા કરતું. પણ એમ શાથી થતું? બચપણનો એક બનાવ તેને આજે પણ યાદ હતો. એની અસર રહી રહીને હમણાં તેને સતાવી રહી હતી.

* * *

કરાંચી પારસી કન્યાશાળામાં કેટાયુન શીખતી હતી તે વેળાનો એ બનાવ હતો. વર્ગમાં એ હોશિયાર બાળા ગણાતી. છોકરીઓને એના વગર ચાલતું નહિ. એ જ્યાં જાય ત્યાં છોકરીઓ જતી. એ જેમ કરે તેમ છોકરીઓ કરતી. મહિને બે મહિને એની સરદારી હેઠળ મલીર મનોરાની 'પાર્ટી' થતી અને છોકરીઓ ખૂબ મજાહ કરતી. કેટાયુન શ્રીમંત બાપની લાડકી બેટી હોવાથી તેને જે જોઇએ તે મળતું. સઘળી 'પાર્ટી'નો ખર્ચ પણ તે જ આપતી; અને છોકરીઓ પણ તેને રાજી રાખવા તેની ખુશામદ કરવા ચૂકતી નહિ.

એવી એક મલીર પાર્ટીમાં છોકરીઓ ઝાડને છાંયે બેસી ખુશગુફતગો કરી રહી હતી. તેટલામાં ત્યાં એક બ્રાહ્મણી બાઈ આવી ચઢી. પોતે હાથ જોઇને ભવિષ્ય કહે છે એવું તેણે જાહેર કર્યું. છોકરીઓને તો માત્ર ગમ્મત કરવી હતી, એટલે એક પછી એક છોકરીઓએ તેને પોતાનો હાથ દેખાડવા માંડયો. બ્રાહ્મણી બાઇએ દરેકને કાંઇ ને કાંઇ કહ્યું. મેહરને કહ્યું કે તું મેટ્રિકમાં 'ફેલ' થશે. દીનાને કહ્યું કે તું 'ગ્રેજ્યુએટ' થઈ નહિ શકે. શેહરાં તો જલદી જ પરણી જવાની; પ્રીતિ તો નર્સ થશે; ફેની તો ગરીબ સાથે પરણી કુટુંબનો ગુસ્સો વહોરી લેશે; નરગેસ દાકતર થઇ નહિ શકશે; હોમાય મગરૂરીમાં જ મરી રહેવાની, ખોરશેદના ગ્રહ વાંકા હોવાથી બાપને ઘેર પડી રહેશે; રોશનને રોશની જેવો વર મળશે; એમી કુંવારી જ રહી જવાની; સરફરાઝ પોતાના નામ પ્રમાણે સરફરાઝ થવાની; ગુલાબને સંસારમાં ઘણા જ કાંટા ભોંકાશે; વગેરે. અને છેવટે............

અને છેવટે કેટાયૂનની વારી આવતાં બ્રાહ્મણી બાઇએ તેનો હાથ જોઇ કહ્યું હતું કે: "દીકરી, તું ઘણા દૂર દેશમાં વસશે. તને ઘણો જ ભલો ને માયાળુ ધણી મળશે. પણ........."

"પણ, પણ શું બાઈ? અટકી કેમ ગયાં?" કેટાયૂને તેને પૂછયું હતું.

"પણ અને તારો દીકરો મોટો થશે, પણ...," વળી તે અટકી.

"પણ...શું? બાઇ, પણ કરીને તું કેમ અટકી જાય છે?"

"નહિ, કંઈ નહિ, મારી બેટી,! ખુદા તારૂં ભલું કરશે."

આમ કહી તે બ્રાહ્મણી બાઇએ તેનો હાથ છોડી દીધો હતો અને તે ગુપચુપ ચાલી ગઇ હતી.

ત્યારથી બ્રાહ્મણીનું આ "પણ" કેટાયૂનને સતાવી રહ્યું હતું. રમતગમત અને અભ્યાસમાં એ ભૂલી હતી. પરંતુ પરણીને મોંગીર આવતાં તેને આ બનાવ અને બ્રાહ્મણીનું "પણ" યાદ આવ્યાં. તેના મનમાં એ "પણ"નો ખટકો ચાલુ રહ્યા કરતો હતો. એ ઉદાસ બની જતી. ફિરોઝ તેને તેની ઉદાસીનું કારણ વારંવાર પૂછતો. પણ 'કંઈ નથી' કરીને તે વાતને ઉડાવી દેતી.

લગ્ન પછી ત્રણ વર્ષે કેટાયૂને પુત્રને જન્મ આપ્યો. તેના ઘરમાં આનંદ છવાઇ રહ્યો. પુત્રની પહેલી સાલગ્રેહ ફિરોઝે ખૂબ ધામધૂમથી ઉજવી. પુત્ર બે વર્ષનો થયો ત્યારે કેટાયૂન કરાંચી પોતાના માતપિતા ને સહીઓદોસ્તોને મળવા ગઇ હતી અને બે મહિના રહીને બધાંને પોતાના ખુશ રંગીલા સ્વભાવથી મોજમજાહ કરાવી હતી. બાદ તે મોંગીર ગઈ હતી.

પતિ અને પુત્રના સુખમાં તે સુખી હતી. પણ મનમાં ને મનમાં કોઇ માઠા બનાવની ચિંતામાં તે ઉદાસ જ રહેતી.

૧૯૩૪ની પહેલી જાન્યુઆરીએ તેના પતિએ પોતાના ઘરમાં મોટો જલસો કર્યો હતો. મોટા મોટા શ્રીમંતો, અમીરો, રાયબહાદૂરો અને અંગ્રેજ ન્યાયાધીશોને તથા અધિકારીઓને નોંતરવામાં આવ્યા હતા. બિહાર મોંગીરમાં સદા યાદ રહી જાય એવો એ ભવ્ય જલસો હતો.

જલસો પૂરો થયો. સઘળાં પરોણાઓને હસીખુશીથી વિદાય કર્યાં પછી કેટાયૂન અને ફિરોઝ પોતાના શયનખંડમાં જલસાની વાતો કરતાં બેઠાં હતાં. પરંતુ કેટીના ચહેરા પર એક પ્રકારની ઉદાસીનતા જોઈ ફિરોઝ ઘણો હેરત પામ્યો. "વહાલી! મને કહે, તને શું છે? શું થાય છે? તારા ચહેરા પર જે આનંદ જોઇએ તે જણાતો નથી. એનું શું કારણ? તને કાંઇ ઓછું પડે છે?"

"વહાલા, તારા રાજ્યમાં મને શું દુ:ખ હોય? તારા જેવો હેતવંતો ધણી મને મળ્યો એ જ મારૂં ભાગ્ય શું ઓછું છે? પરંતુ ફિરોઝ, મને કંઇ

ખટકો થયા કરે છે, કે આવું આપણું અખંડ સુખ સદા રહેવાનું કે?"

"પણ ગાંડી, એવા વિચાર કરવાનું કંઈ કારણ?"

"કાંઇ જ નહિ. પણ નવા સાલની—આજની સવાર ઊગતાં જ મને કંઈ થયા કરે છે. શું, તે હું જાણતી નથી."

ફિરોઝે તેને ઘણા જ પ્યારથી જૂદી જ વાત પર લઇ જઇને શાંત કરી.

●

વિધાતાને તો જે કાંઈ કરવું હોય તે જ કરે ને?

ફિરોઝે મોંગીરમાં જમીન ખરીદી હતી. ત્યાં તેનું મકાન બંધાતું હતું. તે દરરોજ સવારે સાત વાગે મજદૂરો પર દેખરેખ રાખવા જતો હતો. મકાનનું કામ ઝડપથી કરી લેવા માટે એ ચાલુ ખંત રાખતો હતો. આખો દિવસ ત્યાં જ રહેતો. બપોરે બાર વાગે ખાવા આવતો ને પાછો જતો.

તે દિવસે.........

તે દિવસે આખા બિહારને બરબાદ થવાનું હતું!

૧૫મી જાન્યુઆરીનો દિવસ હતો.

ફિરોઝ તે બપોરે જમીખાઇને પોતાની પ્યારી કેટીને રાબેતા મુજબનું ચુંબન લઇને અને પોતાના વહાલા પુત્રને રમાડીને ગયો. તે કેટાયૂનને કહેતો ગયો કે: 'નવું મકાન તૈયાર થઈ ગયું છે, ને આવતા અહુરમઝદ રોજે આપણે ત્યાં રહેવા જઈશું.' કેટાયૂનનાં કંઇક ખટકયું. તેની આંખ ફરકી. પોતાના પતિને જતો જોઈ તેની આંખ ભીની થઈ. એમ તો તે હંમેશ જતો હતો, પણ કેટીને લાગ્યું કે જાણે તે આજે સદાને માટે જતો હતો.

દોઢ વાગ્યે તે પોતાના નવા મકાનમાં જઇ પુગ્યો ને ઓરડામાં જઈ બેઠો.

બે વાગતાં આખા શહેરમાં ગડગડાટના અવાજો થવા લાગ્યા. હજી તો લોકો એ શેના અવાજ છે તેનો ખ્યાલ કરે તે અગાઉ તો શહેર ધમધમી રહ્યું. ધરા ધ્રૂજી રહી અને ઘરો, મકાનો, બંગલાઓ, ઝાડો મોટા કડાકા સાથે એક બીજા પર પડવા લાગ્યાં. સર્વ ઠેકાણે દોડધામ થઈ રહી. પેઢીઓમાં કામ કરતા મુનશીઓ તે જ પેઢીમાં ગરક થયા. નિશાળના વિદ્યાર્થીઓ કચડાયા. કામ કરતા મજૂરો ત્યાં જ દબાયા. જેઓ ઘરમાંથી બચ્યા તેઓ જમીન ફાટવાથી તેમાં ગરક થયા. એ પળમાં શહેર ખંડિયેર બની ગયું. ફિરોઝ પોતાની હવેલીમાં જ દબાઈ ગયો. તેની લાશનો પત્તો મળ્યો નહિ!

કેટાયૂન પોતાના બાળક સાથે બચી ગઈ!

●

પોતાનું સૌભાગ્ય લૂંટાઇ જવાથી અને બિહારમાં પોતાનો કોઇ આધાર ન રહેવાથી કેટાયૂન પછી કરાંચી જ પોતાને ઘેર આવી રહી. સર્વની દિલસોઝી તેના પ્રત્યે ખેંચાઈ.

વિધવા કેટાયૂન પોતાના બાળકમાં જ સઘળું સુખ પરોવીને પોતાના દિવસો ગુજારવા લાગી. એક દિવસ તે પોતાના ઘરને દરવાજે ઉદાસ ઊભી હતી. તેટલામાં તેની નજર રસ્તે જતી એક બાઈ પર પડી. તેણે તેને ઓળખી. તે તે જ બ્રાહ્મણી બાઇ હતી, જેણે વર્ષો અગાઉ તેનું ભવિષ્ય ભાખ્યું હતું. અને 'પણ' કહેતાં અટકી ગઇ હતી. આ 'પણ' તેને ફરી યાદ આવ્યું. તે તેના ચાલુ જીવનમાં ખટકી રહ્યું હતું. પતિની યાદ આવતાં તેની આંખમાં આંસુ આવ્યાં. તેણે તે બાઇને બોલાવીને પૂછ્યું: "કેમ બાઈ, કંઈ યાદ છે?"

"હા દીકરી, મેં તારો હાથ જોયો હતો."

"તો, બાઇ, તે જ દહાડે ખુલ્લું કેમ નહિ કહ્યું? "પણ" કહીને કાં અટકી ગયાં હતાં? મારૂં સૌભાગ્ય તો નહિ લૂંટાતે?"

"દીકરી, બનવા કાળ સદા બને છે. એમાં

કોઇનો ચારો નથી."

"તો હવે કહોની, આ મારા બાળકનું શું?"

બાળકને જોઈ બ્રાહ્મણી ચુપ થઈ ગઈ. કેટાયૂને તેને ફરીથી પૂછયું ત્યારે તે બોલી: "બેટા, નહિ જાણવામાંજ સાર છે."

"નહિ બાઇ, મને કહો. જે હોય તે કહો, જેથી મારા બાળકની સંભાળ લઇ શકું."

"બાઇ, તું આગ્રહ કરે છે તો કહું છું કે તારા પતિનું જેમ મરણ થયું તેમ તારા આ બાળકનું ય થશે."

કેટાયૂન હસી પડી. હવે કયાં બિહારમાં રહેવું છે? કરાંચીમાં ભૂકંપ તો થતા જ નથી એટલી તેને ખાતરી હતી.

× × ×

બિહારમાં નવી રચના થતી હોવાથી કેટાયૂનના પિતાને પટણામાં મોટું કામ મળ્યું. તે કેટાયૂન અને તેના બાળકને લઇ પટણા વસ્યો. બે ત્રણ મહિના ત્યાં રહ્યા પછી કેટાયૂન મોંગીર જઈ જ્યાં પોતાનો વહાલો પતિ દટાયો હતો તે જગ્યા જોઈ આવી હતી. સઘળી યાદ પાછી ધાઈ આવવાથી તે ગમગીન બની ગઇ. પિતા તેને ઘણો દિલાસો દેતા ને દીકરીને સુખ મળે એવા ઇલાજ લેતા.

પટણામાં ઠરીઠામ થયા પછી ત્રણેક મહિને ધરતીકંપનો આંચકો લાગતાં જ કેટાયૂન પોતાના બાળક માટે બ્હીલી પડી. તેને બ્રાહ્મણીના શબ્દો યાદ આવ્યા. એમ બે ત્રણ આંચકા વીસ દહાડામાં ચાલુ થયા. તે હવે ખૂબ ગભરાવા લાગી. પિતાને અહીંથી નીકળી જવા ખૂબ વિનંતિ કરવા લાગી. પિતાએ તેને ઘણો દિલાસો આપ્યો, પણ તેણે માન્યું નહિ. અંતે કેટાયૂને પોતાના પિતાને પોતાની ફિકર કહીને બ્રાહ્મણી બાઇની સઘળી વાત કહી સંભળાવી. પિતાએ તે હસી કાઢી. પરંતુ કેટાયૂન તે દિવસથી ચિંતામાં લેવાતી ગઇ. તેને તો તેનાં બાળકની જ ફિકર હતી. અંતે પિતાએ પોતાની પુત્રીના સુખને ખાતર થોડા મહિના દૂર પહાડી જગ્યાએ જઇ રહેવાનો ઠરાવ કર્યો. સઘળા વિચારને અંતે કવેટાની પસંદગી થઈ. કવેટાની સુંદર તરોતાજગીભરી હવાની વાત તેણે સાંભળેલી એટલે કેટાયૂન પણ ત્યાં જવા ખુશી થઈ.

કવેટામાં આવીને તેઓ વસ્યાં. સરજત તેઓને અહીં ઘસડી લાવી. ડિસેંબર, જાન્યુઆરી ને ફેબ્રુઆરી એ સખ્ત ઠંડીના મહિના પણ તેઓએ ત્યાં જ પસાર કર્યા. કેટાયૂનના પિતાને કવેટા એટલું પસંદ પડી ગયું કે હવે કવેટામાં જ રહેવાનો તેમણે ઠરાવ કર્યો. તેમણે પોતાની જ માલિકીનું મકાન બનાવી તેમાં રહેવાનું નકકી કર્યું. કવેટા આવ્યા પછીના પાંચ મહિનામાં તેમણે કવેટા, કવેટાનો વેપાર વગેરેનો સઘળો અભ્યાસ કરી લીધો હતો.

"કેમ દીકરી, હવે તારૂં ઘેલાપણું ગયું કે નહિ?" એક દિવસ પિતાએ પૂછયું: "કે હજી ધરતીકંપથી બીએ છે?"

"નહિ પપા, હવે શું? કયાં બિહાર, ને કયાં કવેટા?"

"કેટી મારી, હવે તો આપણે અહીં જ વસીશું. જમીન લીધી છે ને આપણું પોતાનું મકાન બે મહિના સુધીમાં તો તૈયાર થઈ જશે."

મકાન તૈયાર થતાં તેઓ ત્યાં જઇ વસ્યાં. એ જ અરસામાં આસ્તાદ રોજ તા. ૩૦ મેએ કેટાયૂનના પુત્રની સાલગ્રેહનો પ્રસંગ લઇ પિતાએ મોટો જલસો કર્યો. કવેટાના સઘળા પારસીઓને આમંત્રણ આપવા ઉપરાંત કવેટાના જાણીતા રહીશોને, યુરોપી અધિકારીઓને અને એ. જી. જી.ને પણ આ મોટી 'પાર્ટી'માં બોલાવવામાં આવ્યા હતા. દમામદાર એ જલસો હતો. ભવ્ય તેની રચના હતી. કવેટાવાસીઓને સદા યાદ રહી જાય એવી એ 'પાર્ટી' હતી.

'પાર્ટી' પૂરી થતાં સઘળાં વિદાય થયાં. કેટાયૂન પણ પોતાના બાળકના આવા સુખ માટે સુખી હતી. છતાં અંદરખાનેથી તેને કંઇક અસુખ હતું.

શેનું તે તે સમજી શકતી નહિ. મોડી રાતે વાતચીત કરી પિતા પુત્રી પોતપોતાના ખંડમાં આરામ લેવા ગયાં. આખા દિવસનો થાક હોવાથી તેઓ ભર નિદ્રામાં પડયાં !

બે કલાક પછી શું ‌થવાનું છે તેની કશાયે જાણ વિના ‘પાર્ટી’માંથી વિદાય થયેલાં સઘળાં પરોણાઓ પણ પોતપોતાને ઘેર જઇ નિદ્રામાં પડયાં.

એ જ રાતે ૩ કલાક, ત્રણ પળે ને બે વિપળે કવેટા શહેર ધ્રૂજી ઊઠયું. ધરતીકંપના ભારે આંચકાએ આખા શહેરને ગરક કર્યું.

●

પાંચ દિવસ પછી કરાંચીના સ્ટેશને ઘાયલોને લઇને આવેલી એક ટ્રેનમાં, એક ડબ્બામાંથી એક પારસી બાનુ ઊતરી. હાલહવાલ, લેવાયલી, લૂંટાયલી હાલતે; ગાંડી જેવી તે થઇ ગઇ હતી. તે બોલ્યા કરતી હતી કે: ‘રે, હું ત્યાં નહિ જતે તો ધરતીકંપ નહિ થતે. ઓ મારા ધણી ! ઓ મારા બાળક ! મારા બાપ ! મૂઈ હું, અભાગણી બધાંને ધરતીકંપમાં ઘસડી ગઇ !’

ભારે તેનો કકળાટ હતો. અસહ્ય તેનો વિલાપ હતો. હૃદયદ્રાવક એ દૃશ્ય હતું. ત્યાં આવેલાં સર્વની આંખ ભીની થઈ હતી !

એ કેટાયુન હતી. કમતાલેની કેટાયુન હતી. પતિને ગુમાવ્યા પછી આજે તે બીજી વાર કરાંચી આવી હતી, પુત્ર અને પિતાને ગુમાવીને.





ગામ નાનું અને ભણેલા કોઈક જ, એટલે થાણા જીલ્લાના કલેક-ટરની ઓફીસમાં ચીટણીસનું કામ કરતા રવિશંકર જ્યારે રજા પર ઘેર આવ્યા ત્યારે એ વાત વિજળીક વેગે ગામમાં પ્રસરી ગઈ. તેમનું વય હશે ૪૦ થી ૪૫ વર્ષ વચ્ચેનું. શરીરે સાવ એકવડા કોઠાના. તેમાંય તાવ, ઉધરસ અને કબજીઆતની કાયમી બિમારીને લીધે તેમનું શરીર શોષાઈ ગયેલું લાગતું. તેઓ કાળી ફ્રેમના મોટા ચશ્મા પહેરતા. પોલીશ કરેલાં બૂટ, તેના ઉપર મોજાં, તેના ઉપર સફેદ પાટલૂન, તેના ઉપર કાળો કોટ અને માથે મામલતદારો બાંધે છે એવો સફેદ સાફો બાંધતા. એ તેમનો સનાતન પહેરવેશ હતો. તેમના પોશાક પરથી પણ કોઈ કળી શકતું કે તે ચીટણીસ છે. તેમનાં ધર્મપત્નીને ગામના લોક સુધાબ્હેન તરીકે ઓળખતા. અને ગામમાં કલેકટરના ચીટણીસ તરીકે જેટલું રવિશંકરભાઇનું મહત્વ હતું, તેટલુંજ અથવા તેથી વધુ સ્ત્રી મંડળમાં સુધાબ્હેનનું સ્થાન હતું.

'દશ વાગ્યા પહેલાં તો રસોઈ તૈયાર કરવી જ પડે' કંઇક લટકા સાથે આજુબાજુથી ખબર કાઢવા આવેલાને સુધાબ્હેને કહી સંભળાવ્યું: 'રાત દિવસ ઝંપવારો જ નહિ. કાગળીઆં, કાગળીઆં, કાગળીઆં!'

'એમ કે?' પાડોશણને જરા આશ્ચર્ય લાગ્યું.

'ચીટણીસગીરી તો બહુ ખોટી. હું તો ઘણુંય કહું છું કે બળી એ નોકરી. ચાલો જરા ઘેર જઇએ કે ઠરીને બેસીયે.'

'બહુ દહાડે તમે તો આવ્યાં, સુધાબ્હેન.' બીજીએ ટકોર કરી.

'જ્યારે ડોકટરે કહ્યું કે હવાફેર વગર છૂટકો જ નથી, ત્યારે જેમ તેમ રજા લીધી.'

'એવું તે શું થયું છે?'

'શરીર ક્યાં સારૂં રહે છે? હું તો કહી કહીને થાકી કે પહેલું શરીર અને પછી નોકરી. પણ તમારા ભાઈ માને એવા ક્યાં છે?'




'ત્યારે તો સુધાબ્હેન, હમણાં રહેજો. જલદી જતાં ન રહેતાં.'

'શું કરીએ? છૂટકો છે? ચીટણીસની નોકરી. કાગળ આવવો જોઇએ કે ઝટ તમારા ભાઇ બિસ્તરા પોટલાં બાંધવા માંડશે.'

વાતો કરતાં બૈરામંડળ વિખરાયું. 'બપોરના આવજો, બ્હેન' કહીને કેટલાંક અદૃશ્ય થયાં. અને સુધાબ્હેનને બહાર રવેશીમાં આરામખુરશી ઉપર આરામ લેતા રવિશંકર સાંભર્યા. ત્યાં ફળિયાના બે ત્રણ જણ 'કયારે આવ્યા ભાઈ?' કરીને કલાકથી બેઠા હતા. બીજા કેટલાક ખબર અંતર પૂછીને ચાલ્યા ગયા હતા. તેઓ પણ આખરે ગયા અને ઝટ સુધાબ્હેન બહાર આવ્યાં.

'બળ્યું, ગામમાંય ઝંપવારો નહિ?'

'અહીં કયાં ઓફીસે જવાનું છે?'

'પણ ન્હાવાય ઊઠશો કે નહિ?'

'અહીં તો થોડી શાંતિ લેવા દે!'

'હું કયાં ના કહું છું?'

'ત્યારે ટક ટક ઓછી કરતી હોય તો?'

'અમે બોલીએ એ ટક ટક અને તમે......મારે શું? હમણાં કોઈ અમથારામ આવશે. પછી કરજો માથાઝીંક.'

સુધાબ્હેન ફફડાટ કરીને અંદર ગયાં. પણ તેમણે ભાખેલી ભવિષ્યવાણી સાચી પડતી હોય તેમ શેરીમાંથી અવાજ આવ્યો:

'રવિશંકર આવ્યો કે?'

'કોણ? ઓહો! મુગટરામકાકા! ગઈ કાલે સાંજે જ આવ્યો છું. આવો. આવો. કાકી તો કુશળ છે ને?'

'આ તો જરા મામલતદારને ત્યાં જવાનું હતું. અને રસ્તામાં વાત મળી કે તું આવ્યો છે, ત્યારે મને થયું કે લાવ ને. મળતો જાઉં. તારી કાકી તો કુશળ છે.'

'ઓહો! એમાં શું? એવું તે શું કામ પડયું છે?'

'જમીન બાબતનું જ. એ પણ પછીથી તો થઇ રહેશે. પણ તું આટલો સુકાઇ કેમ ગયો? તું નાનો હતો ત્યારે શું તારું શરીર હતું!'

'કાકા, તમે જાવ ત્યારે કહેતા જજો. મામલતદારના ચીટણીસને હું સારી રીતે ઓળખું છું. થાણામાં મારા હાથ નીચે કામ કરી ગયેલો. શરીરમાં તો એવું છે ને કે હમણાં સારું રહેતું જ નથી.'

'ત્યારે તો અહીંયાં લાંબું રે'જે. કામ તો તું આવ્યો એટલે હવે મને ચિંતા જ નથી. પણ જલ્દીથી જઈશ ના.'

'જવાનું તે ગમે? પણ શું કરીયે? આખી ઓફીસનો બોજો મારા પર છે. હમણાં સાહેબ વળી નવો આવ્યો છે. તેને જરાયે ગતાગમ નથી. પાઇએ તેટલું પાણી પીએ. માણસ સારો છે, પણ જાણો છો ને, આજકાલ સમય બારીક થઈ ગયો છે.'

થોડી ક્ષણોમાં મુગટરામ વિદાય થયા. પાછો સુધાબ્હેનનો સત્તાધીશ સ્વર સંભળાયો.

'હજુ આળોટયા કરો છો?'

'મૂર્ખી, આરામખુરશીમાં તે આળોટાતું હશે?'

'બળ્યું! શહેરમાંય ફુરસદ નહિ અને ગામડામાંય નિરાંત નથી. થાણામાં શંકરરાવ અને વિનાયકરાવ આવતા. અહીં આવ્યા કે શરૂ થયા તમારા નરભેરામ અને મુગટરામ!'

'અરે! કોઈ સાંભળશે! મુગટરામ તો આપણા નજદિકના પિત્રાઈ. તેમનું કામ તો કરવું જ પડે.'

'પણ હવે ઊઠશો?'

'લ્યો. હું આવ્યો.'

પણ કોણ જાણે કેમ રવિશંકરનો સુખવાસી દેહ આરામ ખુરશી ઉપરથી સળવળ્યોજ નહિ. અત્યારે તો તેમને ઊઠવાનું જરાયે મન હોય તેવું નહોતું જણાતું. કંઇક બહાના માટે આમ તેમ નજર નાંખી, અને તેમના સદ્ભાગ્યે ટપાલી આવી પહોંચ્યો. થોડાક કાગળો મૂકીને ટપાલી વિદાય થયો.

'પાણી ટાઢું થઈ જાય છે.' સુધાબ્હેને ઘરમાં રહે રહે જ ઘાંટો કહાડયો.

આ ટપાલ આવી છે. વાંચીને ઊઠું.'

કહી રવિશંકર કાગળ વાંચવામાં નિમગ્ન થઇ ગયા. જ્યારે જ્યારે તેઓ કાગળ વાંચતા ત્યારે ત્યારે તેઓ બધું જ ભૂલી જતા. મિનિટો સુધી સુધાબ્હેન પણ સ્મરણમાં આવતાં નહિ. પણ આવું પુનિત વિસ્મરણ સુધાબ્હેન લાંબુ ટકવા દે તેવું ન હતું. તે તરત જ બહાર આવ્યાં.

'આ શું માંડયું છે? અહીંઆય ટપાલ!'

'આ તો ખાનગી છે.'

'પેલા રૂપરાવનો કાગળ છે કે નિઝામુદ્દિન સાથે સાહેબે પહેલે દિવસે જ તકરાર કરી.'

'નિઝામુદ્દિનમાં આવડત જ ક્યાં છે? તમારા જેવું કામ એક દિવસ પણ નહિ કરી શકે.'

'એક મહિનો કાઢે તોયે ઠીક!'

'એટલું તો કાઢશે.'

એટલામાં ખડકીનાં બારણાં આગળ તાર-વાળાની ઘંટડી વાગી. સુધાબ્હેન તો સ્તબ્ધ થઇ ગયાં. રવિશંકર પણ જરા અસ્વસ્થ થતા લાગ્યા. તારવાળાએ તાર આપ્યો. રવિશંકરે વાંચ્યો અને અને ચિંતાની સર્વ રેખાઓ સામટી અદશ્ય થઈ ગઈ.

'લ્યો, લીમડીનો તાર છે.'

'શું છે?'

'ભાઇના ઘરનું આજે ખાત–મુહૂર્ત છે.'

'ત્યારે ખાવાનું શું કરીશું?'

પણ જવાબ મળે ત્યાર પહેલાં તો ખડકીમાંથી વખતચંદ ડોકાયા. રવિશંકરે ઊઠયા વગર જ તેમને આવકાર આપ્યો. અને સુધાબ્હેન ઝટ અંદર ગયાં.

'ઓહો! વખતચંદ કાકા, કુશળ છો ને?'

'હા બધાય હેમખેમ છે. હાલ તો રહેવાનું છે ને?'

'હા. મહિનાની રજા લીધી. ભોગવાય તેટલી ખરી. સરકારી નોકરી એટલે કંઈ ભરોંસો ન કહેવાય.'

'સરકારી નોકરી તો બહુ ખોટી. સારે દહાડેય ઘેર ન અવાય.'

"પણ હવે છૂટકો છે? પંદર વર્ષ તો થઇ ગયાં."

'ઠીક થયું, તમો આવ્યા, રવિશંકરભાઈ. આપણા ગામમાં તો હમણાં ધાંધલ ચાલે છે. આ કિસાન સભાવાળા આવીને કે' દિવસના ખેડુતોને બહેકાવી રહ્યા છે.'

'કિસાન સભાવાળા?'

'હા. કોઇ ભદ્રકુમાર આવ્યો છે અને ચાર માસથી ગામને ચકડોળે ચઢાવ્યું છે.'

રવિશંકરને માટે આ નવા વર્તમાન હતા. તેમને સમજ પડી નહિ. છતાં સમજણ પડી ગઈ હોય તેવી અદાથી બોલ્યા: 'સીધા થઇ જશે. એમ કેમ ચાલે? હું રીપોર્ટ કરીશ.'

'પણ મારૂં કહેવાનું એમ છે કે સરકાર વ્યાજ મોકૂફી જાહેર કરે તો અમારે શું કરવું?'

'શું કરવું?' રવિશંકરે આંખ પર ચશ્મા ચઢાવીને પડઘો પાડયો.

'હું એ જ પૂછું છું કે શું કરવું?'

'પણ હજુ ક્યાં હુકમ બહાર પડયો છે?'

'પણ પડે તેવો સંભવ તો ખરો.'

'થશે ત્યારે જોઈ લઈશું.'

'પણ મારે તમોને એક બીજી વાત પણ કહેવાની હતી.'

'શું?'

'તમારી જમીન આ સાલ સાંથે આપી શકાય તેમ નથી.'

'કેમ?'

'ખેડૂત ગણોતે કરવા ખુશી નથી.'

'કેમ?'

'મેં કહ્યું નહિ? ભદ્રકુમારે આખા ગામને ચકડોળે ચઢાવ્યું છે!'

અને ખરેખર ગામ ચકડોળે ચઢી ચૂક્યું હતું. વખતચંદ શેઠની વાત સાવ ખોટી ન

હતી. છેલ્લા છ માસ થયા કિસાન સભાના આગેવાન કાર્યકર્તા ભદ્રકુમારે આવીને ગામમાં પડાવ નાખ્યો હતો. પહેલાં તો ભદ્રકુમારની વાત કોઇ સાંભળતું નહિ. જુવાનીયાવેડા તરીકે તેની સર્વ પ્રવૃત્તિ લેખાતી. પણ ધીમે ધીમે ખેડૂત જુવાનીઆઓને ભદ્રકુમારની વાતોમાં રસ પડતો. સાચી વસ્તુ એ હતી કે ભદ્રકુમારને ત્યાં રોજીંદુ છાપું આવતું. અને આથી 'મુંબઇની ખબરો' જાણવા માટે પણ લોકો ભદ્રકુમારને ત્યાં ભેગા થતા.

આમ કિસાન સભાના ગણેશ મંડાયા. પહેલાં તો ભદ્રકુમારે જમીન મહેસૂલના ઘટાડાની જ વાત કરી. લોકોને એ બહુ ગમી પણ ખરી. પણ જમીન મહેસૂલ વિષે વિચાર કરતાં કરતાં ગણોત, સાંથ, વિગેરેના પ્રશ્નો આપોઆપ ઉભા થયા.

તેમાં વરસ નબળું પાકયું. હીમ પડવાથી રહ્યો સહ્યો કપાસ પણ બળી ગયો. ભદ્રકુમાર ન આવ્યો હોત તો વખતચંદ શેઠને વ્યાજ મળત કે કેમ તે એક શંકા જેવું થઇ પડયું હતું. શેઠ પોતે પણ 'કંઇ નહિ. વરસ ન પાકયું તો કંઈ વાંધો નહિ. આવતે સાલ આપજો' એમ કહેતા. પણ તે દરમિયાન જે ખાતાંઓની મુદત પૂરી થવા આવી હતી તે ખાતાંઓ નવેસરથી પડાવવાનું ચૂકતા નહિ.

પણ ભદ્રકુમાર તો હવે સાંથ ન ઘટાડે તેની જમીન પણ ન સાંથવાનું ખેડૂતોને શીખવતો હતો. જેના ખાતાની મુદ્દત થઇ ગઇ હતી તેમને નવેસરથી ખાતાં ન પાડી આપવાનું શીખવતો. આથી જ વખતચંદ અને અન્ય શાહૂકારોને તો આ ભદ્રકુમાર આંખની કણીની માફક ખૂંચતો. તેથી જ રવિશંકર ચીટણીસનું આગમન વખતચંદને ખૂબ ગમ્યું હતું. તેઓ માનતા કે ચીટણીસની મદદથી તેઓ કિસાન સભાને દાબી શકશે. તેમની મુલાકાતનો આજ મુખ્ય ઉદ્દેશ હતો.

રવિશંકર અને વખતચંદની વાત લાંબી ચાલત, પણ શેરીમાંથી કિસાન સરઘસના અસ્પષ્ટ અવાજો સંભળાવા લાગ્યા. 'કિસાન મજદૂર ઝીંદાબાદ'ના પોકારો તો એ સ્થળથી પણ સાંભળી શકાતા હતા.

'સાંભળ્યું ને ?' વિજયપૂર્વક વખતચંદે કહ્યું.

'હા.'

'એ જ ભદ્રકુમારનું ધાંધલ !' વખતચંદના મુખ પર સંતોષનું હાસ્ય ફરકી રહ્યું.

ચીટણીસ રવિશંકર માટે આ વસ્તુ નવી ન હતી. થાણામાંય તેમણે મોટા સરઘસો જોયાં હતાં. ખુલ્લી રીતે નહિ તો છુપી રીતે પણ તેમણે ભાષણો સાંભળ્યાં હતાં. કોઇ કોઈ વાર ગોરા કલેકટરો તરફ તેમને ય મનમાં ધિક્કાર છૂટતો.

પણ અહીં તેમના જીવન સાથે કંઇક નવું અથડાતું લાગ્યું. તેમનું મગજ ધમધમી ઊઠયું...ના, આ કંઇ બ્રિટિશ સામ્રાજ્યવાદ સામેની ચળવળ નથી. આ તો દેશમાં દેશીઓની સામેની લડત છે ! સાંથ ઘટાડવી કે ન ઘટાડવી એ જમીનના માલિકની વાત છે. તે માટે ધાંધલ શી ?

ક્ષણભર તેમને લાગ્યું કે ભદ્રકુમાર અને તેનું વિરાટ કિસાન સરઘસ તેને કહી રહ્યું છેઃ 'સાંથ ઘટાડો.'

ચીટણીસે બે હાથોએ પોતાનું મસ્તક દાબ્યું.

વિચારોની એવી એક ખરાબ આદત છે કે તેઓ આવ્યા પછી કદી અટકતા નથી. રવિશંકરને પણ તેમજ થયું.

મિનિટો વહી ગઇ...કલાક થયો...વખતચંદ શેઠને પણ અકળામણ લાગી.

આ બાજુ તેના કાનમાં વખતચંદના શેઠના શબ્દો ગૂંજવા લાગ્યા. 'આ સાલ જમીન સાંથે આપી શકાશે નહિ...સાંથ ઘટાડે તો ?...કદાચ ખેડૂતો ખેડે પણ ખરા...પણ કેટલી ?...' વળી પાછો પ્રશ્ન થયો. 'ના. એ અશકય. ભલે જમીન અણખેડાણ પડી રહે. આપણે કયાં જમીન પર જીવીયે છીયે ?'

અને તેને પોતાના ખેડૂતો યાદ આવ્યા. ધૂળો અને રામજી. રામજી તો આ વર્ષે જ પરણ્યો હતો.



ધૂળાનો બાપ આ સાલ જ મરી ગયો હતો. દયા ઉભરાઈ આવી. વિચાર આવ્યો: 'ભલે આપવું હોય તે આપે, પણ તેમને નિરાધાર તો ન જ થવા દેવાય ?'

વખતચંદ અને રવિશંકર વચ્ચે ગોઠવાયેલા નાના સ્ટુલ ઉપર સુધાબહેને ચ્હાના પ્યાલા મૂક્યાં. મૂકતાં ખખડાટ થયો. ક્ષણવાર રવિશંકરનું ધ્યાન ચ્હા તરફ દોરાયું. એ તેમને ઘણું ગમ્યું.

પણ પાછી વખતચંદ પર દૃષ્ટિ પડી. તેમણે શું કહ્યું હતું: 'વ્યાજ મોકુફી ? હા. હા. યાદ આવ્યું.' રવિશંકરના મગજમાં પાછા વિચારોનો વંટોળ જામ્યો.

એક વખત તે પણ ગરીબ હતા. હા. આ જ સુધાના સિમંત માટે તેમણે વખતચંદ પાસેથી પાંચસો રૂપીઆ ઉછીના લીધા હતા. ...... તે વખતે તો તે ધારવાડમાં ચોથા કારકુનની જગા પર હતા. ત્યારે દર વર્ષે ૪૮ રૂપીઆનો મનીઑર્ડર મોકલતા. છતાંય 'તમોને કંઇક થઈ જાય તો મારા પૈસા જાય' એમ કરીને આ જ ઘર લખાવી લીધું હતું. 'તે વખતે વખતચંદ કેવા લાગતા ?......'

અને તેમણે વખતચંદ સામું જોયું. તાકીને જોયું. ફરીથી જોયું. વખતચંદનો પણ સહેજ ડર લાગ્યો. પણ રવિશંકરની નજર સામેથી તો વખતચંદનો સ્થૂળ દેહ સરી ગયો. ત્યાં માત્ર વ્યાજની થેલીઓ દેખાવા લાગી. વ્યાજ......વ્યાજ......અને......

તેમના મનપ્રદેશમાં વખતચંદની હવેલી દેખાઈ. ના, એ હવેલી નહોતી. વ્યાજનો એ પીરામીડ હતો.

તેમણે બેય હાથે પોતાનું મસ્તક દાબ્યું. અને આંખો બીડી દીધી.

વખતચંદ તો ક્યારનાય ઊઠીને ચાલ્યા ગયા હતા.

રવિશંકરે આંખો ઉઘાડી ત્યારે તેમણે બૂમ મારી: 'સુધા !'

'કેમ ?' અંદરથી અવાજ આવ્યો.

'હમણાં ને હમણાં જ બીસ્તરા બાંધ. નોકરને મોકલ. ગાડી લઈ આવ. અત્યારેજ પાછા જવું છે.'

સુધાબહેન દોડતાં બહાર આવ્યાં.

'પણ છે શું ?'

'મને બીક લાગે છે.'

'કોની ?'

'પેલા કોઇ ભદ્રકુમારની.'

રવિશંકર આરામખુરશી ઉપર ફસડાઈ પડયા. સુધાબહેનને કંઇ સમજ ન પડી. વધુ વાતચીત ન કરી.

અડધા કલાક પછી એક દોડતી ઘોડાગાડીમાં બેઠી ચીટણીસ રવિશંકર સ્ટેશન પર જઈ પહોંચ્યા.



# ડયાપર

ભીખલાનું મન આજે ભટકતું હતું.

મકના મોચીને ત્યાંથી પોતાના લાલ જોડાને ઠીંગડી મરાવી ન લાવવા માટે, ઘરમાં ખાંડ થઈ રહી હતી તે જાણવા છતાં ગઇ રાતે છબા ગાંધીને ત્યાંથી ખાંડ આણવાનું ભૂલી જવા માટે, દયાળજી દેસાઈ પાસેથી દવાના પૈસા વસૂલ ન કરી હાથ હલાવતા આવવા માટે, અને આવાં કેટલાંક કારણો માટે ભીખલો જેને ત્યાં નોકરીએ રહ્યો હતો, તે દલપત દાક્તરે સવારમાં ઊઠતાંની સાથે તેના પર ગાળોનો વરસાદ વરસાવ્યો હતો. પણ ભીખલાએ તો કડવો કે મીઠો એક શબ્દ પણ મોઢામાંથી બહાર કાઢ્યો ન હતો.

“ દાક્તર કંઈ ગામનો જાગીરદાર બાગીરદાર છે, કે હું તેને ફોકટ કામ કરી આપું ? તેલ–મરચાં જેટલું કંઈ પણ આણી આપે તો ઠીંગડી મારી આપું.” આમ મકના મોચીએ સુણાવી દીધું હતું. પાછલા બાકીના નાણાં આપ્યા સિવાય છબા ગાંધીએ તેને ઉધાર માલ આપવાનો બંધ કર્યો હતો, તેમાં ભીખલો બિચારો શું કરે ! તેણે દલપત દાક્તરને આ હકીકત ઘણી વાર કહી હતી. પણ દાક્તરે તેનો બંદોબસ્ત ન કરતાં પોતાનો ગુસ્સો ભીખલા પર ઠાલવવાનું જારી રાખ્યું હતું. દાક્તરની ખોટી બડબડ એક કાને સાંભળી બીજા કાનમાંથી કાઢી નાખવાનો નિશ્ચય તેણે પહેલેથી જ કરી મૂક્યો હતો.

આજે તેનું મન ચિંતાતુર થવાનાં કારણો જુદાં હતાં.

ગઇ કાલે તેના પર ધરમપુરથી એક પત્ર આવ્યો હતો. તેમાં બકોર બારોટે આ પ્રમાણે લખ્યું હતું: “ ત્રણ ચાર દિવસથી તારો નાનો ભાઇ ઘણો જ માંદો છે. દેશી વૈદની દવા મેં કરી, પણ કંઇ જ ગુણ લાગ્યો નથી. તેના છ મહિનાના ચઢેલા પગારના બાર રૂપીઆ મેં ગયે મહિને આપી દીધા હતા. પણ હમણાં તેની પાસે સમ ખાવાને એક પાઈ સરખીએ રહી નથી.

દાક્તરને કેવી રીતે બોલાવાય? આ પત્ર વાંચીને તરત તું અહીં ચાલ્યો આવ. શું કરવું તે તારા આવ્યા પછી નક્કી કરીશું. તને અહીંથી ગયાને લગભગ એક વરસ થવા આવ્યું છે. તેથી તારી પાસે જે કંઇ સિલક થઇ હોય તે બધી લઈને આવજે. આવવામાં ઢીલ કરતો નહિ. ફીકલો તને ઘડી ઘડી સંભારે છે."

પત્રમાં બકોર બારોટે "તારી પાસે જે કંઈ સિલક થઈ હોય તે બધી લઈ આવજે." એમ લખ્યું હતું; પણ તેની પાસે તો કાણી કોડીએ સિલકમાં ન હતી!

દોઢેક વર્ષ પર બાપ સાપ કરડવાથી મરણ પામ્યો હતો, તેથી ભીખલો અને તેનો નાનો ભાઇ ફીકલો બંને નિરાધાર થયા હતા. ફીકલો ચાલાક અને બહુબોલો હોવાથી બકોર બારોટે તેને પોતાની હોટેલમાં નોકરીએ રાખી લીધો હતો. પણ ભીખલાને કંઇ મજૂરી મળે નહિ. આખરે તેણે ધરમપુર છોડવાનો નિશ્ચય કર્યો. પણ મોટર અને આગગાડીના પૈસા ન હોવાથી કરેલો નિશ્ચય પાર પડે એવું એકે ચિહ્ન દેખાય નહિ. આખરે તેના નાના ભાઇએ એક યુક્તિ શોધી કાઢી. ધરમપુરમાં એક શેઠીઆને ત્યાં લગ્ન હતાં. તેની જાન મોટરોમાં સુરત જવાની હતી. એ લાગ સાધી ફીકલાએ, આઠ દસ દિવસ અગાઉથી એક ભાડુતી મોટર ડ્રાઇવર સાથે દોસ્તી બાંધી, બકોર બારોટ ન જાણે એવી રીતે તેને આઠ દસ દિવસ અગાઉથી ચાના કપ મફત આપવા માંડયા હતા. જે દિવસે જાન ઉપડવાની હતી, તે દિવસે સવારે ડ્રાઇવરને ચૂપકીથી ચાનો કપ આપી પોતાના મોટા ભાઇને સુરત સુધી મફત લઇ જવાની વાત કરી. તેની ગળગળા થઈ બોલવાની છટાથી અને દસેક દિવસ ફોકટની ચા પીધાના આભારના ભારમાં દબાએલો હોવાથી ડ્રાઇવરે તેની વાત કબૂલ કરી.

આવી રીતે ભીખલો ઠેઠ સુરત પહોંચી ગયો. સુરતમાં હોટેલો, લોજો, દુકાનો, નવાં બાંધકામો, વણાટકામો, સિનેમાગૃહોની કંઈ કમીના ન હતી. ભીખલાએ ચાર દિવસ અર્ધે પેટે રહી નોકરી મેળવવા આખા શહેરમાં પોતાના ચાંચીઆ જોડાને ચુંચું બોલાવી ઘસી નાખ્યા, તો પણ તેને નોકરી મળી નહિ. સુરતમાં પગ મૂકતાં જ ત્યાંની ઉંચી ઉંચી ઇમારતો, ઘોડાગાડી અને મોટરોની આવજા અને ડામરના ધોરી રસ્તા પર સાફ સફાઇથી સુંદર કપડાં પહેરી ફરતાં લાલ-લલનાઓનાં આનંદી ચહેરા જોઈ તેને લાગ્યું કે આવા મોટા શહેરમાં તેને તરત નોકરી મળી જશે. પણ જ્યારે તેની ધારણા ભૂલભરેલી હતી એવી તેને ખાતરી થઈ, ત્યારે શું કરવું એ પ્રશ્નની મૂંઝવણમાં તેની સ્થિતિ ગાંડા જેવી થઈ ગઈ.

સદ્‌ભાગ્યે તેને તેનો એક જૂનો સોબતી નામે સરદારસીંગ સુરત પાસેના ગામમાં સિપાઈની નોકરી કરતો હતો તે યાદ આવ્યો. 'આટલા દિવસ ભિખારચોર સુરતમાં નકામા ગુમાવ્યા' કહી તે ઉલટભેર પોતાના મિત્રને મળવા ઉપડયો. ચાલતાં ચાલતાં તે વિચાર કરવા લાગ્યો કેઃ 'સરદારસીંગને મળી પહેલાં તો પેટ ભરીને જમીશ અને પછી તેના વસીલાથી કોઈ પણ ઠેકાણે નોકરી મેળવીશ. તે કંઈ રેંજી-પેંજી નોકર નથી. સિપાઈ છે. સિપાઇનો પડયો બોલ ઝીલવા કોણ તૈયાર નહિ હોય?'

અને શું આશ્ચર્ય! બન્યું પણ એમ જ.

સરદારસીંગને મળતાં જ ભીખલાને નોકરી મળી ગઈ!

તેનું કારણ એ હતું, કે દલપત દાકતરનો પહેલો નોકર, કોણ જાણે કેમ, પણ પોતે જ નોકરી છોડી ગયો. તેથી દાકતરને તાત્કાળિક નોકર રાખી લેવાની જરૂર હતી. આવી રીતે ભીખલો ખાતાંપીતાં ત્રણ રૂપીઆના પગારે નોકરીએ લાગ્યો.

લગભગ એક વર્ષ સુધી ભીખલાએ દલપત દાકતરને ત્યાં નોકરી કરી.

પહેલા ત્રણ ચાર મહિનાનો પગાર ભીખલાએ કપડાં વગેરેમાં ખરચ્યો. અને કંઇક ઠીક ઠીક રહેવા

લાગ્યો. આમ તેનું ગાડું ગબડયું. એટલામાં અચાનક તે માંદો પડયો. દલપત દાકતરને તેની કેમ દયા આવી તે કોણ જાણે, પણ તેણે નિયમિત રીતે તેની દવા કરી અને સાજો કર્યો. પણ ભીખલાએ જ્યારે ચઢેલો પગાર માગ્યો ત્યારે સ્પષ્ટ ખુલાસો થયો. દાક્તરે કહ્યું:– "તારી દવાનું બીલ અગીઆર રૂપીઆ થયું, તેથી તને ચઢેલો પગાર તો નહિ, પણ બીજા ત્રણ મહિના સુધી પગાર મળવાનો નથી, સમજ્યો ? જા, ઘરમાં બીલકુલ પાણી નથી. તેથી આઠ દસ ગાગર ભરી લાવ. પછી તરત બીલો વસૂલ કરવા જા. અને આમ જો, જતી વખત કમળાને સાથે લેતો જજે. તેને આજ ઘણું જ કામ છે."

આ રજવાડી હુકમ સાંભળ્યા પછી પોતાની તંદુરસ્તીની ખરાબી કરતાં પૈસાની વધારે ખરાબી થઈ, તે માટે તેના મનમાં ઘણું જ ઓછું આવી ગયું. દાકતરને ત્યાંની નોકરીને નવગજના નમસ્કાર કરી દેવાનું મન થઈ આવ્યું. પરંતુ આજકાલ નોકરી મેળવતાં લોહીનું કેટલું પાણી કરવું પડે છે, તેનો તેને પાકો અનુભવ થયો હતો. તેથી તેણે એ વિચાર પોતાના મનમાંથી તદ્દન કાઢી નાખ્યો.

ત્રણ મહિના પછી જ્યારે તેનો પગાર લેણો થયો, ત્યારે પણ તે કંઈ બચાવી શકયો નહિ. કારણ કે તે વખતે દાકતરની ઘરવાળી બીજી વારની સુવાવડ કરવા પિએર ગઈ હતી. તેથી ભીખલાનું ખાવાનું કથળ્યું. કેમકે દાકતર જ આજે આ ઘેર તો કાલે પેલે ઘેર જમતા થઇ ગયા. તો પછી ભીખલાનો ભાવ તો કોણ પૂછે ? વળી ભીખલો બાપડો માંદગીમાંથી તાજો ઊઠેલો, તેથી ભૂખ પણ તેને કકડીને લાગે ! આનું પરિણામ એ આવ્યું કે તેનો સઘળો પગાર વીશીમાં ખરચાઇ ગયો. અધૂરામાં પૂરો તેનો ચાંચીઓ જોડો દહાડામાં હજાર ધક્કા ખાવાથી વહેલો ફાટી ગયો, તેથી નવા લીધેલા જોડાનું માથે દેવું હતું.

પાસે પાઇની સિલક નહિ અને પોતાનો એકનો એક ભાઇ માંદો પડયાનો કાગળ આવ્યો !

ખરૂં પૂછો તો, ગઈ કાલે તે પત્ર મળ્યો તે પહેલાં, ભીખલાને પૈસાની ખાસ જરૂર સમજાઈ જ ન હતી. તેને કશાનુંયે વ્યસન વળગ્યું ન હતું. કોઇ કોઇ વાર તે 'બોરસદની' બીડી તાણતો હતો. પણ તે કોઈ ફોકટ પાય તો જ.

આજ દિન સુધીમાં તેને પૈસાની ખરી જરૂરનું બે વાર ભાન થયું હતું. ધરમપુરથી સુરત આવતાં અને સુરતમાં ચાર દિવસ સુધી ભૂખે મરતાં; પણ આ બંને વાર તે અચાનક બચી ગયો હતો.

પણ હમણાનું સંકટ એટલું કાચું ન હતું.

ભાઇને સારૂં થાય કે ન થાય તે ત્યાં ગયા પછીની વાત હતી. પણ ધરમપુર સુધી જઇ દાકતરની દવા કરવી તે માટે પચીસ ત્રીસ રૂપીઆ જોઇએ. વળી મહિને ત્રણ રૂપીઆ કમાનારને પચીસ ત્રીસ રૂપીઆ આપે પણ કોણ ? અને કયા આધાર પર આપે ?

ગઈ કાલે પત્ર વાંચતાંની સાથે જ ભીખલાની આંખ સામે આ બધી વાત ઊભી રહી હતી. આ વેળા પોતાને બીજું કોઈ મદદ કરે એમ જણાયું નહિ, તેથી તેમાંથીયે તેણે રસ્તો તો શોધી કાઢયો હતો.

પણ—

તેના બાપે મરતી વખત તેને એક વીંટી આપી હતી તે વેચવાનો તેણે નિશ્ચય કર્યો. અતિશય ગરીબ સંસાર હોવા છતાં ભીખલાના બાપે તે વીંટી ન વેચતાં મરણપર્યંત તેનું જતન કર્યું હતું; કારણ કે તે વીંટી ભીખલાની મૃત માતાના મંગળસૂત્ર તથા લવિંગીઆમાંથી બનાવડાવી હતી. અને મારા જેવાને સોનાની વીંટી આંગળીમાં શોભે નહિ એવા વિચારથી તેણે તે વીંટી દોરાથી બાંધી ન જણાય એવી રીતે પોતાના ગળામાં લટકાવી રાખી હતી. બાપે સોંપેલી એ વીંટી ભીખલાએ પણ એ જ રીતે જતન કરીને રાખી હતી.

ગઈ કાલ સુધી તે વીંટી વેચવાનો વિચાર

સરખોયે તેને આવ્યો ન હતો. પણ બધી તરફથી નાઇલાજ થવાથી જ તે વીંટી વેચવાના નિશ્ચય પર એ આવ્યા હતો. તેને લાગ્યું કે મારી માતાના પવિત્ર સંભારણા તરીકે મારા પિતાએ મરણ પર્યંત પોતાના હૃદય પર તેને સ્થાન આપ્યું હતું અને હું એને કાળજીપૂર્વક જાળવી રાખીશ એવા વિશ્વાસથી જ એ વીંટી મને સોંપી હતી. તે વીંટી, તે પવિત્ર વીંટી વેચું? મારી કેટલી અધમતા?...ને નહિ વેચું તો પછી ધરમપુર જવું કેવી રીતે?...મારા વહાલા કાકલાને કેવી રીતે મળું? દાકતરની દવા શી રીતે શરૂ કરાય? તેનો જીવ કેવી રીતે બચાવાય?......

નહિ, નહિ, વીંટી વેચ્યા સિવાય છુટકો નથી જ!

તે ગમે તેટલી પવિત્ર હોય તેથી શું? મારા ભાઈના જીવ કરતાં તેની કિંમત વધારે ગણવી?

આ વિચાર તેના મનમાં આવ્યો ત્યારે તે ગાગરે ગાગરે પાણી ભરતો હતો. વીંટી વેચવાનો વિચાર નક્કી થતાં જ તેણે ગાગર હેઠે મૂકી અને ગળામાંની વીંટી તપાસી જોવા ગળા પર હાથ નાખ્યો; કારણ કે તે પણ પોતાની પિતાની પેઠે ગળામાં જ વીંટી લટકાવી મૂકતો હતો.

—પણ ગળામાં વીંટી જ ન હતી!

તે ઘણો જ ગભરાયો!

તરત તેને યાદ આવ્યું કે દોરો તૂટવાથી તે વીંટી ડાબા હાથની ટચલી આંગળીમાં પોતે પ્રથમ ઘાલી હતી. તેમાં ઢીલી પડી ત્યારે અનામિકા આંગળીમાં ઘાલી હતી અને તેમાં ઢીલી પડી ત્યારે વચલી આંગળીમાં ઘાલી હતી. તરત તેની નજર ડાબા હાથની વચલી આંગળી પર ગઈ. પણ ત્યાંય વીંટી ન મળે!

ભીખલાના અંતઃકરણમાં ચર્રર્ર ચરકા એઠા!

દવાખાનામાં, ઘરમાં અને ઘરથી કૂવા સુધી શોધી વળ્યો. પણ પત્તો ન લાગ્યો. આ વખતે ભીખલો ગાંડા જેવો દેખાતો હતો.

થયું! હવે ધરમપુર જવાઈ રહ્યું! દાકતરની દવા થઇ રહી! અને વહાલા ભાઈની છેલ્લી મુલાકાત પણ થઇ રહી! મોટા ભાઇ આજે આવશે, કાલે આવશે એમ તે એકસરખી વાટ જોતો હશે; દવા વગર અને વહાલા ભાઈના મેળાપ વગર તેની માંદગી વધતી જશે, અને મોટાભાઇ...મોટાભાઈ... કરતો તે છેવટે...

ભીખલાની આંખોમાંથી અશ્રુધારા વહી રહી!

ડૂમો શમ્યા પછી તેણે ખૂબ વિચાર કર્યો. વીંટી આંગળીમાંથી કોઇ વાર કાઢેલી કે નહિ, કાઢી હોય તો કયારે અને કયાં મૂકેલી, આવા વિચાર કરે પણ તેના ભ્રમિત ચિત્તમાં કંઇ યાદ આવે નહિ.

એટલામાં એક માણસે આવી પૂછયું: "અરે ભીખલા, પેલા છોકરાને ઘણું વાગ્યું હતું?" આ સાંભળતાં જ તેને પોતે વીંટી કયાં મૂકી હતી તે યાદ આવી ગયું. પણ તેથી તેને આનંદ થયો નહિ; કારણ કે તેને જગા યાદ આવી, પણ તે જગાએ તે હશે કે નહિ તેની તેને ચિંતા પેઠી.

કારણ—

દલપત દાકતરને દવાખાને એક મોટર ઊભી હતી, અને કેસ ઘણો ગંભીર હતો. તે મોટરમાં એક શ્રીમંત શેઠનો છોકરો હતો. ખબર મળતાં દાકતર અને ભીખલો દવાખાને દોડતા આવ્યા; કારણ કે તે ધનવાનનો પુત્ર હતો. કોઈ ભાડુતી મોટરના ભાડુતી ડ્રાઇવરે સરીઆમ રસ્તા પર એકદમ મોટર હાંકે રાખેલી, તેથી તે છોકરો રસ્તો ઓળંગતાં સપડાયો હતો. ડ્રાઇવરે બ્રેક તો દાબેલી, પણ ફાસ્ટ છોડેલી મોટર એકદમ કંઈ અટકે? તે છોકરો અડફટમાં આવી જવાથી માથું ફુટી અંદર ઊંડો ઘા પડયો હતો અને શરીરે સજ્જડ ધબડાઈ ગયો હતો.

પૈસાદારનો છોકરો. જે સાંભળે તે દવાખાને દોડે. દવાખાનામાં અને બહાર ભારે ઠઠ ઝામી ગઇ હતી. દાકતરે આવતાંની સાથે ભીખલાને તે છોકરાના માથામાંનો ઘા ધોઇ નાંખવાનું કહ્યું હતું. તે વખતે પોતાની વીંટી સઘળા જોઇ જશે, એવા

વિચારથી તેણે તે આંગળીમાંથી કાઢી મૂકી હતી.

પણ તે ક્યાં? એ તેને સાંભરે નહિ. વળી તે વખતે દવાખાનામાં પુષ્કળ લોક ભેગા થએલા. કોઇએ તે ઉપાડી લીધી પણ હોય! હવે તો તે ત્યાં શાની જ હોય?

તો પણ ભીખલો તાબડતોબ દવાખાને ગયો. સઘળે ફરી ફરીને તપાસ કરી, પણ પત્તો નજ લાગ્યો. વીંટી સિવાય દવાખાનામાં સૌ જ્યાંનું ત્યાં હતું, નાની મોટી શીશીની હારો, દવા વાટવાનો ખલ, વર્તમાનપત્રોના ચોરસ કકડા અને જાત જાતની દવાની સંમિશ્ર દુર્ગંધ!

ભીખલાને આખે ડીલે કંપારી આવી.

ત્યાંથી તે તરત દાકતરને ઘેર ગયો. તમને દવાખાનામાંથી મારી સોનાની વીંટી મળી છે કે કેમ એમ પૂછવાનો એને ઘણી વાર વિચાર આવ્યો, પણ "તમને દવાખાનામાંથી વીંટી મળી છે?" એવું પૂછું તો સારૂં નહિ લાગે અથવા એ પૂછવાનો અર્થ દાકતર ઉલટો જ કરે તો? આવા આવા વિચારથી તેણે દાકતરને પૂછવાનું માંડી વાળ્યું.

તે રાતે તે જમ્યો નહિ. પોતાના બાપે પ્રેમથી આપેલી પવિત્ર વીંટીયે ગઈ, અને હવે નાના ભાઇનો મેળાપ પણ નહિ થઈ શકે, એ વિચારમાં તેને પાછલી રાતના ત્રણ વાગ્યા સુધી ઉંઘ પણ આવી નહિ.

બીજે દિવસે ઉજાગરાથી અને ચિંતાથી તેનું ચિત્ત ભમી રહ્યું હતું. તેથી દાકતરનાં બીલ વસૂલ કરવા ગામમાં ફરતાં તેના હાથથી ભયંકર ભૂલો થતી હતી. જેમણે દાકતરનું દવાખાનું સુદ્ધાં જોયું ન હતું તેમને "દાકતર સાહેબની દવાનું બીલ ચૂકવી આપો છો કે?" આવું તે પૂછી બેસતો. વળી જેના પર દાકતરના બીલના પૈસા ચઢેલા હતા, તે રસ્તામાં સામા મળે તો પણ તેના મોં સામે જોઇ કંઈ નહિ બોલે. જાણે સામેનું સર્વ તેને શૂન્યવત્ લાગતું હતું!

દયાળજી દેસાઇના બારણા આગળ થઇને ગયો, પણ તેને ત્યાં ઉઘરાણી કરવાનું જ વિસરી ગયો. એટલામાં દયાળજીનો કૂતરો તેને જોઇ જોરથી ભસવા લાગ્યો, ત્યારે તેને દયાળજી પરનું બીલ વસૂલ કરવાનું ભાન આવ્યું. તે દયાળજીના ઘરમાં ઘુસ્યો. દાકતરે તેને આજ સવારે દયાળજીનું બીલ વસૂલ કરી લાવવાની ખાસ તાકીદ આપી હતી; કારણ કે તેના પર પાંત્રીસ રૂપીઆ ચઢી ગયા હતા અને તેથી વધારે રૂપીઆ ચઢવા દેવાની દાકતરની ઇચ્છા ન હતી. દયાળજી શું ઓછો શ્રીમંત હતો?

તે માળ પરના દિવાનખાનામાં પેંસતો હતો, એટલામાં તેણે ત્યાં ઘણા લોક ભેગા મળેલા જોયા. તેમનો વાદવિવાદ પૂરબહારમાં ચાલી રહ્યો હતો. પાન અને સીગારેટ પર સજ્જડ હલ્લો ચાલી રહ્યો હતો. દયાળજી પૂરતા ઠાઠમાં તકીઆ પર પડી પાનપટ્ટી ચાવતો હતો અને વચ્ચે વચ્ચે સીગારેટ ફુંકતો જતો હતો. તક મળે સભામાં કંઈ મમરો મૂકી પોતાની ગુચ્છાદાર મૂછો પર એંટમાં આંગળી ફેરવી મલકાતો હતો. ભીખલો બારણા આગળ જ થંભી ગયો અને દયાળજીની નજર તેની સામે ક્યારે પડે, તેની વાટ જોઇ રહ્યો. પણ દયાળજીની દૃષ્ટિ ભીખલાને જોવા ક્યાં નવરી હતી? કારણ કે એક સુપ્રસિદ્ધ રામલીલાનો કાર્યક્રમ નક્કી કરવા માટે સૌ ભેગા મળી તરત બહાર જવાના હતા.

ભીખલો પાંચ મિનિટ થોભ્યો, અને હવે તે આગળ જઇ દયાળજીને "સાહેબ...અં..." એમ કહેવા જતો હતો, એટલામાં દયાળજી પોતાની જગા ઉપરથી ઊભો થયો અને તેણે ભીખલાને જોયો. દયાળજી હવે શું કહેશે તે બે ત્રણ મહિનાના અનુભવ ઉપરથી ભીખલાને સમજાઇ ચૂક્યું હતું, કે તે મારી પાસે આવશે અને તદ્દન ધીમેથી કાનમાં કહેશે, "જરા દાકતરને કહેજે કે દેસાઇ હમણાં કામમાં છે. તેણે સાંજે ગુલામ રસુલ સાથે ચૂકતે પૈસા મોકલી આપવાનું કહ્યું છે. સમજ્યો?"

પણ આજે એવું કંઈ ન બન્યું!

બારણા પાસે આવીને જમણા હાથની તર્જની અને મધ્યમા બંને આંગળી હોઠ પર દાબી દયાળજીએ પ્રથમ પાનની પીચકારી મારી. પછી પોતાના લાંગ કોટના અંદરના ખીસામાંથી દસ દસની ત્રણ નોટો કાઢી ને ગણી. થોડોક વિચાર કરી બીજી એક પાંચ રૂપીઆની નોટ કાઢી, અને તે સઘળી નોટો ભીખલાના હાથમાં મૂકતાં તે હસતો હસતો બોલ્યો:

"આ લે ભાઈ, તારા દાકતરનું બીલ ! અને તેમને કહેજે કે બીલની પઇએ પઇ ચૂકવી આપી છે. એકાદ કલાકમાં આવું છું. એટલામાં ઇન્જેકશનની સઘળી તૈયારી રાખે એમ કહેજે. ભૂલતો નહિ."

પાંત્રીસ રૂપીઆ હાથમાં પડતાં જ ભીખલાના મનમાં એક વિચાર ચમકયો. તે બીજાને ત્યાં બીલ વસૂલ કરવા ન જતાં સીધો દવાખાના તરફ વળ્યો.

દવાખાનાનો દાદર ચઢતાં તેના પગ ધ્રુજતા હતા. દાદરના મધ્ય ભાગ સુધી ચઢી તે થોડો વિચાર કરવા થંભ્યો, અને જાણે પૂર્વેનો નિશ્ચય કાયમ કર્યો હોય તેમ ડોકું ને હાથ હલાવી પાછો દાદર ચઢવા લાગ્યો. દાકતર પાસે જતાં જતાં તેણે પોતાના ખમીસની બાંય વડે કપાળ પરનો પરસેવો લૂછયો, ગળું સાફ કરવા જેવું કર્યું અને અંદર જઈ દાકતરની નજર સાથે નજર ન મેળવતાં ટેબલ પર પાંચ રૂપીઆ મૂકયા અને કહ્યું:

"દયાળજી દેસાઇએ આ પાંચ રૂપીઆ આપ્યા!"

ટેબલ પરના રૂપીઆ તરફ ન જોતાં બારણાને ટેકો દઈ ઊભેલા ભીખલા તરફ તિરસ્કારભરી નજરે જોઈ દાકતરે પૂછયું:

"આટલા જ ?"

"અં......હાં."

"પણ મેં તને સઘળા પૈસા ચૂકતે લાવવાનું કહ્યું હતું ને ?"

"પણ...પણ, તેમણે કહ્યું, કે કાલે ગણોતના પૈસા આવવાના છે. તેમાંથી ચૂકવી આપીશ..."

દાકતરે પાછું એક વાર ભીખલા સામે તિરસ્કારથી જોયું, અને મનમાં ને મનમાં બબડતાં ફફડતાં ટેબલ પરના રૂપીઆ ખીસામાં ઘાલવા ઉપાડયા.

ભીખલો તરત જ "પાણી ભરવા જાઉં છું" કહી દાકતરના હકારની વાટ ન જોતાં દાદર ઉતરી ગયો. નીચે આવી તેણે ટકારાનો એક દમ ખેંચ્યો અને ઉતાવળે પગલે ઘર તરફનો રસ્તો લીધો.

ઘેર આવી તેણે પોતાનું એક જૂનું ખમીસ અને ધોતીયું એક મેલા કપડામાં બાંધ્યા અને તે પોટલી ખભે મારી. આગલાં બારણાં બંધ હતાં, છતાં એ ત્રણ વાર આજુબાજુ જોઈ ખીસામાંથી નોટો બહાર કાઢી. "હું આ કરૂં છું, તે સારૂં કરૂં છું ? દાકતરના આ પૈસા દાકતરને હવાલે કરી તેની માફી માગી લઉં ?" આ વિચાર તેના મનમાં ઘડીભર ઘુમ્યો. પછી તરત જ પથારી પર પડેલા અને 'મોટાભાઇ, મોટાભાઈ,—હજી કેમ નહિ આવ્યા ?... આવું ઘડી ઘડી બોલતા પોતાના નાના ભાઇનું કરૂણ ચિત્ર તેની આંખ સામે ઊભું થતાં જ હાથમાંની નોટો ખીસ્સામાં મૂકી અને તે ઘરની બહાર નીકળ્યો. તેણે દવાખાના તરફ દૂર દૂર નજર કરી અને કોઈ ન જણાતાં ઉતાવળે પગલે મોટર સ્ટેન્ડ તરફ ચાલવા માંડયું.

સદ્‌ભાગ્યે તેને રસ્તામાં કોઇજ મળ્યું નહિ.

તેણે ચોરી કરી હતી, પણ ચોરી પકડાઇ જાય તો તેનું શું પરિણામ આવે, તેનો જરાએ વિચાર કર્યો ન હતો. 'ગમે તેના પૈસા છે, પણ હાલ મને પૂરતા છે. હવે ધરમપુર જઇ મારા માંદા ભાઇને હેતથી ભેટીશ, મન મૂકીને રડીશ અને દાકતરની દવા કરી તેને સાજો કરીશ.' આ જ વિચારો ભીખલાના મનમાં ઘુમ્યા કરતા હતા.

તે મોટરમાં બેઠો, ત્યાંયે એના એ જ વિચારો ઘોળાયા કરે. મોટર ઉપડવાની તૈયારી થઈ. નીચે ઉતરેલા ઉતારૂઓ પોતપોતાની જગ્યાએ બેઠા. ડ્રાઇવર પણ પાનપટી ચાવતો અને સીગારેટ પીતો મોટર પાસે આવ્યો. તેણે રૂઆબમાં કલીનરને

મોટરમાં પાણી ભરવાનું કહ્યું, અને પૈંડાં તરફ તપાસણીની દષ્ટિએ જોઈ મોટર ચાલુ કરી.

ભીખલાએ સંતોષનો અને છૂટકારાનો એક દીર્ઘ શ્વાસ છોડયો.

પણ એટલામાં પાછળથી જોર જોરથી બૂમો અને સીટીનો અવાજ સાંભળતાં ડ્રાઈવરે મોટરને ડાબી બાજુ પર લઈ એન્જિન બંધ કર્યા વગર ઉભી રાખી, અને જમણી બાજુની બારીમાંથી ડોકું બહાર કાઢી પાછળ જોયું.

તે મોટરનો એજંટ બંને હાથ ઉંચા કરી મોટરને થોભાવવા સૂચના આપતો હતો. તેની સાથે બીજા બે માણસો ઉતાવળે પગલે મોટર તરફ આવતા હતા. ચીકાર થએલી મોટરમાં, આવતા ઉતારૂઓની જગા કરી આપતાં વાર લાગશે, એમ જાણી ડ્રાઇવર એન્જિન બંધ કરી નીચે ઉતર્યો અને પૂરી થવા આવેલી સીગારેટનું ઠુંઠું ફેંકી દઈ લવિંગીઆ બીડી સળગાવતો ઉભો.

એજંટ સાથે આવેલા બે માણસો મોટરમાં બેસવા આવ્યા ન હતા. તેઓ તો મોટરમાં બેઠેલી વ્યક્તિની તપાસ માટે આવ્યા હતા.

દલપત દાકતર અને દયાળજી દેસાઈને દૂરથી જોતાં જ ભીખલાના મનની જે સ્થિતિ થઈ તેનું વર્ણન કરવું ઘણું જ કઠિન છે.

તેણે તરત મોટરમાંથી ઉતરી ગુનો ન છુપાવતાં ચોરી કબૂલ કરી દીધી અને આગળ બોલવા જાય છે. પણ—

પણ દયાળજી દેસાઈએ તેને પૂરો સાંભળવા જેટલી પણ ધીરજ ધરી નહિ.

તેણે હંટરના પાંચ સાત સપાટા ભીખલાને જોરથી જડી કાઢયા! એટલાથી તેના શરીરમાંનું શયતાન શમ્યું નહિ. તેણે ભીખલાની પીઠ પર અને કમ્મરમાં સપાટા મારી મારી તેને ભોંય પર ફેંકી દીધો અને હજી જાણે તેને પાતાળમાં ખોસી દેવો હોય, તેમ બૂટે બૂટે લાતો મારી તરફડતો કરી નાખ્યો. પછી તેના ખીસામાંથી નોટો ખેંચી કાઢી તેણે દાકતરને હવાલે કરી. અને પાસે ઉભેલા એક માણસ સાથે ભીખલાને પોલિસ થાણા પર મોકલી આપ્યો. દયાળજી પોતાના હાથમાંનું હથિયાર રૂઆબમાં ફેરવતો ફેરવતો દાકતરને લઇ હોટેલમાં ઘુસ્યો.

કપાળમાં પડેલા જખમમાંથી નીકળતું લોહી ન લૂછતાં, અને ધૂળમાં રગદોળાએલાં કપડાં પરની ધૂળ ન ઝાટકતાં ભીખલો નીચી ગરદને લોકોના ટોળામાંથી થાણા તરફ જવા લાગ્યો.

× × ×

જે દિવસે ધરમપુરથી ભીખલા પર ભાઇની માંદગીનો કાગળ આવ્યો હતો, તેજ દિવસની વાત.

શ્રીમંતના છોકરાને મોટર અકસ્માત થયો હતો, તેનો કેસ એક બાજુ પર મૂકી દલપત દાકતર ખુરસી પર બેઠો હતો. તેના ડાબા હાથમાં કોઇએ આપેલી સીગારેટ બળતી હતી. પણ સીગારેટના બળતા છેડા પર ઘણી રાખ થઈ ગઈ હોવા છતાં તે ખરતી ન હતી. તે પરથી જણાતું હતું કે તે કંઈ ને કંઇ વિચારમાં મગ્ન હતો. પણ તે અકસ્માતવાળા કેસનો વિચાર ન હતો; કારણ કે તે છોકરાના બાપે તેના હાથમાં દસ દસની બે નોટો મૂકી હતી, તેથી તે સંબંધી વિચાર કરવાનું કારણ જ ન હતું. તેના વિચારનો વિષય જુદો જ હતો.

તેને કાલે સંધ્યાકાળ સુધીમાં પચાસ રૂપીઆ જોઈતા હતા. તે કેવી રીતે મેળવવા તેની વિચાર પરંપરા તેના મનમાં ચાલી રહી હતી.

પચાસ રૂપીઆ તેને મન કંઈ હિસાબમાં ન હતા. આસપાસના ગામડાંઓમાં એકે દવાખાનું ન હોવાથી દલપત દાકતરે ગયા ત્રણ વર્ષમાં સારા પૈસા મેળવ્યા હતા. બેંકમાં તેના ૨૨૨૨ રૂ. ૨ આના ને ૨ પાઈ જમા હતા. હમણાં તેના ગજવામાં ૨૨ રૂપીઆ રોકડા હતા, અને ઘરમાં લેધર–બૅગની નીચેના લાકડાના મોટા પેટારામાં એકસો પીસ્તાળીસ રૂપીઆ પડી રહ્યા હતા.

પરંતુ કેટલાક માણસોનો સ્વભાવ જ એવો

હોય છે કે કોઈ પણ નવો ખર્ચ કરવાની જરૂર પડે તો પોતાની સિલકને હાથ સરખોયે ન અડાડે, પણ બીજી રીતે પૈસા મેળવવાના પ્રયત્નમાં રહે. જો કોઈની પાસે લેણું હોય, તો તે કઢાવવાને સાવ જુદાણું ચલાવી પોતાની જરૂરને ખૂબ મહત્ત્વ આપે અને સામાને પીગળાવવાને જરાયે મણા નહિ રાખે. એટલેથી જ નહિ અટકે, પણ જો પોતાનું લેણું ન જ મળે તો કોઈ પાસેથી અંગઉધાર કઢાવે અને છેવટે કરજ કરીને પણ આવ્યું કામ કાઢી લે! એવે વખતે તેઓ એટલી ચોકસાઈ રાખે કે લેણાં કરતાં વધારે ઉપાડાય નહિ. આવી કોઈ કોઈને ટેવ જ પડી ગએલી હોય છે. પોતાની પાસે સિલકમાં પૈસા હોવા છતાં પૈસા નથી એવું બતાવવામાં તેઓ અતિશય આનંદ અને મોટાઇ માને.

દલપત દાકતર આવા માણસોમાંનો હતો.

તે ખુરસી પર બેસી સીગારેટના દમ પર દમ માર્યે જતો હતો. અને આવતી કાલે સાંજ સુધીમાં બીલના કેટલા પૈસા અચૂક આવી જશે તેની યાદીની ફીલ્મ પોતાની નજર સામે ખડી કરતો હતો.

પૈસા તો આવતી કાલે સાંજે આપવા જ પડવાના હતા.

ત્રણ ચાર દિવસ આગમચ, સંધ્યાકાળે, દાકતરના ઘરમાં કેટલાક આગેવાનો, ખાનદાનો અને નિરૂદ્યોગી ગપ્પીદાસો ભેગા મળ્યા હતા. ગણ્યાગાંઠ્યા દિવસ પછી આવનારી રામનવમી, એ તેમની ચર્ચાનો વિષય હતો. એ વિષય ઉપરથી વિષયાંતર થતાં થતાં રામમંદિરના પડી ગએલા ભાગ સુધરાવવા તથા હંમેશ કરતાં આ વખતે રામનવમીનો ઉત્સવ વધારે દાદમાદથી ઉજવવાનો નિર્ધાર થયો હતો.

દલપત દાકતરને નહોતી શ્રદ્ધા રામનવમીમાં કે નહોતી શ્રદ્ધા રામમાં. આર્થિક દૃષ્ટિએ તેને જેમાં લાભ હોય, તે તરફ તેનો મત રહેતો, અને તે તેણે આજ દિન સુધી પ્રમાણિકપણે પાળ્યો હતો. તેનામાં ધાર્મિક શ્રદ્ધા ન હતી. પણ તે દીર્ઘદૃષ્ટિવાળો તો હતો જ. બ્રાહ્મણ હોવા છતાં તે દારૂ પીતો હતો, પરઘરનું આમંત્રણ તરત સ્વીકારતો હતો, પોતાને ઘેર કોઇને એક દિવસ પણ જમવા તેડતો ન હતો. પોતાનું બીલ વસૂલ કરવામાં ઘણી જ આકરાઈ રાખતો હતો. ને છતાં દરજી, મોચી અને બીજા દુકાનદારોનું લેણું મહિનાના મહિના સુધી ચઢાવતો હતો, ઇત્યાદિ કારણોને લીધે ગામલોકોનો મત તેના વિષે બગડતો જતો હતો. આ વાત દાકતરના ધ્યાન બહાર ન હતી. અને તેથી જ તેણે આજની સભા પોતાને ઘેર રાખી હતી. ગામ લોકો કેટલા ધર્મભોળા છે અને ધર્મના કામમાં મદદ કરનારા માણસો પર, તેમનાં આચરણ ગમે તેવાં હોય તો પણ, કેટલો પૂજ્ય ભાવ રાખે છે તે દાકતર બરાબર સમજતો હતો. ગામલોકોની દેવધર્મ સંબંધી ભૂલભરેલી માન્યતા હોય તે બેધડક કહી બતાવવી એ પોતાનું કામ નથી, પણ જે રસ્તે પોતાને ફાયદો થતો હોય તેજ રસ્તો સ્વીકારવો, એ તે બરાબર સમજતો હતો. આથી જ તેણે રામનવમીના ઉત્સવ નિમિત્તે પોતાને ત્યાં સૌને ભેગા કર્યા હતા; અને એ પ્રસંગે ઉદાર હાથે મદદ કરી ગામલોકોનો પોતાને માટેનો વિરૂદ્ધ મત બદલાવવાનો અને તેમના પર પોતાનું વજન પાડવાનો આશય રાખ્યો હતો. ત્યાં રાખેલી સભામાં એવો ઠરાવ થયો હતો, કે સભામાં હાજર રહેલા દરેકે ચાળીસ રૂપીઆ આપવા અને ગામમાંથી ઉઘરાણું કરવું.

પણ દલપત દાકતરે આ સોના જેવી તકનો લાભ લઈ સૌને આશ્ચર્યમાં ગરકાવ કરી આંજી નાખવા પોતે પચાસ રૂપીઆ કબૂલ કર્યા હતા.

પચાસ રૂપીઆ કહેતાં કહેવાઈ તો ગયા, પણ બીજે દિવસે સમીસાંજ સુધીમાં આપવાની તેને ચિંતા ચોંટી.

ચાર પાંચ વખત પોતાના ટાલ પડેલા માથા પર ડાબો હાથ ફેરવ્યો, જમણો હાથ ગજવામાં નાંખી તેમાંના કુંચીના ઝુમખામાંથી કુંચી એક પછી એક તપાસી જોઈ અને હાથની આળસે

મોંમાં જતી મૂછને કરડી; પરંતુ આવ્યા સંકટમાંથી છટકી જવાનો એકે માર્ગ સૂઝયો નહિ. તે દવાખાનામાં આમતેમ આંટા મારવા લાગ્યો.

આંટા મારતાં મારતાં તેને એક સંતાડી રાખેલી વસ્તુ યાદ આવી. તે વસ્તુ તે ભીખલાની સોનાની વીંટી. પેલા શ્રીમંતના ઘાયલ છોકરાનું ડ્રેસીંગ કરતાં પહેલાં ભીખલાએ કાઢી ટેબલ નીચે મૂકેલી અને તે દલપત દાક્તર જોઈ ગયેલો.

તે વીંટી સાદી પણ સોનાની હતી.

દાક્તરે જ્યારે વીંટી ઉપાડેલી ત્યારે ભૂલકણા ભીખલાને ઠપકો આપી તેને પાછી આપવી જેથી ભીખલાની પોતા પર પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થાય એવો નિશ્ચય પોતે કર્યો હતો. પણ 'જર દેખી મુનિવર ચળે' તો પૈસાગાંડું દલપત દાક્તર કેમ નહિ ચળે?

તેણે તે વીંટી વેચી પચાસ રૂપીઆનો મેળ મેળવી દીધો. પછી તે ગાદી પર પડયો પડયો કહેવા લાગ્યો: "વીંટી તો સાલી ભારે ઉપયોગી નીવડી!"

* * *

ભીખલાએ મોટરસ્ટેન્ડ પર પુષ્કળ માર ખાધો હતો. છતાં તે માર ઓછો પડયો હોય તે પૂરો કરવા પોલિસોએ તેને થાણામાં પણ ખૂબ ઠોકયો અને પછી છોડી મૂકયો હતો.

આખા દિવસનો ભૂખ્યો ભીખલો રામના મંદિરમાં જઈ પડયો. તેના શરીર પરના સોળ સૂજી ગયા હતા, ફુટેલા માથામાં ગટકા મારતા હતા, અને આખા અંગના દુખાવાથી તે ટળવળતો હતો.

તે આંસુભરી આંખે મનમાં ને મનમાં કહેતો:

બાપે આપેલી વીંટીની વીંટી ગઈ, ભાઈનો મેળાપ થયો નહિ, આખા ગામમાં આબરૂ ગઈ અને નોકરી પણ ગઈ!

જો જીવીશ તો દાક્તર પાસે જઈ લાંબો થઈ પગે લાગીશ અને કરેલા ગુનાની માફી માગીશ!

પણ હાય!

તેણે એકદમ આંખ ઉઘાડી અને રામની મૂર્તિ તરફ જોયું. ક્ષણભર નજર માંડી તેણે પોતાનું માથું જોરથી હલાવ્યું, અને હંમેશને માટે આંખો બંધ કરી!

તેણે કયા કારણથી માથું હલાવ્યું તે તેના સિવાય બીજુ કોણ જાણે?





હજાર વર્ષ પહેલાંની વાત. તે વખતે રાજારાજ દક્ષિણ હિંદમાં આવેલા ચૌલ દેશનો રાજા હતો. આ ચૌલ દેશ ત્રિચિનાપલ્લી અને તાંજોર મળીને બનેલો હતો. તે વખતે દેશમાં ક્યાંય શાંતિ નહોતી. નાના નાના દેશના નાના રાજાઓ માંહોમાંહે લડાઈઓ કરી લોહીની નદીઓ વહેવડાવતા. પાંડય અને ચેર એ બે રાજ્યો વચ્ચેની લડાઈઓનો તો કદિ અંત જ આવતો નહિ. પ્રજા હાહાકાર કરી રહી હતી. તેને ખાવાને અન્ન ન મળે. જ્યારે જે દેશ પર લશ્કર ચડાઈ કરી આવે ત્યારે તે દેશમાં બીલકુલ પાક જ ઉતરે નહિ. ગૃહસ્થોનાં ઘરબાર સલામત ન હોય. એક સામટી આગ લગાડી બધું બેદાનમેદાન કરી નાખે. અને એ અત્યાચારની નિશાની રૂપે માત્ર-રાખોડીના ઢગલા જ જોવામાં આવે.

દેશની આવી દુર્દશા હતી. તે વખતે રાજારાજ ગાદીએ આવ્યો, પણ તેની ઉંમર છોકરવાદ હતી અને તેના બે મોટા ભાઈ તો દેશને માટે લડતાં મરાયા હતા.

એવામાં ચેર અને પાંડય એ બંને રાજાઓએ બંને બાજુએથી લાગ જોઈ રાજારાજ પાસે પોતાના દૂત મોકલ્યાઃ—"કાં તો તાબેદારી કબૂલ કરો, અગર લડાઈ કરો." આ વાત સાંભળી રાજ્યમાં સૌ ભયભીત થઈ ગયાં, પણ તરૂણ રાજા ડર્યો નહિ. તેણે કહાવી મોકલ્યું કે, "થોડા વખતમાં આનો જવાબ મોકલીશું." દૂતો ચાલ્યા ગયા. રાજારાજના તરૂણ ઉછળતા લોહીમાં પૂર્વજોનાં શૂરાતનની વાતો ઉછળવા લાગી. "એક દિવસ પરાંતક રાજાએ એક પછી એક દેશ જીતીને ચૌલ વંશનું ગૌરવ કેવું સાચવ્યું હતું?—આજે શું તે વંશનું ગૌરવ નાશ પામશે?—નહિ, નહિ, પ્રાણાંતે પણ તેમ કદિ નહિ જ બને." તરૂણ રાજાએ દરબાર ભર્યો અને રાજ્યના મંત્રીઓ તેમજ સંભાવિત અમલદારોને તેડાવી મસલત ચલાવી. સૌ કોઈ રાજારાજની આ વાત



સાંભળી ચમકી ઊઠ્યા.

"પૈસા ક્યાં છે? લશ્કરનું ક્યાં ઠેકાણું છે? સારો બાહોશ સેનાપતિ ક્યાંથી લાવવો?"—હાજર રહેલા સૌએ એકે અવાજે પૂછ્યું.

"મહારાજા! દ્રવ્ય, લશ્કર અને બહાદૂર સેનાપતિ હોય તો રાજ્યનું રક્ષણ થાય. નહિ તો—"

"નહિ તો ન થાય એમ જ આપનું કહેવું છે ને? વારુ, જોઈ લેજો કે આ તમારો નાનકડો રાજા શું કરી શકે છે!"

રાજાની કિશોર અવસ્થા પસાર થઈ ગઈ હતી અને જુવાનીના તેજસ્વી ઉત્સાહ અને જોમથી તેનું આખું શરીર અને મન છલકાઈ જતાં હતાં. તેણે મસલત માટે સેનાપતિ 'અવિરમ્યન'ને બોલાવ્યો. સેનાપતિની ઉંમર થઈ હતી. પચાસ ઉપર થયાં હતાં, પણ વૃદ્ધાવસ્થાની મલિન છાયા કે નબળાઈ તેના શરીર કે મનમાં ક્યાંય જણાતા ન હતાં. તેનો બાંધો લાંબો, પહોળો, મજબૂત અને બળવાન હતો.

મ્યાનમાંથી તલ્વાર ખેંચી તરુણ રાજાને અભિવાદન કરતાં સેનાપતિએ કહ્યું: "શી આજ્ઞા છે, મહારાજ?"

રાજરાજ બોલ્યો: "મારા દેહમાં લોહીનું એક પણ બુંદ હશે ત્યાં સુધી તો બાપદાદાઓએ મેળવેલું રાજ્ય શત્રુના હાથમાં હું જવા દેવાનો નથી. કોઈની પણ તાબેદારી સ્વીકારવા હું તૈયાર નથી."

ઉમંગભરી, તેજસ્વી મુખમુદ્રાથી ખુલ્લી તલવાર મ્યાન કરતાં ઘૂંટણીએ પડી સેનાપતિ બોલ્યો: "મહારાજનું કહેવું બીલકુલ વાસ્તવિક છે."

રાજાએ ચલાવ્યું: "હું યુદ્ધ કરીશ, પણ લશ્કરનું શું! સેનાપતિ કોણ થશે? નૌકાસૈન્ય જોઈએ તેનું શું? તેના સેનાપતિ કોણ થાય? ચેર અને પાંડ્ય રાજાઓ એકસંપ કરી રાજ્ય પર ચઢાઈ કરે તો ચૌલ રાજ્યનું એક ચકલું પણ જીવતું રહેવા ન પામે! એ બધું અટકાવવાનો કાંઈ ઉપાય બતાવો છો!"

સેનાપતિ બોલ્યો: "સમ્રાટ પરાંતક જીવતા હતા તે વખતે તો કશાની ખોટ નહોતી. મહારાજ, તેમના મરણ પછી જ બધું આવું ઢીલું થઈ ગયું છે. પણ જો વખત મળે—વધારે નહિ, માત્ર પાંચ જ વરસ—તો હું લશ્કર ભેગું કરી દઉં અને નૌકાસૈન્ય પણ તૈયાર થઈ જાય."

"થશે?"

"હા, જરૂર થશે."

"તો તેમજ કરો. હું પૈસા ભેગા કરી આપીશ. તમે લશ્કર એકઠું કરવા માંડો અને ચેર તેમજ પાંડ્ય રાજાઓ ગમે તેમ કરી પાંચ વરસ સુધી આપણા રાજ્ય પર ન ચડી આવે એવી હું તજવીજ કરી દઈશ. તેઓ અત્યારે માંહોમાંહે લડવાના કામમાં રોકાયા છે, એટલે સ્વાભાવિક રીતે તેમનું ધ્યાન આ બાજુ ખેંચાવાનું નથી. એ તકનો આપણે લાભ લઈ લઈએ."

[ ૨ ]

રાજાના આહ્વાનથી દેશને ખાતર પ્રાણ આપવાને હજારો તરુણો આવીને લશ્કરમાં ભરતી થવા લાગ્યા. તેમનાં લલાટ પર તેજ હતું, મોં પર હાસ્ય હતું, બાહુમાં બળ હતું, ઉત્સાહ અને ઉમંગથી હૃદય ઉભરાઈ જતાં હતાં. અવિરમ્યન સેનાપતિ અથાક પ્રયત્ન કરી તેમને યુદ્ધકલાની તાલીમ આપવા લાગ્યા.

ઇતિહાસના અભ્યાસીઓ જાણતા જ હશે, કે પ્રાચીન કાળમાં અનેક દેશો સાથે હિંદીઓનો વેપાર રોજગાર ચાલતો હતો. આર્યોએ જુદા જુદા દેશોમાં જે રાજ્ય સ્થાપન કર્યાં હતાં તે સર્વ સ્થળે વેપાર રોજગાર માટે તેઓ આવજા કરતા હતા; અને એક દેશની ચીજ બીજા દેશમાં લઈ જઈ વેચતા.

એક કાળે આ ચેર, ચૌલ અને પાંડ્ય રાજાઓનાં વહાણો સમુદ્ર ઓળંગી દેશદેશમાં વેપાર ખેડતાં. તે વખતે મદ્ર રાજકુમારી પાંડ્યાને લગ્ન વખતે તેના બાપ પાસેથી ત્રણસોપાંસઠ ગામો પહેરામણીમાં મળ્યાં હતાં. દરરોજ એક એક ગામના

લોકો આવી તેને માલિક તરીકે કબૂલ કરી જતા. આ રાણીને અનેક વહાણો હતાં. એ બધાં વહાણો હિંદી મહાસાગરમાંનાં મોતી લઈ ગ્રીસ અને રોમ અવરજવર કરતાં.

આ પ્રમાણે હજાર વર્ષ પૂર્વે ચેર, ચૌલ અને પાંડય રાજાઓના સમુદ્રપ્રવાસની ખ્યાતિ દેશદેશ જામી હતી.

સેનાપતિએ એકસો ઉપરાંત લડાયક જહાજો બંધાવ્યાં. તે જહાજો સમુદ્ર પર તરતાં હતાં. તેનો વૈભવ રાજારાજે જોયો. જોયું તો અગાધ, અનંત, ભૂરો મહાસાગર અનંત આકાશને પોતાની ગોદમાં લઇ મળી જતો હતો. સમુદ્રની સપાટી પર પોતાના પૂર્વજોનાં જહાજો ડોલતાં ડોલતાં દેશ પરદેશ કેવો વિજય મેળવવા જતાં હશે તે દિવસ તેને યાદ આવ્યો. તેણે વિચાર કર્યો: "તેનો તે જ સમુદ્ર, તે જ ચૌલ રાજ્ય, અને તેજ ચૌલ જાતિ છે! તેજ નદી, પર્વતો, જંગલો છે! ત્યારે ભૂતકાળમાં જે સંભવિત હતું તે અત્યારે વર્તમાનમાં ન થઇ શકે? સંભવિત થઇ જ શકશે."

એકલવ્યની ધનુર્વિદ્યા સંબંધી ગુપ્ત સાધનાની માફક રાજારાજની સાધના સફલ થઇ. આજે લાખો માણસનું લશ્કર યુદ્ધ માટે તૈયાર હતું. આજે સેંકડો લડાયક જહાજો જંગલનાં ઊંચાં વૃક્ષોની માફક દરીઆની સપાટી પર તરી રહ્યાં હતાં. પાંચ વરસમાં આ બધું તૈયાર થઇ ગયું એટલે સેનાપતિ અવિરમ્યન રાજા પાસે આવી ખડો થયો.

રાજારાજે ઘણા માનપૂર્વક તેનો સત્કાર કર્યો. આ પાંચ વરસ સુધી અતિશય મહેનત કરવાથી સેનાપતિ ઘણો વૃદ્ધ થઈ ગયો હતો. તેના માથાના વાળ બધા સફેદ થઈ ગયા હતા. પરંતુ તેના મોં પર આજે વિજયનું હાસ્ય તરવરતું હતું.

એક દિવસ ચેર અને પાંડય રાજાઓએ રાજારાજને પૂછ્યું કે: "શું કબૂલ કરો છો? યુદ્ધ કે તાબેદારી?" પડઘા રૂપે હવે રાજરાજે તેઓને પૂછ્યું: "શું કબૂલ કરો છો? યુદ્ધ કે તાબેદારી?" ચેર રાજાએ તો યુદ્ધ જ માંગ્યું.

રાજારાજ આ વખતે યુદ્ધ કરવા તૈયાર થયો. પહેલાં ચેર રાજા સાથે લડાઇ થઈ. ચેર રાજા જમીન અને દરીઆઇ બંને લડાઇમાં હારી ગયો. પાંડય રાજાએ તો પરિસ્થિતિ સમજી જઇ આપોઆપ જ હાર કબૂલ કરી લીધી. તે દિવસથી વિજય–લક્ષ્મીએ જે ગૌરવમાળા રાજારાજના કંઠમાં પહેરાવી તે જીવતાં સુધી સૂકાયા વિના તાજી ને તાજી જ રહી. જોતજોતાંમાં ચૌલ રાજ્યનો વિસ્તાર આખા કોરોમંડળ કિનારા સુધી પ્રસરી ગયો.

રાજારાજે પોતાના દિગ્વિજયી લશ્કરને લઈ ઉત્તરમાં કલિંગ અને દક્ષિણમાં સિંહલદ્વીપ સુધી ક્રમે ક્રમે વિજયયાત્રા કરી. રાજધાની તાંજોર અતુલ ધનસંપત્તિ અને વૈભવથી ઉભરાઇ ગયું. ત્યાં આગળ રાજારાજે એક અપૂર્વ દેવમંદિર બંધાવ્યું. આજે પણ તે મંદિર મૌજુદ છે અને તેમાં અદ્ભુત કારીગરી છે. એ પ્રમાણે કેટલાંક વરસની અંદર દક્ષિણ હિંદમાં તે દિગ્વિજયી રાજા તરીકે ગણાવા લાગ્યો અને તેને રાજાધિરાજનો ઇલ્કાબ મળ્યો.

[ ૩ ]

ઘણા દિવસ પછીની વાત.

રાજારાજ હવે પ્રૌઢ વયનો થયો હતો. સેનાપતિ અવિરમ્યન મરણ પામ્યો હતો. કુમાર રાજેન્દ્ર અત્યારે તરૂણ અવસ્થામાં હતો. તે યુવરાજ હતો અને લશ્કરના સેનાપતિ તરીકે સૌને પ્રિય થઈ પડયો હતો. તે પણ પિતાના જેવોજ બહાદુર અને સાહસિક હતો. દેશમાં સર્વત્ર આબાદી અને સુખ વૈભવ નજરે પડતાં હતાં. ખેતરોમાં લીલોછમ પાક ઉભરાતો હતો. નદીની સપાટી પર જાણે દૂધની ધારો વહેતી હતી. ગામેગામ આનંદોત્સવ થઇ રહ્યા હતા. નગરોના વૈભવનો પાર નહોતો. દેવ મંદિરો જયજયકારથી ગાજી ઊઠયા હતાં. એવે વખતે–

એવે વખતે ખબર આવ્યા કે વંગી રાજ્ય હજી

જીતાયા વિનાનું સ્વતંત્ર રહ્યું છે. નજીવા વંગી રાજ્યના આ ચાલુક્ય રાજા તરફ આટલા દિવસ કોઇએ ધ્યાન આપ્યું નહોતું. પણ રાજધાની તાંજોરના એક વાણીઆનું વંગીરાજાએ અપમાન કર્યાની વાત રાજારાજને કાને આવતાં અન્યાયનો બદલો વાળવા માટે તે તૈયાર થયો. કુમાર રાજેન્દ્રને તેણે આજ્ઞા આપી કે, "ગમે તેમ કરી એ ઉદ્ધત ચાલુક્ય રાજાને કેદ કરી લાવો; ને તેમ ન બને તો તેને મોતને શરણ કરો." રાજેન્દ્રે પિતાની આજ્ઞા માથે ચડાવી વંગી સામે લડવાને પ્રયાણ કર્યું.

[ ૪ ]

વંગી દેશનો રાજા વિમલાદિત્ય હતો. પણ તેની પ્રજા તેને ચાહતી નહોતી. જે રાજા પ્રજાનું પાલન ન કરે, લશ્કરને પગાર ન આપે, દરિદ્રનાં દુઃખથી જેની આંખમાંથી આંસુ ન ઝરે તેના માટે પ્રજા શું કરવા રડે? તેના માટે લશ્કર લડે શા માટે? વિમલાદિત્ય રાજકાજ કાંઈ જોતો નહિ; આળસુ બની આનંદ વિલાસમાં દિવસ વીતાવે; તેથી રાજ્યમાં તેના માટે પ્રાણ આપનાર કોઈ નહોતું.

પણ રાજેન્દ્ર ચૌલ તેની રાજધાનીના દરવાજા આગળ ખડો થયો ત્યારે તેની આંખ ખુલી. પરંતુ તેની પાસે કોઈ ઊભું રહ્યું ન હતું. લશ્કરે ખુલ્લેખુલ્લું જણાવી દીધું કે, "અમે કોને માટે લડીએ? રાજારાજ પ્રજાવત્સલ રાજા છે. તે ચૌલ વંશનો હોય તેથી શું? ચાલુક્ય રાજ્યથી અમને શો ફાયદો છે?" એટલે લડાઇ કર્યા વિના. એક પણ માણસનું લોહી રેડયા વિના વંગી રાજ્ય પર વિજય મેળવી રાજા વિમલાદિત્યને કેદ કરી યુવરાજ રાજેન્દ્ર રાજધાની તાંજોર પાછો ફર્યો.

રાજારાજે આ વિજય સમાચાર મળતાંજ રાજધાનીમાં જાહેર ઉત્સવ ઉજવવાની વ્યવસ્થા કરી.

[ ૫ ]

આજે તાંજોરના રાજમાર્ગમાં માણસોની અથાગ ભીડ થઇ હતી. ઘરોમાં, છજ્જાંમાં, અગાશીઓમાં, બારીઓમાં, ઝાડની ડાળીઓ ઉપર સ્ત્રી પુરૂષો આતુરતાથી બંદીવાન રાજાને જોવા ઊંચાંનીચાં થઇ રહ્યાં હતાં. વિજયી યુવરાજને અભિનંદન આપવા માટે દરવાજે દરવાજે નોબતો વાગતી હતી. દેવમંદિરોમાં પળે પળે શંખનાદ સંભળાતા હતા.

યુવરાજ રાજેન્દ્રે ગૌરવપૂર્વક રાજધાનીમાં પ્રવેશ કર્યો. લશ્કરના પગરવથી આખો રાજમાર્ગ ધમધમી ઊઠયો હતો. સિપાઇઓ ધીમે ધીમે જંજીરબદ્ધ ચાલુક્ય રાજાને લઈ રાજમહાલય તરફ ચાલ્યા જતા હતા. નિષ્ઠુર પથિકો બંદીવાનની નિંદા કરતા, તો કોઇ મોટેથી હસતા હતા. કોઈ ધિક્કાર વરસાવતા હતા, તો કોઈ નામર્દ હિચકારો કહી તેની ઘૃણા કરતા હતા. રાજા વિમલાદિત્ય શરીરે ઘણો સ્વરૂપવાન હતો; પણ વાદળાંથી ઘેરાયલા ચંદ્રની માફક આજે તે નિસ્તેજ લાગતો હતો. તેના તરફ સહાનુભૂતિની નજરે કોઇ જોતું નહોતું!

પરંતુ રાજકુંવરી કુંદવી ખુલ્લી બારીએ ઊભી રહી આ વિજયયાત્રા જોઈ રહી હતી, અને બંદીવાન રાજાની નિસ્તેજ મુખમુદ્રા જોઈ તેનું કોમળ હૃદય દુઃખી થયું. કોઇ ન જુએ એમ તેની આંખોમાંથી બે અશ્રુબિંદુ ટપકી ગાલ પર પડયાં.

બંદીવાન ચાલુક્ય રાજાને રાજારાજની પાસે લઈ ગયા, તે વખતે તેણે પોતાના જંજીરથી જકડાયલા બંને હાથ કપાળે લગાડી સમ્રાટ રાજારાજને અભિવાદન કર્યું.

સમ્રાટે તીવ્ર દ્રષ્ટિથી આ પ્રમાદી યુવકના સુંદર, નિસ્તેજ ચહેરા તરફ એક વાર જોઇ લીધું, અને પછી આજ્ઞા આપીઃ "બંદીવાનની જંજીર છોડી નાખો."

તત્ક્ષણ હુકમનું પાલન થયું. સમ્રાટની ઉદારતાનાં વખાણ કરતાં સૌએ જયઘોષથી તેને વધાવી લીધો.

તે પછી રાજસભામાં બેસી સમ્રાટ બંદીવાનને

થી શિક્ષા ફરમાવશે એવી શંકા કુશંકા કરતી માનવમેદની વેરાઇ ગઇ.

[ ૬ ]

બંદીવાન વિમલાદિત્યને એકાંત નિર્જન સ્થાનમાં રાખવામાં આવ્યો. તેની સાથે વાત કરવા પણ કોઇ નહોતું. તેને જોઇતાં સર્વ સાધનો ત્યાં જ ભરી રાખ્યાં હતાં. ઊંચી દીવાલોથી ઘેરાયલો કિલ્લો હતો. બહારના દરવાજે પહેરેગીરો પહેરો ભર્યા કરતા. તેનાથી બહાર ફરવા જઈ શકાતું નહોતું.

વિમલાદિત્ય વીણા વગાડવામાં બહુ પ્રવીણ હતો. તે જમાનામાં કોઇ પણ રાજા તેના જેવી વીણા વગાડી જાણતો નહિ. અત્યારે બંદીવાન દશામાં વિમલાદિત્યને સોબતી તરીકે એક માત્ર વીણા જ હતી!

ફાગણ માસ ચાલતો હતો. જંગલેજંગલમાં ફૂલો ખીલી રહ્યાં હતાં. પક્ષીઓ મધુર સ્વરે ગાતાં ગાતાં આજુબાજુનો પ્રદેશ ગજાવી મૂકતાં હતાં. દક્ષિણ તરફ મીઠો મીઠો પવન વાતો હતો. એવી વસંતની ચાંદની રાત્રે તે મનમોજથી વીણા બજાવી રહ્યો હતો. વીણાના સૂરની લહેરોથી વસંતની શોભા કાંઇ ઓર ખીલી નીકળી હતી !

વરસાદના દિવસે આકાશ વાદળાંથી ઘનઘોર થઇ જતું. ઝરમર ઝરમર વરસાદ પડતો. વખતો-વખત વીજળી ચમકી ઊઠતી. તે વખતે તે પોતાની વીણામાં મેઘમલ્લાર રાગિણી વગાડતો. પણ તેના શ્રોતાવર્ગમાં તો વનનાં પક્ષીઓ અને ખીલેલી વનસ્પતિ અને ફૂલો—બીજું કોણ હોય !

નિરાશા અને દુઃખથી તેના દિવસો આમ પ્રમાદ અને વિલાસમાં વીતતા હતા. પરંતુ એક દિવસ આશ્ચર્યકારક ઘટના બની. તે વખતે વરસાદ રહી ગયો હતો. શરદઋતુની શોભા ખીલી ઊઠી હતી. આકાશ નિર્મળ ભૂરૂં લાગતું હતું. સરોવરોમાં આનંદદાયક કમળો ખીલી નીકળ્યાં હતાં. જુઇજાઇનાં ફૂલો જાણે હસતાં હતાં. ભમરાઓ ચોમેર ગુંજારવ કરી રહ્યા હતા. શરદ ઋતુના એવા સુંદર પ્રાતઃ કાળમાં હજી સૂર્ય પ્રખરતાથી તપ્યો નહોતો. માત્ર સોનેરી કિરણો ખીલી રહ્યાં હતાં. પક્ષીઓ માળા છોડી બહાર નીકળી પડયાં હતાં. એ સુંદર પ્રભાતના સમયે ચાલુક્યરાજ ઉપવનના એક ભાગમાં શિલા પર બેસી વીણા બજાવતો હતો. બરાબર તેજ વખતે તે રસ્તે સાહેલીઓની સંગાથે રાજકુમારી કુંદવી દેવમંદિરે પૂજા કરવાને નીકળી હતી. તેના કાને વીણાના મંજુલ સ્વરની લહેરો પડતાં કોઇક નવીન સૃષ્ટિ ઉત્પન્ન થતી લાગી.

કુંદવી આશ્ચર્ય પામી. અહીં, આવા નિર્જન સ્થાનમાં કોણ વીણા બજાવતું હશે? બહુ અદ્દભુત સંગીત! પાલખીમાંથી ઉતરી તે બોલી: "હું એક વાર આ બગીચામાં જઇ આવું!"

પહેરેગીરોએ વિસ્મય પામી મસ્તક નીચાં નમાવતાં કહ્યું: "એ તો ન બને, કુંવરીજી!"

સખીઓ બોલી: "નગરમાં જતાં મોડું થશે, બેનબા, જવા દો ને?"

ઊંચી ડોક કરી તેજસ્વી મુખમુદ્રાથી રાજકુમારીએ કહ્યું: "એમાં શી વાર લાગવાની છે?"

સખીઓ મહાત થઇને બોલી: "ત્યારે અમે સાથે તો આવીએ ને?"

રાજકુમારીએ મૃદુ કંઠે કહ્યું: "ના."

દરવાજાના પહેરેગીરો રાજકુમારીને ઓળખતા હતા. રાજાને પ્રાણ સમાન વહાલી રાજકુમારીને કોણ ન ઓળખે? તેઓએ ભયથી ડરી જઇને રાજકુમારીને રસ્તો આપ્યો.

બગીચાનો માર્ગ સુંદર ઝાડપાનથી શોભતો હતો. બંને બાજુઓ ઝાડની ઘટાઓનાં ફૂલની સુવાસથી બહેકી રહી હતી.

મુગ્ધ વીણાવાદક અત્યારે મુક્ત કંઠે ભૈરવી રાગિણીના આલાપમાં લીન બન્યો હતો. સૂરનો તરંગ સપ્તમે ચડયો હતો. જાણે સાક્ષાત્ સરસ્વતી આ ઉપવનમાં આવી હોય એમ લાગતું હતું. પાંદડાંના ઓથામાંથી સોનેરી કિરણોની છટા વિમલાદિત્યના ગૌરવદન પર પડી તેને વધારે આકર્ષક બનાવતી હતી.

કુંદવી સૂરની લહેરો સાથે તણાતી તણાતી ત્યાં આવી ઊભી રહી. વિસ્મય પામી જોયું તો એક

દિવસ જેની દુર્દશા જોઈ તેની આંખમાં આંસુ આવ્યાં હતાં, તેજ બંદીવાન ચાલુક્ય રાજા વિમલાદિત્ય હતો! "હેં! તે જ આ?"

વિમલાદિત્ય અચાનક કુંદવીને જોઇને ચમક્યો. વીણાને સાચવીને શિલા પર મૂકતાં તે ઊભો થયો. તે વખતે પણ વીણાના સૂરનો ઝણઝણાટ પવનમાં ગુંજતો સંભાળાતો હતો. વિસ્મય પામી રાજાએ પૂછ્યું: "આપ કોણ છો, દેવી?"

શાંત સ્વરે કુંવરીએ કહ્યું: "હું રાજાધિરાજની કન્યા, કુંદવી."

ભય અને સંકોચથી ગભરાઇ જઈ વિમલાદિત્યે જણાવ્યું: "દેવી! હું બંદીવાન છું. શું મારો કાંઇ અપરાધ થયો છે?"

રાજકન્યા હસી: "જરા પણ નહિ; હું તો દરરોજ આ રસ્તે થઇને મંદિરે પૂજન કરવા જાઉં છું; પણ મને ખબર નહોતી કે આપ આ બગીચામાં જ બંદીવાન થઈ રહ્યા હશો! આજે અચાનક આપની વીણાના અનુપમ સૂરનો ઝણકાર મારા કાને પડ્યો ત્યારે સ્વાભાવિક કુતૂહલ ઉપજવાથી અહીં આવી."

વિમલાદિત્ય રાજકુમારીની આ સ્વાભાવિક સરળ સાહસિકતા જોઇ આશ્ચર્ય પામ્યો.

* * *

તે દિવસથી કુંદવી દરરોજ મંદિરે જતાં રસ્તામાં આ બંદીવાન રાજા વિમલાદિત્યનું વીણાવાદન સાંભળતી. તે સૂરની લહેરોમાં જાણે વિમલાદિત્યના બંદીજીવનની કરુણ કહાણી ગુંજી ઊઠતી હતી. ધીમે ધીમે વિમલાદિત્ય અને કુંદવી ઉભય વચ્ચે પ્રેમ બંધાયો.

આમ કેટલાક માસ વીતી ગયા. એક દિવસ વિમલાદિત્યે કહ્યું: "દેવી! હું તો બંદી છું. તમે શા માટે ભુલાવામાં પડો છો? શા માટે મારા પર તમારી પ્રીતિ ઢોળી રહ્યાં છો? મારા માટે મોતની સજાનું ફરમાન ક્યારે થશે એનું પ્રમાણ નથી. આ બધી તમારી મુરાદો અસંભવિત છે. તમારો પ્રેમ—"

કુંદવી મૃદુ કંઠે બોલી: "વિમલાદિત્ય! આપ ગભરાશો નહિ. હું આપને છોડાવીશ; નહિ તો મારા પ્રાણનું વિસર્જન કરીશ." તેના મોં પર વિજળીના જેવું હાસ્ય ચમકી ઊઠ્યું.

વિમલાદિત્ય આ સુંદર તરુણ રાજકુમારીની મક્કમતા અને હિંમત પર મુગ્ધ બની ગયો. તે બોલ્યો: "દેવિ! ખરેખર! તમે રાજાધિરાજની કીર્તિને શોભાવો એવાંજ છો!"

[ ૭ ]

યુવરાજ રાજેન્દ્ર પોતાની નમાઇ બહેનને પ્રાણથી વધારે વ્હાલો હતો. નાનપણથી તેનું કેટલી મમતાથી લાલનપાલન કરતો હતો. આ પ્રાણ સમાન નાની બેનને નહિ આપવા જેવું તેની પાસે કાંઇ નહોતું. રાજારાજે પણ પિતા અને માતાના ભેગા પ્રેમથી આ ભાઇબેનનું પાલન કર્યું હતું.

રાજેન્દ્ર અત્યારે એકાંત આવાસમાં નકશો સામે ધારી વિચાર કરતો હતો કે, "કયા માર્ગે સિંહલદ્વીપ પર વિજય મેળવવા જવું?" લડાયક જહાજની વાતો પણ તેના મનમાં રમી રહી હતી. એવે વખતે પાછળથી જાણે કોઇનો પડછાયો જણાયો. જુએ છે તો કુંદવી!

રાજેન્દ્રે પ્રેમપૂર્વક તેને સંબોધતાં કહ્યું: "તું અચાનક ક્યાંથી આવી, બહેન?"

ભાઈ પાસે બેસી કુંદવી બોલી: "ભાઈ, તમને મારે કાંઇક કહેવાનું છે."

રાજેન્દ્રને હસવું આવ્યું. તેણે કહ્યું: "કહેવાનું છે? કહે ને ત્યારે? કાંઇ નવું રમકડું કે દાગીનો જોઇએ છે?"

કુંદવી સહજ હસતાં હસતાં બોલી: "ના, સાંભળો તો ખરા." એટલું કહી વિમલાદિત્ય સાથે તેને કેવી રીતે મેળાપ થયો હતો ઇત્યાદિ વાત તેણે માંડીને કહી. આખરે જણાવ્યું: "ભાઈ, હું પરણીશ તો વિમલાદિત્ય સાથે જ પરણીશ. બાપુને કહી તેમને છૂટા કરાવો."

રાજેન્દ્રનું મોં ગંભીર બની ગયું. કેવી ભયંકર

વાત! પિતા રાજારાજને રાજેન્દ્ર પૂરો પિછાનતો હતો. આ વાત સાંભળતાં જ કેવું ભયંકર પરિણામ આવશે તે તેણે બહેનને સમજાવ્યું. પણ કુંદવીએ તે જ વખતે પોતાની છાતીએથી મોતીની હીરા-જડિત માળા બહાર કાઢી અને બોલી: "ભાઇ, તમે જો કાંઈ ઉપાય નહિ કરો તો હું આ હીરો ચૂસીને મારો પ્રાણ આપીશ."

સ્નેહભીના રાજેન્દ્રનું હૃદય કંપી ઊઠયું. આ કેવી અજબ વાત! આખરે શું બંદી રાજા સાથે કુંદવી પરણશે? પિતાજી આગળ આ વાત કેવી રીતે કાઢવી તેની જ તેને કાંઈ કળ પડી નહિ.

પણ કુંદવી તો તેની પાસેથી વચન લઇને જ રવાના થઇ.

રાજારાજ અંગત મિત્ર અમલદારોની વચ્ચે રાજસભામાં બેઠા છે; એવામાં રાજેન્દ્ર ત્યાં આવી પહોંચ્યો. રાજારાજે કુમારને પૂછ્યું: "યુવરાજ! કહો, તમારે કાંઇ ખાસ કહેવાનું છે?"

"હા, બાપુ."

"બોલો, જે કહેવું હોય તે કહો."

રાજેન્દ્રે કુંદવી અને વિમલાદિત્યવાળી વાત કહી સંભળાવી. રાજારાજે પ્રથમ તો શાંતિથી પુત્રની વાત સાંભળી, પણ સાંભળતાંની સાથે જ શ્રાવણના મેઘની માફક તેની મુખમુદ્રા ગંભીર બની ગઈ. અચાનક એક વિકટ હાસ્યથી સભાજનો સૌ ચમકી ઊઠયા. રાજારાજે કહ્યું: "તે હતભાગી બંદીવાન ચાલુક્ય રાજાની આટલી બધી ધૃષ્ટતા? આવું ભારે અપમાન? એ તો અસહ્ય છે! આટલા દિવસ સુધી તેનો નિકાલ ન કર્યો એ ખોટું કર્યું. બસ, કાલે જ તેના કામનો ચૂકાદો લાવી યોગ્ય શિક્ષા ફરમાવવામાં આવશે. સેનાપતિજી, કાલે સવારમાં વિમલાદિત્યને મારી સમક્ષ હાજર કરજો."

[ ૮ ]

વિમલાદિત્ય આજે રાત્રે ચિંતાથી ઘેરાઈ ગયો હતો. કુંદવીનાં પણ હમણાં દર્શન થયાં નહોતાં. પહેલાંના જેવી હવે વીણા વાગતી નહોતી. હતભાગી બંદી રાજાએ આખી રાત ઉજાગરામાં જ કાઢી હતી. સવારની મીઠી મધુર હવામાં સહેજ ઊંઘ આવી; એટલામાં ઝણઝણાટ કરતું ઓરડાનું દ્વાર ખુલ્યું. ચકિત થઇ જોયું તો ખુલ્લી તલવાર હાથમાં લઇ લશ્કરી સિપાઈઓ ફરતા દેખાયા. પહેરેગીરોએ આવી તેને હાથકડીઓ કરી. પછી પ્રથમ તેને જેમ બંદી કરી આણ્યો હતો, તેવી જ રીતે આજે પણ કુતૂહલભર્યાં લોકોની મેદની વચ્ચે થઇને તેને રાજસભામાં લઈ જવામાં આવ્યો.

દરબારમાં આજે પણ માણસોની ભારે ઠઠ જામી હતી. અમલદારો, શેઠશાહુકારો વગેરે રાજાધિરાજને ઘેરી વળી બેઠા હતા. બંદીવાન વિમલાદિત્યને ઘેરી ખુલ્લી તલવાર સાથે રક્ષકો ઊભા હતા. એક તરફ વિમલાદિત્ય અને બીજી તરફ રાજકુમારી કુંદવી પણ અંગરક્ષકોની વચ્ચે બેઠાં હતાં.

સમ્રાટના છેલ્લા ચૂકાદાની રાહ જોઈ સૌ ઊંચી ડોકે બેઠા હતાં. થોડી વાર પછી રાજારાજના હોઠ ખુલ્યા: "સભાજનો! એક સુંદર રાજકુમારને કેદી બનાવવાના પરિણામે આજે મારી કુંવરીનું મારે બલિદાન દેવું પડે છે. મસ્તક અગાઉથી જ ઉડાવી દીધું હોત તો આવી દુર્ઘટના બનવા પામત નહિ; અને તે ભૂલનો બદલો આજે હું ભોગવી રહ્યો છું!"

સભામાં સૌ સ્તબ્ધ થઈ ગયા. વિમલાદિત્ય તો નિર્ભયતાથી માથું ઊંચું કરી કુંદવી સામું જોઇ રહ્યો. કેવી શાંત, સુંદર, તેજસ્વી આંખ! જાણે બે તેજસ્વી તારા ન ઊગી નીકળ્યા હોય! એક વાર સભા સામું ને એક વાર સમ્રાટ સામું જોઇને તે બોલ્યો: "રાજાધિરાજ! અપરાધ મારો છે, રાજકુમારી દેવીનો જરાય નથી. મારૂં મસ્તક ભલે ઉડાવી દો. પણ તેમને ક્ષમા કરો."

તરત જ કુંદવી બોલી ઉઠી: "પિતાજી! રાજાધિરાજ સમ્રાટ! ચાલુક્ય રાજાનો કાંઈ જ અપરાધ નથી. અપરાધી તો હું જ છું. માટે મને શિક્ષા ફરમાવો. વિમલાદિત્યને મારી આપો."




રાજારાજ થોડી વાર મૌન જ રહ્યો. પછી તે બોલ્યોઃ "સાંભળો, ચાલુક્યરાજ વિમલાદિત્ય! તમારા માટે મારો આદેશ સાંભળો—તમને પ્રાણદંડ દેવાશે."

સભામાં આવેલા સૌ સ્તંભિત થઇ બેસી રહ્યા. પણ નિર્ભય વિમલાદિત્ય જરા પણ ગભરાયો નહિ.

રાજારાજે પુનઃ જણાવ્યુંઃ "અને સાંભળ, કુંદવી, મારો ન્યાય! બસ, ન્યાય તે ન્યાય જ! તેમાં સ્નેહ કે મમતાને સ્થાન હોય! તારા માટે મારો આદેશ છે કે તને દેશનિકાલની સજા થશે."

કુંદવી હસી. હસીને ગળામાંથી મોતીની માળા કાઢી જોયું તો અંદર જડેલો હીરો ન મળે—તત્કાળ તે મૂર્છા ખાઈ પડી.

*

પ્રાણદંડ અપાયો, પરંતુ તે કંઈ વિચિત્ર જ પ્રકારનો. એક શુભ દિવસે સેંકડો સ્ત્રીપુરૂષના આનંદભર્યા કોલાહલ અને વાજિંત્રનાદ વચ્ચે ચાલુક્યરાજ વિલમાદિત્યને પ્રાણદંડ રૂપે કુંદવી મળી! અને કુંદવીને દેશનિકાલ કરવામાં આવી, તે ચાલુક્યરાજ રૂપી સાસરે. હસ્તમેળાપ કરાવતાં રાજાધિરાજે કહ્યુંઃ "મારા પ્રાણસમી કુંવરીને, મારી ભૂલના દંડ રૂપે હું વિમલાદિત્યને અર્પણ કરૂં છું. કુંવરી દેશનિકાલ પામી એને સાસરે જશે."

રાજારાજે કુમારી કુંદવી અને જમાઇને પહેરામણી તરીકે, જીતેલું વંગી રાજ્ય બક્ષીસ આપ્યું.

વિમલાદિત્યે રાજારાજને પ્રણામ કરી જણાવ્યુંઃ "મહારાજા! સેંકડો વંગી રાજ્યો કરતાં પણ મને આજ કુંદવી પ્રાપ્ત થઇ છે તેમાં જ મારા જીવનનું—મારૂં સર્વશ્રેષ્ઠ ગૌરવ છે."

રાજારાજ હસ્યો.

વિમલાદિત્ય અને કુંદવી વંગી રાજ્યમાં ગયાં અને પરિસ્થિતિ બદલાઇ ગઇ. જે રાજા એક દિવસ સૌને અપ્રિય હતો તે જ હવે સર્વશ્રેષ્ટ ચાલુક્ય રાજા તરીકે પ્રજાનાં પ્રેમ અને પ્રશંસાનું પાત્ર બની ગયો!



# વ્યાપર

"એ ભાઇ... ભાસ્કર...મિ. ભાસ્કર દીક્ષિત........."

આ પ્રમાણે દિનકરનો પોતાનો વાણીપ્રવાહ ચાલુ હતો. હું જવાબ આપું, તે પહેલાં તે એકદમ આવી પહોંચ્યો. દાદરની અંદર જ અમારી મુલાકાત થઇ ગઈ.

તેણે પોતાનું શરીર લૂછ્યું ન હતું. સાબુ પણ શરીર પર જેમનો તેમ. વાળ પણ ભીના. તેની વાત કરવાની અધીરાઇ એટલી બધી વધી ગઇ હતી, કે ભાઇસાહેબ એમના એમ સીધા જ ઉપર આવી પહોંચ્યા હતા. મને ઘણું આશ્ચર્ય થયું.

તેની આવી હાલત જોઈ મારાથી બોલાઈ ગયું: "અરેરે, તારી આ કેવી દશા!"

તે મારી સામે ઊભો રહી ભીના વાળ સાફ કરતો કરતો બોલ્યો: "આ તારો મિત્ર દિનકર. તારી સામે ઊભો છે. અને તે તને પોતાની કલ્પના—"

પછી જરા ગંભીર ચહેરો કરી તેણે કહ્યું: "સાંભળ ભાઈ, બી. એ. ની પરીક્ષાને હજી ચાર દિવસ બાકી છે. અને તેમાં ખાત્રીથી આપણે પાસ થઇશું જ. પાસ થયા પછી શું કરવું તેનો કાંઈ વિચાર કર્યો છે?"

આવો અકલ્પેલો પ્રશ્ન અચાનક ઉત્પન્ન થવાથી અને તે ઉપર કાંઈ પણ વિચાર કર્યો ન હોવાથી હું તેને શો ઉત્તર આપું?

મને બોલવાની તક આપ્યા સિવાય તેણે પોતાનું ભાષણ ચાલુ રાખ્યું: "ભાઈ, મેં તો પાંચ વરસ સુધી અનુભવ લેવાનું નક્કી કર્યું છે. મારા મનમાં એક એવી કલ્પના આવી છે કે—" તેણે મને પોતાની કલ્પના કહી.

પરીક્ષા પાસ કર્યાં પછી દરેકે પોતાના નિવાસસ્થાને જવું. પાંચ વરસ સુધી દરેકે પોતાનું નસીબ અજમાવવું. પછી અચાનક એક બીજાની મુલાકાત લઈ પોતાના ઉદ્યોગની હકીકત કહેવી.

"કલ્પના સુંદર અને કાવ્યમય, પણ વ્યવહારમાં ઉતારવી અશક્ય!"

મેં જવાબ આપ્યો.

"તમે મોટા વ્યવહારપંડિત ખરા, પરંતુ તેવા જ મૂર્ખ પણ છો." તેણે ગુસ્સે થઈ મને ટાણો માર્યો.

સખત વાદવિવાદ થયા પછી એ કલ્પનાનો અમલ કરવો, એમ છેવટે અમે ઠરાવ્યું.

પરીક્ષાનો છેલ્લો પેપર આપી, હોલ બહાર આવી અમે છાનામાના ચાલતા હતા, ત્યારે મેં કહ્યું: "આજે મૌનવાર છે કે શું, દિનકર?"

"નહિ રે!" તે બોલ્યો: "હવે પછી શું કરવું, તેના વિચારમાં હતો. તેં શો કાર્યક્રમ નક્કી કર્યો છે?"

"પાંચ વરસનો અનુભવ લેવાનો." હસાને મેં જવાબ આપ્યો.

દિનકરનું મન આજે ઘણું દિલગીર થયું હતું. મેં તેને ખુશ કરવા માટે કહ્યું: "બાગમાં ચાલો."

બાગમાં જઈ એક બાંકડા પર અમે બેઠા. બાંકડા પર બેસતાં જ દિનકર બોલ્યો: "ભાઇ, આપણે બંનેએ ચાર વરસ કેવાં આનંદથી સાથે વીતાડયાં? પણ હવે આપણી મુલાકાત થશે કે કેમ તે કોણ જાણે! અને મને લાગે છે, કે કદાચ આપણે બંને નાપાસ થઇએ તો?—" પણ આ અમંગળ કલ્પનાથી તેના શરીરમાં જાણે કાંટા ભોંકાયા હોય, એમ થયું. તે ગદ્‌ગદિત કંઠે બોલ્યો: "આ ગરીબ મિત્ર તને યાદ રહેશે કે?"

"આવા વિચાર તું શું કામ કરે છે?" મેં તેને કહ્યું.

તે દિવસે અમે ખૂબ વાતચીત કરી હૃદયનો ભાર હલકો કર્યો.

મારે ગામ આવ્યા પછી મેં દિનકર પર એક પત્ર લખ્યો. તેનો જવાબ પણ મને તરત જ આવ્યો. પણ તે 'પાંચ વરસનો અનુભવ' એ વાક્ય તાજે કલમમાં લખવાનું ભૂલ્યો ન હતો. બી. એ.નું પરિણામ પણ જણાયું. અમે બીજા વર્ગમાં પાસ થયા. તેણે તાર મૂકી અભિનંદન આપ્યું, તેમાં પણ પાંચ વરસનો ઉલ્લેખ તો હતો જ. આવા એના દૃઢ નિશ્ચયથી પાંચ વરસ સુધી દિનકર મને નહિ મળે, તેથી મને જરા ખોટું પણ લાગ્યું, પણ તેના જીદ્દી સ્વભાવ આગળ હું લાચાર હતો.

●

ત્યાર પછીથી અમારા પાંચ વરસના અનુભવની શરૂઆત થઇ. દિનકરનો અનુભવ તો હું શી રીતે કહી શકું? પણ માત્ર મારો અનુભવ જણાવું.

મારા હૃદયમાં પહેલાં તો ભારે ભારે મહત્વાકાંક્ષાઓ હતી. કલ્પનાઓ પણ શ્રેષ્ટ અને આબાદ હતી. પરંતુ વ્યવહારમાં હું જેવો ઊતર્યો......

બી. એ. થયા પછી મારો નોકરી કરવાનો ખાસ નિશ્ચય હતો. મારા પિતાશ્રીના વસીલાથી અને ઓળખાણથી તથા હું પોતે પણ ખેલાડી તરીકે પ્રખ્યાત હોવાથી મારે માટે કોઈ સારા હોદ્દાની જગ્યા રાહ જોઇને જ ઊભી હશે એવી મારી ધારણા હતી. પણ અનુભવ લેતાં મારો ઉત્સાહ શમી ગયો. મારી બરોબરીના મારા સોબતીઓ સરકારી નોકરીમાં દાખલ થઇ ગયા. પરંતુ પૂર્ણ શ્રદ્ધા હોવા છતાં મારી કોઈ પણ સ્થાને નીમણૂક થઈ નહિ.

ત્યાર પછી પોલિસ, વેટરીનરી ને ફોરેસ્ટ ખાતામાં પણ મને એવો જ અનુભવ મળ્યો. આથી મેં ચીડાઇને સરકારી નોકરીનો મોહ છોડી દીધો. ને સ્થાનિક સ્વરાજ્ય ખાતામાં પ્રયત્ન કરવા માંડયો, પણ ત્યાં જબરજસ્ત પહાડ આડો આવ્યો. અનુભવ! જૂનો અનુભવ!! ઓવરસીયર ઇજીનિયરની જગ્યામાં તો મારો પત્તો જ શાનો લાગે? છેવટે સુધરાઇનો સેક્રેટરી થવા માટે પ્રયત્ન કર્યો. છતાં ત્યાં પણ અનુભવ રૂપી પહાડ આડે આવ્યો!

એ જ અરસામાં અમારે ત્યાંની સુધરાઇ ખજનચીની જગ્યા ખાલી પડી. તે માટે

મેં તનતોડ પ્રયત્ન કર્યો. વસીલો લગાડયો. પણ પરિણામ શૂન્ય!

આ પ્રમાણે ઘણી ઠોકરો વાગવાથી હું નિરાશ થઈ ગયો. કલ્પના તો મોટી મોટી હતી, પણ તે બધી ભાંગી ગઈ. મારી મહાન આશાઓનો અંત આવી ગયો અને છેવટે મેં મોટી નોકરીની આશા છોડી દીધી. હવે મારી નજર માસ્તરની નોકરી પર ગઇ. દરેક બી. એ. થયેલાને એ અચૂક મળે ખરી, પણ મને મળશે એવી ખાત્રી ન હતી. કારણ ૪૦ રૂ.ની એક જગ્યા પર સેંકડો અરજી આવેલી હતી. હું તે જ જગ્યાનો રહીશ હતો. ઘણા પ્રયત્ને, ઘણા કાલાવાલાએ ને ઘણા વસીલાએ આખરે તે જગા મને મળી.

એક વરસ સુધી નોકરીનો મહાન ડુંગર ખોદીને–કોતરીને–અંદરથી માસ્તરગીરી રૂપી ઉંદર કાઢયો!

આ પરિસ્થિતિમાંથી સ્થિર થયા પછી મને દિનકર યાદ આવ્યો. દિનકર કયાં હશે? તેની કેવી સ્થિતિ હશે? બિચારો ગરીબ! તેમાં પિતા તો વરસ દિવસ થયાં ગુજરી ગયા! વળી લગ્નની ઝૂંસરી! વર્ષભર બેકાર રહ્યો હશે! આવી બધી હાડમારીથી તે ગભરાઈ ગયો હશે? તે બિચારાનું કેમ ચાલતું હશે?

તેની આવી દુ:ખદ સ્થિતિનું ચિત્ર મારી નજર સમક્ષ આવતાં મને દયા આવી. કાગળ લખવાનું મન થયું.

પણ પંચવાર્ષિક અનુભવ? એ મૂર્ખ વચન-બંધારણને લીધે કાંઈ પણ પત્ર લખાયો નહિ.

પણ તરત મને પાછું લાગ્યું કે દિનકર ઉદ્યોગી છે. તે પોતાનું પેટ ભરવા માટે કોઈ સ્વતંત્ર ઉદ્યોગ........

ઉદ્યોગ! આ વિચાર મને અત્યાર સુધી કેમ ન આવ્યો? મને નવાઇ લાગી. પણ એને માટે પણ ભંડોળ જોઇએ ને? ને તે છતાં પણ સ્વતંત્ર ઉદ્યોગ છે કયાં? ગાંધીની દુકાન, મોદીની દુકાન, મિઠાઇની દુકાન, સાયકલદુરસ્તીની દુકાન, હેરકટીંગ સલૂન, દરજીની દુકાન કે તેલની એજન્સી........

છિ: છિ: કેવા ખરાબ ઉદ્યોગો! બી. એ. થયેલા માણસને આવા ધંધા શોભે કે? પછી બી. એ. થયેલાનું પોઝીશન શું?

દિનકરે આવો હલકો ધંધો શરૂ કર્યો ન જ હોય. તેણે પણ મારી પેઠે કોઈ જગ્યાએ નોકરી માટે તપાસ કરી હશે. નહિ તો છેવટે માસ્તર તો થયો જ હશે. આ પ્રમાણે મેં સ્વાનુભવે કલ્પના કરી. બીજે મહિને મેં મારો પગાર માતુશ્રીને આપ્યો. તે કૃતાર્થ થઇ. હવે દીકરો મારો કમાતો થયો છે, એવો તેને ભાસ થયો.

બીજી બાજુ માતુશ્રીએ લગ્નની ગોઠવણ પણ કરવા માંડી. પહેલાં છાની, પછી ખુલ્લી.

પછી તો એક શુભ મુહૂર્તે હું કન્યા જોવા ગયો. ને બીજા શુભ મુહૂર્તે શુભ મંગળ સાવધાન! હું પરણી ગયો. તે દિવસથી મારે એક બીજા જીવના ઉદરપોષણની જવાબદારી વધી.

પણ વચલા ગાળામાં એક મહત્વની બાબત બની હતી, તે કહેવાનું હું ભૂલી ગયો. તે ગામમાં મારો ને દિનકરનો અકસ્માત ભેટો થયો. આ અકસ્માત મુલાકાતમાં મને અતિશય આનંદ થવો જોઇએ; પણ ખરૂં કહું છું, તેને જોતાં જ મને ખેદ થયો. તેના તરફથી મેં મોં ફેરવી લીધું, ને તેને ન મળવાનો પ્રયત્ન કર્યો. કારણ કે તેણે એટલો હલકો ધંધો સ્વીકાર્યો હતો, કે તેનો પોશાક જોઈ મને એકદમ તેના પર તિરસ્કાર આવ્યો હતો!

કન્યા જોવાનો કાર્યક્રમ બપોરે આટોપી લીધો હતો. સાંજે મારા ભાવિ સાળાએ મને કહ્યું: "ચાલો, બહાર ફરવા જવું છે કે? અહીંની જોવા લાયક જગાઓ હું તમને બતાવું."

તેણે મને ત્યાંની જબરદસ્ત આંબાવાડી, પચાસ ફૂટ લાંબી વાવ, પાંડવોના વખતની ગુફા, મરાઠાના સમયનો એક કિલ્લો તેમજ બીજાં કેટલાંક




જોવા જેવા સ્થળો બતાવ્યાં. પછી કંઇક યાદ આવતાં તેણે કહ્યું: "હજી એક જગ્યા તમને બતાવવાની રહી ગઈ છે, ચાલો."

અમે આગળ ગયા. એટલે ઓઇલ એંજિનનો ફટ ફટ અવાજ સંભળાવા લાગ્યો. પાસે ગયા તો ઘણાં માણસો અનાજના ટોપલા ને ડબ્બા લઇ આવજા કરતા હતા. તદ્દન પાસે જઇને મેં જોયું. મને લોટ દળવાની ઘંટી જેવું લાગ્યું.

"લોટ દળવાની ઘંટી છે?" મેં મારા સાળાને પૂછ્યું. તેણે જવાબ આપ્યો: "હા, પણ એમાં કેટલીક વિશેષતાઓ છે. તે એ......"

એટલામાં મારા સાળાને તેનો કોઈ મિત્ર મળવાથી વાત અધુરી રહી ગઈ. હું તે મીલની નવીનતા જોવા માટે વધુ પાસે ગયો. ત્યાં ખુલ્લા મેદાનમાં બહુ ભીડ હતી. એ મીલમાં એનું એંજીન એક ટ્રોલી ઉપર ફીટ કરેલું હતું. તે ટ્રોલીને ખેંચવા માટે પાસે જ એક બળદની જોડ રાખેલી હતી. ચક્કી પાસે એક માણસ લોટ કાઢતો હતો. બીજો માણસ એંજિન પાસે ઊભો હતો.

તે ભીડમાંથી મને જોતાં જ એક માણસે બૂમ મારી: "ભાસ્કરભાઈ."

મેં અવાજ ઓળખ્યો. જાણે દિનકર બોલાવે છે! મેં જોયું તો ખરે જ, દિનકર હતો!

છટ્! આવો હલકો ધંધો! મને તેના તરફ તિરસ્કાર ઉત્પન્ન થયો. મેં મારૂં મોં ફેરવી લીધું.

આ બાબત દિનકર તરત સમજી ગયો. પછી તેણે મને બોલાવવાનો બિલકુલ પ્રયત્ન કર્યો નહિ. "હં! ભાઈ, દશ શેર ઘઉં થયા. બે પૈસા પડશે." એમ કહેતો તે પોતાના કામમાં મશગૂલ થયો.

રસ્તામાં મારા સાળાએ કહ્યું: "આ સ્થળ તમને બતાવવાનું ખાસ કારણ એ હતું કે આ મીલનો માલિક ગ્રેજ્યુએટ છે. બીજાઓની પેઠે એ નોકરીની ખટપટમાં પડયો નથી. એણે સ્વતંત્ર અને નવીનતાપૂર્ણ ધંધો શરૂ કર્યો છે. એની ઘંટી–મીલ ફરતી છે. તે ગમે ત્યાં લઈ જઇ શકાય છે. તે ગામેગામ ફરે છે. અમુક દિવસે અમુક ગામ જવાનો રિવાજ રાખેલો હોય છે. તેથી કમાણી પણ સારી થાય છે. અમારે ગામે એ દર સોમવારે આવે છે. રાતે નવ વાગ્યા સુધી એ મીલ ચલાવશે. ૧૦–૧૫ રૂા. સહેજે કમાઈ જશે."

"હાં!"—મેં કહ્યું.

"આ ધંધામાં પોણોસો રૂપિયા સુધી ચોખ્ખો નફો મળે છે એમ એ કહે છે. આવતી દીવાળીએ બીજો આવોજ સેટ લાવવાનો તેનો વિચાર છે. એ ગૃહસ્થ બહુ વાચાળ છે. તેનું જ્ઞાન ને વિદ્વત્તા ઘણાં ઊંડાં છે. અનુભવ પણ ભારે છે. દુનિયાની દરેક જગાની માહિતી એ મેળવે છે. સાધારણ રીતે પોતાની વાતના મુદ્દા સામા માણસને તે ઘણી જ સારી રીતે સમજાવી જાણે છે. તેનો સ્વભાવ મળતાવડો છે, એટલે અમને તો સોમવાર ક્યારે આવે એવી ઉત્કંઠા થયા કરે છે અને એની સાથે ચર્ચા કરવાની આતુરતા રહે છે. હું તમને ખરૂં કહું છું, કે આવા સારા કેળવાયલા માણસો જો આવા ધંધાઓ કરવા લાગશે, તો......પણ તમે આમ દિલગીર કેમ છો?"

હું શું બોલું? મને વિચાર થતો હતો કે એ મીલવાળો એક વાર મારો જીગરજાન મિત્ર હતો, એ મારે મારા સાળાને જણાવવું જોઇએ. પણ વળી પાછો વિચાર આવે કે કદાચ મારી આ ઓળખાણથી મારો સાળો મારી શી કિંમત આંકશે?

પણ આ મારા વિચારો તદ્દન ખોટા હતા. એ અનુભવ મને આગળ જતાં થયો.

●

પાંચ વરસના કાર્યક્રમમાંથી ત્રણ વરસ તો ગયાં. હૃદયની અંદર હંમેશાં એક કાંટો સાલતો હતો. મને હજી ચાલીસ રૂપિયા મળતા હતા. પ્રમોશન કાંઇ મળ્યું ન હતું. ભવિષ્યમાં ક્યારે મળે તે નક્કી ન હતું. મારી નિશાળ ખાનગી અને લોક આશ્રય પર ચાલનારી શિક્ષણસંસ્થા હતી. એટલે શિક્ષકોએ પણ સ્વાર્થત્યાગ કરવો ન જોઇએ?

પણ મારે નસીબે સંસ્થામાં આવતો લોકફાળો એકદમ કમ થઈ ગયો. મને નોટીસ મળી.

હું પાછો બેકાર થયો. વડીલનું છત્ર ગયાને વરસદહાડો થઇ ગયો હતો. તેથી સંસારનો બધો ભાર કેવળ મારી ઉપરજ હતો. મારા સંસારમાં એક યુવરાજની પધરામણી પણ થઈ હતી.

પણ મારા યુવરાજનાં પગલાં સારાં, કારણ કે એક મહિનાની અંદરજ મને જાપાની કંપનીમાં નોકરી મળી.

બેકાર સ્થિતિમાં દિનકર રોજ યાદ આવતો.

દિનકરને હું ન મળ્યો, એ મેં મૂર્ખાઇ કરી છે એમ મને લાગ્યું. શું ખરા મિત્રનો આ ધર્મ હતો? મારી માફક જ નોકરીની તપાસમાં તે કંટાળી ગયો હશે, તેથી નાઇલાજ થઈ તેણે આ ધંધો સ્વીકાર્યો હશે. ને તેમાં એણે ખોટું શું કર્યું?

મને પણ નોકરી જલદી ન મળી હોત, તો હું પણ એકાદ ધંધો જ કરત. પણ...આવો હલકો ધંધો? મને સૂગ ચઢતી હતી. એના કરતાં આવીજ ૩૦–૪૦ રૂપિયાની નોકરી......................

આ નોકરી પણ બે વરસ ટકી નહિ. કારણ કે તે સમયે જાપાને કપાસનો બહિષ્કાર કર્યો હતો. અને એ કંપનીના ઘણા ખરા નોકરોને ઘેર બેસવાની નોટીસ આપવામાં આવી. એક નોટીસ મને પણ મળી.

આ નોકરી છૂટી ગયા પછી હું ઘણો ત્રાસી ગયો હતો. છતાંયે હું નોકરીની તલાશમાં જ હતો. મને ઘણોજ વખત મળતો હતો. એ વખતમાં હું બેઠો બેઠો જાહેરખબરો વાંચ્યા કરતો હતો. એ જાહેરખબરના ઢગલામાંથી એક જાહેરખબરે મારૂં ખાસ ધ્યાન ખેંચ્યું.

> **જોઇએ છે**
>
> ધી એગ્રીકલ્ચરલ ઇંડસ્ટ્રીઝ માટે એક હિસાબનીસ અને વ્યવસ્થાપક. પગાર લાયકાત મુજબ. લખો:—
>
> **ધી એગ્રીકલ્ચરલ ઇંડસ્ટ્રીઝ, કોસંબા**

મેં એક દિવસનો પણ સમય ન ગુમાવતાં તરતજ અરજી કરી.

એ દહાડો સિકંદર! ત્રીજેજ દિવસે અરજી મંજૂર કર્યાનો જવાબ આવ્યો.

અને વળી ચાર કલાકમાંજ "તમારી સાઠ રૂપિયાથી નીમણૂંક કીધી છે. તરત હાજર થાઓ" એવો તાર આવ્યો!

કોસંબા સ્ટેશને ઉતર્યો ત્યારે બપોરના ત્રણ વાગ્યા હતા. બિસ્તરો લઇ જેવો હું નીચે ઉતર્યો તેવો જ એક સ્વચ્છ કપડાંધારી માણસ મારી પાસે આવ્યો. સભ્યતાથી નમસ્કાર કરી તેણે પૂછ્યું: "તમે વડોદરેથી આવો છો?"

મેં કહ્યું: "હા."

તરત જ તેણે મારો બિસ્તરો લઇ બહાર ઊભેલી ગાડીમાં મૂકી દીધો. પછી કહ્યું: "શેઠે આ ગાડી મોકલાવી છે, સાહેબ."

હું ગાડીમાં બેઠો. ગાડી ચાલી.

નોકરી મેળવવા માટે મને અનેક જાતના સારા માઠા અનુભવ મળેલા હતા. પણ આ નવા અનુભવથી મને જરા નવાઈ લાગી. મેં પેલા માણસને પૂછ્યું: "તારા શેઠ કેવાક માણસ છે?"

"મારા શેઠ? સાહેબ, એવા શેઠ તો શોધ્યા જડે એમ નથી. સ્વભાવે દયાળુ, ઉદાર ને પરગજુ છે. તેવા બહુ જ મહેનતુ છે. પોતાના હાથ નીચે આટલા બધા નોકરો હોવા છતાં પોતે કામ કર્યા વગર રહેતા નથી."

મેં સંતોષનો શ્વાસ મૂક્યો.

એટલામાં બંગલા સામે ગાડી આવી ઊભી રહી. માણસે નીચે ઉતરી બિસ્તરો લઈ મને કહ્યું: "ચાલો, સાહેબ."

હું નીચે ઉતર્યો. પ્રવેશદ્વારમાં "ધી એગ્રીકલ્ચરલ ઇંડસ્ટ્રીઝ, કોસંબા" એવું પિત્તળના અક્ષરનું સુંદર બોર્ડ મારેલું હતું.

બંગલો નાનો, પણ સગવડભરેલો હતો. આજુબાજુ વિશાળ જગા હતી. પ્રવેશદ્વારથી બંગલાની

એક બાજુ પર ઇંટ, ચૂનો, લાકડાં ને બીજો ઇમારતી સામાન ઠેકઠેકાણે પડેલો હતો, તે ઉપરથી અનુમાન થતું હતું કે આ બંગલો હમણાં જ બાંધેલો હોવો જોઇએ. મારે સાસરે મેં જોઈ હતી તેવી જ એચક્કી ગાડી એક બાજુ પડેલી હતી. બીજી બાજુ પંપ ને એંજિન સાથેની ટ્રોલી હતી.

નોકર મને દીવાનખાનામાં લઈ ગયો. ત્યાં કાંઇજ સામાન ન હતો. ફક્ત ભીંતો રંગેલી હતી. એક ટેબલની આસપાસ ૪–૫ ખુરશીઓ પડેલી હતી. તેમાંની એક ઉપર હું બેઠો. એટલામાં આશ્ચર્યથી હું એકદમ ઊભો થઈ ગયો!

ટેબલ ઉપર મારો પોતાનો જ એક ફોટો પડેલો હતો! હું અને દિનકર કોલેજમાં ભણતા હતા તે વખતનો બેનો એ ભેગો સુંદર પોઝ હતો!

આ ફોટો અહીં કયાંથી આવ્યો?

ધી એગ્રીકલ્ચરલ ઇંડસ્ટ્રીઝનો માલીક દિનકર તો ન હોય? એવી મને શંકા થઇ. મારે સાસરે દિનકર પાસે હતી તેવીજ બે ચક્કીગાડી અહીં પણ જોઇ, તેથી મારી શંકા મજબૂત થઈ.

"સંભવિત છે." આમ કહી તે ફોટો હું હાથમાં લઈ જોવા લાગ્યો.

એટલામાં મારા ખભા પર હાથ મૂકી કોઇ બોલ્યું: "ભાસ્કર!"

દિનકરનો જ અવાજ! હું ઊભો થયો. ફરીને પાછળ જોયું તો ખરેખર દિનકર! હું ભેટી પડયો.

"ભાઇસાહેબ! ખુશી આનંદમાં તો છો ને?" દિનકર બોલ્યો.

મેં ઘણા જ નમ્ર સ્વરે કહ્યું: "દિનકર! સાહેબ, સાહેબ કહીને શરમાવ નહિ. સાહેબ થવામાં કેટલું સુખ છે, એની કલ્પના તને નથી કે?"

"ખીજવાઇશ નહિ, ભાઈ!" સહેજ નરમાશથી દિનકર બોલ્યોઃ "આપણો પાંચ વરસનો અનુભવ હવે પૂરો થયો છે. કેવળ યોગાનુયોગથી આપણી આ મુલાકાત થઈ છે. કદાચ આપણે ન મળ્યા હોત, તો પણ હું તારી તપાસ કરત ને તને જરૂર મળત. કારણ કે મારા ધંધા માટેનો તારો તિરસ્કાર કોઈ પણ રીતે મારે કઢાવવો છે. તારા સાસરાના ગામની તારી મુલાકાત ને તારી દષ્ટિ, ખરૂં કહું તો, મને આ ચાર વરસમાં સંજીવની સરખી જીવનદાયક લાગી છે."

"ચાલ, ચાલ. હવે મને શરમાવ નહિ. મેં જબરી ભૂલ કરી હતી. તારી સાથે ત્યારે વાત પણ ન કરી તે મેં તારૂં અપમાન કર્યાં બરાબર છે. એ બદલ મને હવે ઘણો પસ્તાવો થાય છે."

●

રાત્રે જમ્યા પછી અમે સુખદુઃખની વાતો શરૂ કરી. મારો પાંચ વરસનો કાર્યક્રમ ઘણો સાધારણ હોવાથી મને તે કહેતાં શરમ આવવા લાગી. પણ દિનકરે મને અતિશય આગ્રહ કર્યો. મારી વાત ઘણા ઉત્સાહથી તેણે સાંભળી. એ પછી તેનો વારો આવ્યો. તેનો અનુભવ અત્યંત સ્ફુર્તિદાયક હતો. પાંચ વરસ દરમ્યાન પોતાની મહેનતથી દિનકરે કેવી રીતે પોતાનું નસીબ ખોલ્યું તેનો ઇતિહાસ હું તેના જ શબ્દોમાં કહું છું:—

"બી. એ. થયા પછી નોકરી માટે મેં કોઇ પણ ઠેકાણે અરજી કરી ન હતી. મારા ગામમાં લોટ દળવાની ઘંટી હતી, તેમાં હું વગર પગારે ઉમેદવાર તરીકે દાખલ થયો. લોકો મને હસતા, પણ લોકોને શું? લોકો કોની ટીકા નથી કરતા? હું ભૂખે મરત તો તે ટીકાકારો શું મારા ગુજરાનની વ્યવસ્થા કરત? કરી હોત? નહિ જ. એટલે મેં તો એંજિન ને ચક્કી (ઘંટી) બંનેનો પૂર્ણ અનુભવ લઈ લીધો. ત્યાર પછી મેં સાહસ ખેડયું. એ સાહસ ખેડતી વખતે મારી સ્થિતિ વિચિત્ર બની હતી. હું આ કરૂં છું તે બરાબર છે કે નહિ તેનો નિર્ણય હું પોતે કરી શકયો નહિ. તે વખતે તું મને બહુ યાદ આવ્યો. પણ ઉપાય ન હતો. મારા સાહસની વાત મેં

મારી પત્નીને તથા માતાને કરી. ધન્ય છે તેમને! તેમણે મારી વાત સાંભળીને પોતાના શરીર પરના તમામ દાગીના મને ઉતારી આપ્યા. પિતાશ્રીએ મરતી વખતે આપેલી રોકડ રકમ મારા શિક્ષણમાં ખરચાઈ ગઈ હતી. રહ્યાં હતાં ફક્ત સોનાના દાગીના ! છેવટે તે પણ ઉપયોગમાં આવ્યાં.

"તરત જ મેં એંજિન તથા ઘંટીનો એક સેટ વેચાતો લઇ લીધો. તેને ટ્રોલી પર બેસાડી ગામેગામ ફરવા લાગ્યો. તેને ખેંચવા બળદની જોડ પણ લીધી. દરેક મોટા ગામોમાં હું મુકરર કરેલા દિવસે જતો. હું મનપસંદ કામ કરી આપતો, તેથી લોકો ગામમાંની ઘંટીમાં ન જતાં મારી રાહ જોતા. મને એટલું બધું કામ મળતું કે આખરે હું થાકી જતો, કંટાળી જતો. કેટલી બધી ભીડ થાય છે, તે તેં તારે સાસરે હું આવ્યો હતો ત્યારે નજરે જોઈ છે. બીજે દિવસે પાછો તેવો જ બીજો સેટ ખરીદવા જેટલી પુંજી એકઠી થઇ; અને ત્રીજે વરસે મેં ત્રીજો સેટ વેચાતો લીધો. મારા સાહસનું મને સુંદર ફળ મળ્યું. ત્રીજે વરસે મને દર મહિને બસો રૂપીઆ ફાયદો રહેવા લાગ્યો."

આટલું કહી દિનકર અટકયો. તેણે મને પૂછ્યું: "ભાઈ! વધારેમાં વધારે એંસી રૂપિયાની નોકરીથી રહી ત્રણ વરસમાં બસો રૂપીયા સુધી મારો પગાર વધ્યો હોત કે ?"

"આ જન્મમાં તો એવી આશા નથી." મેં કહ્યું.

"ત્રીજે વરસે મેં એક નવી પ્રવૃત્તિ શરૂ કરી. આ વખતે એક એંજિન ને સેંટ્રિફ્યુગલ પંપનો એક સેટ મેં ટ્રોલી પર બેસાડયો. અને પાંચ–છ સંતરાના બગીચા અને બીજી બાગાયતી જમીન ભાડે રાખી. એમાં મને ઘણો ફાયદો થયો. આથી એવા જ બીજા ઉદ્યોગો કરવાને પ્રોત્સાહન મળ્યું. મારો આ સેટ શ્રીમંત ખેડૂતોને પાણી પાવાને માટે બહુ ઉપયોગી થઇ પડયો. નવાગામના એક શ્રીમંત પટેલનો એક કૂવો ખોદી ત્યાં બે ત્રણ હજાર સંતરાનાં ઝાડો ઉછેરવાનો વિચાર હતો. પણ કોશ વડે પાણી ખેંચી એ ઝાડો ઉછેરવાની કોઇએ હિંમત કરી નહિ. મેં હિંમત કરી. તેણે મને એક મહિનાની મહેનતના રૂપિયા પાંચસો આપ્યા. આવા ઘણા કૂવાઓનું પાણી બહાર કાઢી તેને ઊંડા કરી આપ્યા. તેનો બદલો પણ મને તેણે સારો આપ્યો.

"હાલમાં મારી પાસે ચાર ચક્કીગાડાં, ને બે પંપગાડાં છે. આ ધંધામાં સર્વ ખર્ચ બાદ જતાં વરસ દહાડે ત્રણ ચાર હજાર રૂપિયા મને સહેજે મળે છે.

"ચાલુ સાલમાં એક નવીન સાહસ ખેડવાનો વિચાર છે. ખેડૂતોને ગોળ બનાવવામાં ઘણો ત્રાસ પડે છે. થોડો નફો લઈ આપણે તેને ગોળ તૈયાર કરી આપીએ, તો મને લાગે છે કે તેમાં આપણને પણ ફાયદો મળે ને ખેડૂતોને પણ સવડ થાય. આ વરસે તે માટે એક પાવર ક્રશર લેવાનો મારો વિચાર છે. પણ ભાઈ! તારી મદદ વિના એ મારાથી બને એમ લાગતું નથી.

"મનમાં કલ્પના તો ઘણી છે, પણ તે દરેક એકદમ શી રીતે સાધ્ય થાય ? ખેતી કરવી, બાગાયત કરવી, સાકરનું કારખાનું કાઢવું, તેલની મીલ કાઢવી વગેરે બધું કેમ ને કેવી રીતે પાર પડે ? તે માટે વિશ્વાસુ સાથીઓ જોઇએ."

એના પાંચ વરસના અનુભવની આ સામાન્ય દર્શાકત થઈ; અને મારા ?—

નોકરીની પાછળ હું પાયમાલ થઈ ગયો હતો.

દિનકરે મારા ઉપર ઘણા ઉપકાર કર્યા. મને કહેતાં શરમ લાગે છે કે ચાલીસ રૂપિઆની એક સાધારણ નોકરી ઉપર ફુલાઇને મેં એક વખત દિનકરનો તિરસ્કાર કર્યો હતો પણ પાંચ વરસમાં પોતાનીજ હિંમત પર આવો મહાન ઉત્કર્ષ સાધનાર ઉદાર દિનકરે મને તરત જ પોતાનો ભાગીદાર બનાવ્યો !

પાંચ સાત બાળકો નાનપણમાં જ મરી ગયા પછીના પૂઠેવાળાના છોકરા ઉપર માબાપને અત્યંત પ્રેમ હોય છે. અને આવા ખોટના છોકરાનું નામ પણ કચરો, પૂંજો, નાથો વગેરે રાખવામાં આવે છે. પુંજીઓ પણ એવો જ હતો. પાંચ છ છોકરાં મરી ગયાં પછી કંકુને પેટે ઘણી મોટી ઉંમરે પુંજીઆનો જન્મ થયેલો. આ પૂઠેવાળનો છોકરો જીવે એ આશાથી સોમા પટેલે એનું નામ પુંજીઓ રખાવેલું.

ગરીબ ઘેર જન્મ્યા છતાં માબાપનાં લાડમાં પુંજીઆને કચાશ ન હતી. તેમાં પણ મોતીરામ જોશીએ પુંજીઆના ગ્રહ જોઈ જે કહ્યું, તેથી તો સોમો પટેલ જાણે ગાંડો ગાંડો થઈ ગયો!

મોતીરામ બોલ્યા: "પટેલ! છોકરાનું ભાગ્ય તો મોટું જણાય છે. લગ્ને ચંદ્ર છે અને વળી અગીઆરમા ઘરમાં ગુરૂની પૂર્ણ દૃષ્ટિ છે. જો આ છોકરો જીવશે તો જરૂર મોટો માણસ થશે."

સોમા પટેલે જોશી મહારાજના શબ્દો સાંભળી દશ શેર ડાંગર એમને ત્યાં મોકલી આપી અને હસતે મોઢે કંકુને કહેવા લાગ્યા: "સાંભળ્યું, પટલેણ?"

"હં, હાંભળોને વાતો!" પટલેણે ડોકું ધુણાવતાં કહ્યું: "તમે ય ભોળીઆ છો. આટલાં છોકરા મરી ગયાં અને આ જીવશે તો મોટો માણસ થશે! હંઅ!"

"કેમ નહિ થાય?" પટેલે હુંકાર કરતાં કહ્યું: "જરૂર થશે. જન્માક્ષરની વાત તે ખોટી હોય કે? જોને એના ઘરે (ગ્રહ) કેવા છે? આ વરસ માળ જેવી જમીનમાં કશુંય ન પાક્યું પણ આપણાં ઝાબનાં ત્રણ વીઘાંમાં કેવી ફસલ થઈ? એ તો પુત્તરનાં લખ્ખણ પાંયણામાંથી જ દેખાય."

આનંદથી મંદ હસતી પટલણ ઉપરથી વ્યંગ કરતી બોલી: "બહુ લખ્ખણ જાણનારા! કાંઇ કામ ધંધો છે કે નથી? જાઓ, કામે વળગો. મારે દીકરાને મોટો માંણહ કરવાની કશીય ગરજ નથી. મારો દીકરો ભલેને ગરીબ રહે, જીવે એટલે બસ."

માના હૃદયનાં હર્ષ અને આશંકાનાં વચન સાંભળી પટેલ મંદ મંદ હસવા લાગ્યા.

દિવસો વીતવા લાગ્યા અને પુંજાભાઇ ધીમે ધીમે મોટા થવા લાગ્યા. ત્રણ વરસની ઉંમરે જ્યારે તે મા, બાપા, ઉપરાંત બળદને બદ, હળને ઓર, અને હુક્કાને ઓકા કહેતાં શીખ્યા ત્યારે પટેલ પટલાણી પુંજાભાઇની બુદ્ધિ જોઇ હર્ષઘેલાં બની ગયાં. પટલાણી બોલ્યાં: "એ તો હળ અને બળદ લઇને ધંધો કરવાનો ને, એટલે એ જ પહેલું શીખ્યો."

પટેલ ડોકું ધૂણાવી બોલ્યા: "ઉહૂં, એમ ના બને, પટલેણ! પુંજીઆને તો ભણાવી ગણાવી બાલીસ્ટર બનાવવો છે. એને વરહાદમાં ભીંજી તાપમાં બળીઝળીને હાંથેરૂં લઇ ખેતરમાં નહિ જવા દઉં."

પટેલના આશાભર્યા મોઢા તરફ જોઈ હસતાં હસતાં પટલણ બોલ્યાં: "ઓહો! ખેડૂનો દીકરો તે વળી બાલીસટર થશે!"

ડાબે હાથે પુંજીઆને પટલણ પાસેથી ખેંચી લઈ જમણે હાથે હુક્કાની નહે મોંમાં મૂકી ધૂમાડાનો ગોટો કાઢતાં પટેલ બોલ્યા: "કયમ નહિ થાય, જરૂર થહે. તું જોજે તો ખરી. મારા પુંજીઆને ભગવાન જીવતો રાખે અને હું જો જીવતો રહું છું તો ભીખ માંગીને પણ—"

પુંજીઆને ખેંચી લઈ પોતાની છાતી સાથે દાબતાં પટલણ બોલ્યાં: "થશે. થશે. તમારો દીકરો જરૂર બાલીસટર થશે."

માના ગાલ પર નાના નાના હાથ મૂકી પુંજીઓ બોલી ઊઠયો: "બારી ટશે (બાલીસટર થશે)." પુંજીઆના શબ્દ સાંભળી પટેલ પટલાણી ખડખડાટ હસી પડયાં.

પરંતુ સોમા પટેલની આશા પૂરી ન થઈ. પુંજીઆને ચાર વરસનો મૂકી તે આ સંસાર છોડી ગયા. મરતી વખત પટેલે પટલાણીને પાસે બોલાવી કહ્યું: "પુંજીઆને ભણાવજે. ખૂબ ભણાવજે. એના વડે તું સુખી થઇશ."

પટેલના મરણથી પટલાણીએ ઘણી રોકકળ કરી. અંતે પુંજીઆના સામું જોઈ હિમ્મત રાખી સંસારના કામમાં મન લગાડયું.

ઘરખર્ચ ચલાવનાર કોઈ ન હતું. જે જમીન હતી, તેમાંની થોડી ઘણી તો મહેસૂલ ન ભરાવાથી હાથમાંથી ચાલી ગઇ હતી. બાકી જે બેચાર વીંઘાં હતાં, તેમાંથી બે ત્રણ મહિનાની ખર્ચી પણ ભાગ્યેજ નીકળતી. પરંતુ કંકુ હિંમત હારે તેવી ન હતી. એને તો પુંજીઆને ભણાવવો હતો. સોમા પટેલની છેલ્લી ઇચ્છા પૂર્ણ કરવાની હતી. તેણે છાણા થાપી, વાસીદાં કરી, અનાજ ખાંડી, દળી, કોઇ પણ રીતે છોકરાને ઉછેરી ભણાવવાનો નિશ્ચય કર્યો. ખાવા પીવાની તેને ઝાઝી ચિંતા ન હતી. પણ તેની મુખ્ય ચિંતા હતી પુંજીઆને ભણાવવાની. અને તે પણ અંગ્રેજી ભણાવવાની. ગરીબ વિધવા! શી રીતે આ ખર્ચ જોગવવો—એજ ચિંતા તેના મનમાં રાત દિવસ રમ્યા કરતી હતી.

પુંજીઆને પાંચમું વરસ બેસતાં કંકુએ તેને નિશાળે બેસાડયો. છોકરો નિશાળે જાય છે કે રમવા નાસી જાય છે તેની તે ખૂબ તપાસ રાખતી. કોઈ વાર પુંજીઓ નિશાળે જવા નાખૂશ બને તો પોતે જાતે, તેને રડાવીને પણ નિશાળે મૂકી આવતી. વળી પાછી ફરીને તપાસ કરતી કે તે નિશાળમાં હતો કે નાસી ગયો હતો.

ગરીબ વિધવા કંકુની પુંજીઆને ભણાવવાની કાળજી અને ધગશ જોઇને મહોલ્લાના લોકો મનમાં હસતા અને પાછળ મશ્કરી કરતા કે "બળદનાં પૂંછડાં આમળતાં આમળતાં ભાઈસાહેબ બારીસ્ટર થશે." પણ કંકુ કશા ઉપર લક્ષ ન આપતી. કોઇ કોઈ તો મોઢે પણ કહેતાં કે "પટલેણ, તમારો દીકો તો માજીસ્ટર થશે."

કંકુ આથી ન ચીઢાતાં હસતે મોઢે સામો જવાબ આપતી કે "ભાઈ, તમારા મોંમાં સાકર."

સાંજના નિશાળેથી આવી મહેતાજી સાહેબે આપેલી પુષ્પાંજલિનાં ચિન્હો પુંજીઓ માને બતા-

વતો, ત્યારે સ્નેહમમતાભર્યા હાથથી પંપાળતાં કંકુ કહેતીઃ "ભાઈ, એ તો સોટી વાગે ચમચમ, ને વિદ્યા આવે ધમધમ."

આમ કહી વાત હસી કાઢવા છતાં, તે ગરીબ પુત્રવત્સલ વિધવાની આંખમાંથી આંસુ સરી પડતાં. માની આંખમાં આંસુ જોઈ પુંજીઓ કહેતો: "ના, બા! મને બહુ નથી લાગ્યું." કંકુ એને હૈયે ચાંપી ક્ષણ વાર મુગ્ધ બનતી.

શરૂઆતમાં તો ખેડૂતના છોકરાનો વિદ્યા તરફ આટલો અનુરાગ જોઇ મહેતાજીના નાકનું ટીચકું ચઢી જતું. પણ પછી જેમ જેમ તેની બુદ્ધિનો પરિચય થતો ગયો, અને બ્રાહ્મણ વાણીઆના દીકરા કરતાં પણ ભણવામાં તે આગળ વધવા લાગ્યો, ત્યારે મહેતાજી પણ કોઈક વાર બબડી ઉઠતા કે "આ તો ઉકરડામાંનો હીરો છે!"

(૨)

નવ વર્ષની ઉંમરે પુંજાલાલને ગુજરાતીમાંથી અંગ્રેજીમાં બેસાડ્યો. પટલાણીને તે વખત ઘણી મુશ્કેલી પડી. અંગ્રેજી નિશાળની ફીની તજવીજ દર મહિને કરવાની. તે એ ગરીબ વિધવા શી રીતે કરે? છતાં પણ તે હિંમત ન હારી. નિશાળના સેક્રેટરીને ત્યાં જઇ, તેની સ્ત્રી પાસે રડી, પોતાની હાલત જણાવી છોકરાને માફી કરાવવા વિનવણી કરી. ઉપરાંત તેના ઘરનું દળવા ખાંડવાનું કામ મફત કરી આપવા કબૂલ્યું. ઈશ્વર તેના હૃદયમાં ઉતર્યો અને પુંજાલાલને માફીમાં દાખલ કરવામાં આવ્યો.

પણ મુશીબત આટલેથી અટકે તેવી નહતી. તેને માટે ચોપડીઓ, નોટબુક, કાગળ પેન્સીલ વગેરે નો ખરીદવાનું હતું. પટલણ છાણાં થાપી, વાસીદાં કરી ઘરના વાડામાં શાકપાન વાવી તે વેચીને એ ગોઠવણ કરવા લાગી. પેટને માટે આ જહેમત કરતી, તેનો મોટો ભાગ ચોપડીઓ વગેરેમાં તણાઈ જવા લાગ્યો. એક વાર માંડ બાજરીનો રોટલો તે ખાવા પામતી. કોઇ કોઈ વાર તો તે એકાદશી કરી નાખતી. મહિનામાં આવી એકાદશી તો સાત આઠ આવતી. છતાં પુંજાલાલને ભણાવવાની ઇચ્છા તેણે ન છોડી.

પુંજાલાલ માનું દુઃખ કેટલેક અંશે સમજતો, અને ઘણી વાર તો તે માને એટલું દુઃખ ન ઉઠાવવા કહેતો. પણ પટલણ તે સાંભળતી નહિ. તે કહેતી કેઃ "ભાઈ, પહેલાં તું ભણીગણીને મોટો થા. પછી મને જે ખવડાવવું હોય તે ખવડાવજે. તે વખત જો તારૂં કહ્યું ન માનું, તો મને કહેજે."

આ કહેતાં કહેતાં ભવિષ્યના સુખની આશામાં પટલણનું મોઢું ખીલી ઉઠતું. પુંજાલાલ પણ મનમાં દૃઢ નિશ્ચય કરતો કે, "ભણીગણીને માનું દુઃખ ટાળું ત્યારે જ હું ખરો."

એક દિવસ વરસાદનું સખ્ત તોફાન થયું. રાતથી જ મૂશળધાર વરસાદ ચાલુ હતો. વિજળી તથા પવનનું તોફાન જરા વાર પણ બંધ રહ્યું નહિ. ગામમાં બધા મહોલ્લામાં ઘુંટણભર પાણી ભરાયાં. શાકપાન પણ તેમાં તણાઇ જવા લાગ્યાં. ઘરની બહાર પગ પણ મૂકી શકાય તેમ ન હતું. ઘરમાં લોટ નહોતો. માત્ર પાશેર જેટલો લોટ હતો. શાકપાન પણ વરસાદમાં બગડી ગયાં હતાં. ક્યાંયથી પાશેર લોટ જેટલીય તજવીજ થાય તેમ ન હતું. કંકુએ નિઃશ્વાસ નાખતાં એક રોટલો ઘડ્યો અને પુંજાને ખાવા બોલાવ્યો.

"તું ય બેસી જાને, આપણે સાથે બેસીએ." પુંજાએ કહ્યું.

"મારે વાર છે, તું ખાઈ લે." પટલણ બોલ્યાં.

"ઉંહુ, મારે ઉતાવળ નથી. આજ નિશાળે તો જવાય તેવું નથી. પછી શી ઉતાવળ છે? આપણે સાથે જ ખાઇશું."

"રોજ વહેલું ખાવાની ટેવ, એટલે મોડું થાય તો માથે ગરમી ચઢી જાય. ચાલ, બેસી જા."

"ઉંહું."

"તારા જેવો હઠીલો છોકરો તો ક્યાંય ના જોયો."

"અને તારા જેવી જીદ્દી મા પણ ના જોઇ."

પટલણ હસી પડી. છેવટે બન્ને જમ્યું બેઠાં. પુંજાએ પોતાના રોટલામાંથી અડધો રોટલો માને જબરદસ્તીથી ખવડાવ્યો. જમી રહ્યા પછી પુંજાલાલ બોલ્યો: "હાશ! આજે પેટ ભરાયું."

"હં, કટકો રોટલો ખાધો અને કહે છે કે પેટ ભરાયું."

કૃત્રિમ રોષ કરતી પટલણ બોલી તો ખરી, પણ પોતાની દાઝ જાણનાર અને કટકામાંથી કટકો પણ પોતાને આગ્રહ કરી આપનાર પુત્રના ભવિષ્યપ્રેમનાં સ્વપ્નાંથી તે મનમાં ફુલાઈ જવા લાગી. તેને લાગ્યું કે જે દુઃખ વેઠીને દીકરાને ભણાવું છું તે સાર્થક થશે. જરૂર દીકરો ઘડપણમાં સુખી કરશે. આવો વ્હાલસોયો દીકરો તો કેટલાંય પુણ્યે મળે! આ વિચારોમાં પોતાની ગરિબાઇનો ખ્યાલ તેને તુચ્છ જ લાગ્યો.

એમ કરતાં કરતાં કેટલાંક વર્ષ વીતી ગયાં. પુંજાલાલ અઢારમે વર્ષે મેટ્રીક પાસ થયો. આ સમાચારથી પટલણના હરખનો પાર ના રહ્યો. તેણે બહુચરાજીને બે નાળિયેર વધેર્યાં.

હવે પુંજાભાઇને કોલેજમાં દાખલ થવાનું હતું. ગામમાં તો કોલેજ ન હતી. તેમ કોલેજનો ખર્ચ પટલણ ગમે તેટલી મહેનત મજૂરી કરે તોય ચાલે તેમ ન હતું. આથી પટલણ બહુ મૂંઝાયાં. તેના મનમાં દુઃખદ વિચારો આવવા લાગ્યા. તે નિરાશ થઇ ગઇ. અને વખતોવખત ઉદાસ રહી મન સાથે બબડતીઃ "હે પ્રભુ! આટલું કર્યા પછી હવે ભણતર અધુરૂં રહેશે? મારી આશા નહિ પૂરી થાય? મરનારની ઇચ્છા.................."

(૩)

"તને પગે લાગું મા! તું ત્યાં મારા લગ્નનો વિચાર સરખો યે ન કરીશ મારી ત્યાં જરાય મરજી નથી. હું નથી પરણવાનો."

"એમ થાય, બેટા? હું બોલી ચૂકી. મારું બોલ્યું ફરે?" પટલણ પુંજાભાઇને વાંસે હાથ ફેરવતાં બોલી.

"તેં શા માટે કબૂલ કર્યું? એના પૈસા માટે?"

"ના બેટા! મારે તો તું છે તે કરોડો રૂપીઆ છે."

"ત્યારે પછી શા માટે જીદ કરે છે?"

"બેટા! તારા બાપ તો સ્વર્ગે ગયા. એમની છેલ્લી ઇચ્છા હતી તને ભણાવવાની. મારાથી બન્યું તેટલું કર્યું. હવે કોલેજનું ખર્ચ શી રીતે નીકળે? આ લગ્નથી તારૂં ભણવાનું સુધરશે. અને તારા બાપુની ઇચ્છા પૂરી થશે."

"હંઅ, થશે! તારા વિના મારાથી એકલું નહિ રહેવાય?"

"અને મારાથીય રહેવાશે ખરૂં કે? બેટા! તું મારાથી વેગળો રહીશ તેથી મને શું સુખ થશે? પણ તારા બાપુની ઇચ્છા શું અધુરી રહે?" પટલણની આંખમાં આંસુ આવી ગયાં.

"રડીશ ના, મા તું કહીશ તેમ હું કરીશ."

પટલણ પુંજાભાઇના માથા પર હાથ ફેરવવા લાગી.

પટલણના ગામથી દશેક ગાઉ દૂર, હરિપુરામાં ત્રિભુવન પટેલ રહેતો હતો. તેણે બે વરસમાં ગોળનું કારખાનું કાઢી ઘણો પૈસો પેદા કર્યો હતો. તેમાં જ્યારે માધવપરાના ઠાકોર પાસેથી તેણે પાંચસો વીંઘાનો વાંટો રાખ્યો, ત્યારે તો લોકો એને મોટો જમીનદાર માનવા લાગ્યા. કોઇ કોઇ તો એને લખોપતિ પણ કહેવા લાગ્યા.

ત્રિભુવનને દીવાળી નામની એક માત્ર દીકરી હતી. ત્રિભોવનની વહૂ સુરજે ઘણા દાણાદોરાધાગા કર્યા. પણ દીકરાનું મોઢું તેણે દીઠું ન હતું. ત્રિભોવને પણ વૈદ ડાકટરોનાં ઘર ભર્યાં, પણ બધાએ એકજ જવાબ આપ્યો કે સુરજનું શરીર ફુલી ગયું

છે, એટલે એણે દીકરાદીકરીની આશા રાખવી ફોકટ છે.

ત્રિભોવનનાં સગાંવ્હાલાંએ તેને બીજી સ્ત્રી કરવા સમજાવવા માંડયો, પણ સુરજ ધ્રુસકીને કહેતી: "બોત ગઈ ને થોડી રહી. ઘૈડેઘડપણ પૈણીને શું કરશો ? ભગવાને દીકરી આપી છે. દીકરીએ દીવો રહેશે તો બહુ છે. પૈસા તો ઘણા છે. કંઇ ધરમ ધ્યાન કરો."

ત્રિભુવન સુરજની વાત સાંભળી બીજી સ્ત્રી કરવાની વાતને ઉડાવી દેવા લાગ્યો. તેને એમ થયું કે નસીબમાં દીકરો હોય તો દીવાળીને બદલે દેવજીના જન્મતે ? માટે હવે તો દીકરીને સુખી કરવી અને ઘરજમાઇ ખોળવો એ જ ઉત્તમ છે.

દીવાળીની ઉમ્મર અગીઆર વરસની હતી. ત્રિભોવન પટેલે ચારે તરફ તપાસ કરવા માંડી. બે ચાર જગ્યાએ ભણેલાગણેલા છોકરાની ભાળ મળી, પણ તેમની સ્થિતિ સારી હોવાથી તેમણે ઘરજમાઇ રહેવાની ચોખ્ખી ના પાડી.

છેવટે ત્રિભોવન પટેલને પુંજાલાલની ભાળ મળી. પુંજાલાલને જોઇ ત્રિભોવન ખુશી થયો. ગોર પાસે વાત કરાવી. પણ કંકુ દીકરાને ઘરજમાઈ રાખવા ખુશી ન થઈ. ગોર પણ છોડે એવા ન હતા. આખરે દીકરાને ભણાવવાને લોભે કંકુપટલાણી છોકરાને ઘરજમાઇ તરીકે આપવા કબૂલ થયાં. તેમણે એવી શરત કરી કે, પુંજાલાલને સસરાનો વારસો મળે કે ન મળે પણ એને ભણાવવો પડશે.

પુંજાલાલે પ્રથમ વાંધો ઉઠાવ્યો. પરંતુ માતાની જીદ અને બાપની મરતી વખતની છેલ્લી ઇચ્છા પૂરી કરવાની ફરજને લીધે આખરે તે પણ કબૂલ થયો. ત્રિભોવન પુંજાલાલને જોઈ રાજી થયો, પરંતુ તેના ઘરબારની સ્થિતિ જોઇ તેને ઘણું લાગી આવ્યું. તેમાં વળી સુરજ તો પોતાની દીકરીને એક ઘડી વારે ય એ ખંડેર જેવા ઘરમાં મોકલવા રાજી ન હતી. તેની મરજી હતી કે વર પરણવા આવે તે દિવસથી જ તે પોતાને ત્યાં રહે.

કંકુને વહુ ઘેર આણવાના બહુ કોડ હતા. પરંતુ જો પોતે આનાકાની કરે તો લગ્ન ફસકી જાય અને પુંજાલાલનું ભણવાનું અટકી પડે. એ બીકે સુરજની મરજીને તાબે થયા વિના તેનો છૂટકો ન હતો. અંતે એમ જ નક્કી થયું.

ત્રિભોવને લગ્નના પાંચ દિવસ આગળ ગાલ્લી મોકલી, પુંજાલાલને તેડાવી લીધો. જતી વખત કંકુએ પુત્રને સારી રીતે જમાડયો. પેટ ભરીને તેને નીરખી લીધો. તેને વળાવતી વખતે તેના માતૃહૃદયને આઘાત ગયો. તેને લાગ્યું કે હવે આ જન્મમાં કદાચ તે ફરીથી પોતાના દીકરાને નહિ જોઈ શકે. એક ક્ષણે લગ્ન મુલતવી રાખવાનું મન થતું, પણ વળી બીજી જ ક્ષણે મૃત્યુપથારી પર પડેલા સોમાપટેલના શબ્દો યાદ આવતાં તે મનને કઠણ કરતી.

પુંજાલાલની સ્થિતિ પણ એવી જ હતી. વ્હાલસોઈ માને છોડી હવે પરાયામાં રહેવું પડશે એ તેને બહુ લાગતું. છતાં ઉપાય ન હતો.

ભણવામાં ચિત્ત રાખવું, શરીર સંભાળવું. પોતાના કુળની પ્રતિષ્ઠા જાળવવી, વગેરે બાબત પુંજાલાલને એકાન્તમાં ભલામણ કરી, જતી વખત દહીંના શુકન કરાવી, કંકુપટલણે હૈયા પર પથ્થર મૂકી પુંજાલાલને વિદાય કર્યો.

પુંજાલાલ વિદાય થયો. શૂન્ય દૃષ્ટિથી પટલણ બારણાંમાં ઊભી ઊભી નજર પહોંચી ત્યાં સુધી જોઈ રહી. પડોશીઓ બબડવા લાગ્યા: "પૈસાના લોભમાં છોકરાને પારકો કર્યો. કેવી કઠણ હૈયાની મા !"

પટલણના હૃદયમાં તે વખતે શૂન્યતા જ વ્યાપી રહી હતી. પડોશીના શબ્દો તેના કાન પર પડયા કે નહિ તે કોણ કહી શકે ?

## ( ૪ )

પુંજાલાલ ગાલ્લીમાં બેસી ચાલ્યો ગયો. કંકુ ઘરમાં આવી, બારણામાં જ હતાશ નજરે રસ્તા તરફ જોતી, બેસી રહી. પુત્રના ભવિષ્યના વિચારથી

ઘડીમાં તેને આનંદ થતો, તો ઘડીકમાં એકના એક પુત્રને હંમેશ માટે પારકો કરી દેવા બદલ હૃદયમાં દુઃખ થતું. તેને થતું કે, 'ના મોકલ્યો હોત તો સારૂં. પાછો બોલાવી લાવું?'

એટલામાં વૃદ્ધ ગંગાકાકી આવી પહોંચ્યાં. ગામમાં બધાં તેમને કાકી કહેતાં. તે ક્યારે પરણ્યાં અને ક્યારે રાંડયાં તે કોઈ જાણતું ન હતું. પણ સૌ કહેતાં કે એ બાલવિધવા હતાં. ગામમાં એમની હાક વાગતી હતી.

"કેમ વહુ? ખાધું કે નહિ?" ગંગાકાકીએ પૂછ્યું.

"ના, હજી નથી ખાધું." કંકુએ સામો સત્કાર કરતાં કહ્યું.

"ઊઠ, ઊઠ, એમ બેસી તે શું રહી છે? ખાધા વિના ચાલશે? એવું હતું તો નહોતો મોકલવો! હાથે કરીને છોકરાને પારકો કર્યો ને હવે આમ કરે તે શોભે કે? જા, નાહી લે અને પછી ઘેર આવજે. ભાવે તે કટકો ખાઈ લે."

"ના, ના, હમણાં એ રોટલા ઘડી નાખીશ. પેટને ભાડું આપ્યું વિના કંઈ ચાલવાનું છે?"

કંકુ રોજ ઘેર ન્હાતી હતી. પણ તે દિવસે તળાવે ન્હાવા ગઈ. જાણે પુંજાલાલની ગાલ્લીની પાછળ ખેંચાતી હોય તેમ તે ચાલી. તળાવને કિનારે જઈ ઊભી રહી. ગાલ્લી ગઈ હતી તે દિશામાં શૂન્ય દૃષ્ટિએ જોતી કેટલીય વાર તે ઊભી રહી. એ દિશામાં જાણે કેટલાય સંદેશા—હૃદયની કેટલીય લાગણીઓ તેણે પુંજાલાલને મોકલી. કેટલીક વારે તે ધીમે ધીમે તળાવમાં ઉતરી. ડુબકી મારી બહાર નીકળી. પહેરેલું લુગડું બદલી વિચારમાં ને વિચારમાં બીનું, દદડતું લુગડું ખભે નાખી ઘેર આવી.

મનને કાબૂમાં રાખી જેમ તેમ કરી બે રોટલા તેણે ઘડયા. પણ થાળીમાં લઈ ખાવા બેસતાં બેસતાં મનમાં અનેક તરંગો ઉઠવા લાગ્યા.

'મારા પુંજાને મારા વિના પાસે બેસીને કોણ ખવડાવશે? એ શરમાળ છોકરો જરૂર ભૂખ્યો રહેશે. કોણ એની ખબરઅંતર રાખશે? અરેરે! એ કેટલો મૂંઝાશે? મેં અભાગણીએ શા માટે એને મોકલ્યો? એનું હૈયું કેવું મૂઝાતું હશે?'

આવા આવા વિચારો આવતાં તે રોટલા ઢાંકી દઈ, ભાણા ઉપરથી ઉઠી ગઈ. લોટો પાણી પી બારણા પાસે આડી થઈ. એટલામાં પાછાં ગંગાકાકી આવ્યાં.

"કેમ, વહુ, ખાધું?"

"ના."

"રાંધ્યું નથી?"

"રાંધ્યું છે ને?"

"ત્યારે?"

જવાબ દેવાને બદલે કંકુની આંખમાંથી આંસુ ખરી પડયાં. ગંગાડોસી તિરસ્કાર કરતાં બોલ્યાં:-

"મેર...ડ! આટલું દુઃખ થતું હતું તો છોકરાને મોકલ્યો શું કરવા? લોકો હસશે. છોકરાને મોકલતી વખત વિચાર ના કર્યો અને હવે તે રડાય કે? ઊઠ. રડીશ તો છોકરાને અપશુકન થશે."

"હેં?"

"હા. આમ રડારોળ કરવી અને અપ્પાર કરવો એ તે સારૂં દેખાય કે?"

કંકુ આંખો લૂછી ખાવા ગઈ.

લગનનો દિવસ આવ્યો. કંકુ સવારમાં વહેલી ઊઠી. તેના મનમાં એક જ ધૂન હતી, કે આજે મારા પુંજાનું લગન છે.

કંકુથી વેવાઈને બારણે જવાય તેમ ન હતું પણ ગામલોક ખબર લાવતા હતા કે ત્રિભોવન પટેલે લગનમાં ઘણી ધામધુમ કરી છે. ચોઘડિયાં બેસાડયાં છે. જાત જાતની મિઠાઈઓ બનાવરાવી છે અને આખા ગામને નોતરાં દેવડાવ્યાં છે. કંકુના ગામનાં પણ ઘણાં માણસો એ લગનમાં ગયાં હતાં.

આ બધી વાતો સાંભળી કંકુનું મન આનંદથી નાચી ઊઠતું. પોતાના એકના એક દીકરાના લગ્નમાં આવી ધામધુમ જોઈ કોને હર્ષ ન થાય?




કંકુએ તે દિવસે લાપસી કરીને ખાધી. પછી આ ઘર ને પેલું ઘર એમ ઓળખીતા તથા પાડપાડોશીને ઘેર જઈ આખો દિવસ વીતાવી દીધો.

સાંજે આંગણામાં ભીતે અઢેલી બેઠી બેઠી કંકુ મનમાં વિચાર કરવા લાગી કે, 'હવે વરઘોડો ચઢયો હશે. હવે સામૈયું થશે. પછી વર પરણવા જશે. કન્યાદાન દેવાતું હશે.' વગેરે વગેરે વિચાર કરતી તે ક્યારે ઊંઘી ગઈ તેનું તેને ભાન પણ ન રહ્યું.

બે દિવસ પછી લગનમાં ગયેલા લોકો પાછા આવ્યા. તેમને મોઢે ત્રિભોવન પટેલની સાહ્યબી તથા લગ્નની ધામધુમની વાતો સાંભળતાં, કંકુ જાણે ધરાતી જ ન હોય, તેમ વારંવાર પૂછવા તથા આનંદનાં આંસુ પાડવા લાગી.

પુંજાભાઇ અમદાવાદ કોલેજમાં ભણવા ગયો. દર શનિવારે તે ત્રિભોવન પટેલને ઘેર આવતો અને સોમવારે સવારમાં પાછો જતો. રજાના દિવસો પણ તે સાસરામાં જ ગાળતો.

શરૂઆતમાં એક મહિનો થયા પછી તેણે કંકુ પર કાગળ લખ્યો હતો. પણ ત્યાર પછી પાંચ છ મહિના થઇ ગયા, પરંતુ કંકુને તેના તરફથી પત્ર મળ્યો નહિ. રોજ ટપાલના વખતે કંકુ કેટકેટલીય આશાભરી હૈયે ટપાલીની રાહ જોતી. ટપાલી જોતાંજ તેની પાછળ પાછળ ફરી "ભાઈ! મારા પુંજાનો કાગળ છે?" એમ પૂછતી. ટપાલી ત્રાંસી નજરે તેના તરફ જોઇ ડોકું ધૂણાવતો. નિરાશ હૈયે ધીમે પગલે તે પાછી ફરતી. 'ભણવા આડે વખત ક્યાં મળે? હશે. કાગળથી શું વધારે છે? ભલે ન લખે. રજાઓમાં તો આવશેજ ને?' આવા આવા વિચારો કરી તે મન વાળતી.

ઉનાળાની રજાઓ નજીક આવવા લાગી. કંકુ વિચારવા લાગી: 'હશે. આ રજાઓમાં તે જરૂર મને મળવા આવશે. એને માટે શું શું ખાવાનું કરી રાખું? એને શું ભાવશે?' એમ વિચારતી અને ગાયનું દૂધ વેચવાને બદલે તેનું ઘી બનાવી રાખી મૂકતી. સારામાં સારા ચોખા તથા ઘઉં દળાવીને લોટ તૈયાર રાખતી. રોજ પુંજાલાલના આવવાની આશામાં તાજું શાક પોતે ન ખાતાં રાખી મૂકતી. છેવટે તે વાસી થઇ જતું યા સડી જતું. કોઈ કોઈ દિવસ તો તાજું દહીં, તથા માખણ 'મારો પુંજો ખાશે.' એ ભાવથી રાખી મૂકતી. પણ તે ય છેવટ ગંધાઈ ઉઠતું. અંતે લોટમાં જાળાં બાઝયાં. પણ પુંજાભાઈ ન આવ્યા. કંકુ નિરાશ થઇ. ગામમાં આવેલા છોકરાઓ પોતાની શાળામાં ભણવા ચાલ્યા ગયા. કંકુ આશાભંગ થઈ, છતાં 'હશે! એ સાજોસમો છે તો બહુ છે.' એવો વિચાર કરી મન વાળતી.

જેમ તેમ કરી ચોમાસું ગાળ્યું. દીવાળીમાં તો જરૂર પુંજાલાલ ઘેર આવશે એમ તે માનતી અને તેથી પૂરી, સંજોરી, ઘુઘરા, મઠિયાં, ફાફડા વગેરે બનાવી રાખ્યું. સાથે પહેલાંની માફક ઘી, માખણ, દહીં, શાક પણ રોજ તાજું તૈયાર રાખી કાગને ડોળે તે રાહ જોવા લાગી. પણ પુંજાલાલ ન આવ્યો. કંકુની દીવાળી ઉચાટ અને નિરાશામાં ગઈ.

દીવાળી પછી કંકુએ નિશ્ચય કર્યો કે 'ભલે, એ ના આવે. એને ભણવા આડે ફુરસદ નહિ મળતી હોય. ચાલ, હું જ તેને મળી આવું. એ બહાને વેવાઇને ઘેર પણ જઇ અવાશે, અને દીકરાને ય મળાશે.'

આવો વિચાર કરી કંકુએ હરિપુરાનો રસ્તો લીધો.

(૫)

પુંજાલાલ શ્રીમંત ઘેર પરણ્યો અને ઘરજમાઈ થઇ રહ્યો, છતાં પોતે ગરીબ ખેડૂતનો છોકરો છે એ તેના મનમાંથી ખસતું ન હતું. ત્રિભોવન પટેલને ત્યાં આવ્યા પછી પૈસાદારને ત્યાં કેવી રીતે રહેવું, સૌમાં પોતાની મોટાઇ કેમ જાળવવી, વાતચીતમાં કેટલી અને કેવી મર્યાદાથી રહેવું, કપડાં કેવાં રાખવાં વગેરે બાબતોમાં તેને બહુજ સાવચેતી

રાખવી પડતી.

ત્રિભોવન પટેલે સાધારણ સ્થિતિમાંથી પૈસો મેળવ્યો હતો. તે પોતે તો સાદાઈથી જ રહેતો, છતાં 'જ્યાં લક્ષ્મી હોય ત્યાં સહેજ પણ ગુમાન તો હોયજ.' એ કહેવત પ્રમાણે સુરજ પટલાણીના મનમાં પૈસો આવ્યા પછી અભિમાન આવ્યું હતું. અને એ અભિમાનને લીધે જ એમણે દીવાળીને સાસરે મોકલવા કરતાં ઘરજમાઈ કરવો વધુ પસંદ કરેલો. ત્રિભોવન પટેલ પોતે સાદાઈમાં રહેતા, છતાં એકની એક દીકરીને સુખી કરવી અને પોતાનો જમાઈ જરા રોફ રૂવાબથી ફરે, એવી તેમને ઈચ્છા તો ખરી જ. એટલે પોતાની શ્રીમંતાઈ અને મોટાઈનો દમામ તેમણે પુંજાલાલ દ્વારા દેખાડવા માંડયો.

પુંજાલાલે અમુક પ્રકારે વાળ ઓળવા, પોમેટમ પફ પાઉડરનો ઉપયોગ કરવો, બંગાળી સ્ટાઈલનાં કાળી કિનારવાળાં બારીક ધોતિયાં પહેરવાં. ખમીસ તો રેશમી જ જોઈએ. કોટ પણ જુદી જુદી સ્ટાઈલનાજ હોય. બીડીને બદલે સીગારેટ અને તે પણ થ્રી કેસલ જ. બુટ તો ડોસનના યા એવા જ બીજા ઈંગ્લીશ મેક જ હોય. ચ્હાપાણી નાસ્તો પણ ઇંગ્લીશ સ્ટાઈલથી જ. આ બધા ઉપર ત્રિભોવન પટેલની જાતિ દેખરેખ રહેતી.

પુંજાલાલ બિચારો ઘણી વખત મનમાં મૂઝાતો. પોતાનાથી બને તેટલો તે ગર્ભશ્રીમંતાઇનો અભિનય કરતો. પરંતુ તેનું અંતઃકરણ એને પોકારી પોકારીને કહેતું કે, 'તું ગરીબ છે—દરિદ્ર છે. આ બધો ડોળ છે. દંભ છે.' જાણે પોતે શ્રીમંતાઇનો ઝભ્ભો પહેરી ફરતો હોય તેમ તેને અતડું અતડું લાગતું. વારંવાર એનું હૃદય એને ડંખતું. વળી એમ પણ થતું કે પોતે ગરીબ છે. શ્રીમંતાઇનો ડોળ ખુલ્લો તો નહિ પડી જાય? શ્રીમંતાઈના ઝભ્ભામાંથી વાત કરતાં, અભિપ્રાય આપતાં કે સહેજ બોલવા જતાં હૃદયમાંની દરિદ્રતા ડોકિયું તો નહિ કરી જાય? પગલે પગલે તેને એજ ડર લાગ્યા કરતો. નાટકના નટની માફક પોતે ગરીબ હોવા છતાં આ ફરજીઆત અભિનય કરે છે એ વાત એના દિલમાંથી ખસતી જ નહિ. આથી તે ખુલ્લે દિલે કોઈ સાથે વાત પણ ન કરી શકતો. પોતાના પ્રત્યેક શબ્દને, પ્રત્યેક કામને હજાર ગળણાંથી ગાળતો હોય તેમ તે છણી જોતો કે અમુક કાર્ય કરવામાં પોતાની દરિદ્રતા તો કંઇ ખુલ્લી નથી પડી ગઈ ને?

આ સ્થિતિમાં તે કોલેજમાં દાખલ થવા અમદાવાદ આવ્યો. ત્યાં હોસ્ટેલમાં પણ શ્રીમંતાઇનો ઝભ્ભો પહેરી રાખી પૈસા ખર્ચીને કેટલાક વિદ્યાર્થીઓને પોતાના બનાવી લીધા. એકાદ બે પત્ર અમદાવાદથી તેણે કંકુને લખ્યા. પણ પછી નવું કશું લખવાનું રહ્યું નહિ. માત્ર "હું ખુશીમાં છું" એ સિવાય બીજું શું લખવું તે સૂઝયું નહિ એટલે એણે કાગળ લખવા બંધ કર્યા. રજામાં તેને ત્રિભોવન પટેલ આવી સીધા હરિપુરા લઇ જતા. પોતાને ઘેર જવાનું તેને ઘણું મન થતું. પણ પોતાની ગરીબીની વાત સાસરામાં બધાં જાણતાં હતાં અને પોતે ઘેર જવાની વાત કરે તો ત્યાંની સ્થિતિ વિષે વળી કોઇ મશ્કરી કરે એટલે તે કશું બોલી જ શકતો નહિ!

એક દિવસ તેણે સુરજ પાસે પોતાની માને મળવા જવાની ઈચ્છા જણાવી. જવાબમાં સુરજે કહ્યું: "ખુશીથી જાઓ. ગમે તેટલી તો ય મા ને? હું હમણાં જ બંદોબસ્ત કરાવી દઉં છું. કાલે સવારે મોતિયાને સાથે લઈ આપણો સિગરામ જોડીને જાઓ. સિગરામ પાછો આવશે. મોતિયો તમારી સાથે રહેશે. પાછા આવવાના હશો તે દિવસે પાછો સિગરામ આવી હાજર થશે."

'પોતાની સાથે મોતીઓ રહેશે અને સિગરામ મૂકવા આવશે' સાંભળતાં જ ઘેર જવાની પુંજાની ઈચ્છા નાશ પામી ગઈ. પોતાને જ ખાવાનું ઠેકાણું ન હોય, તેમાં સાસરાના નોકરને સાથે રાખવો, એટલે હાથે કરીને જ ફજેતી કરાવવાની. વળી સિગરામ હાંકનારની વેઠ અને ઉપરથી બળદને ઘાસચારો

એટલે પોતાનું દારિદ્ર પૂરેપૂરું જ પ્રકાશી જવાનું. સસરો તો જાણતો હતો, પણ હાંકેડુ તથા મોતિયા જેવા નોકરોને ય પોતાની હીન સ્થિતિ બતાવવા પુંજાલાલ તૈયાર ન હતો. તેણે માથું દુઃખવાનો ઢોંગ કરી તે દિવસ મુલતવી રાખ્યું. ત્યાર પછી બે વખત દિવસમુ કરર થયા. પરંતુ "માથું દુઃખવું અને પેટમાં ચૂક આવવી." એ બે દરદોએ તેને મદદ કરી.

ધીમે ધીમે રજા પૂરી થવા આવી. વચ્ચે બે જ દિવસ રહ્યા એટલે એક દિવસ દીવાળીએ કહ્યું: "માને મળવાય ના ગયા ?"

"ના જવાયું. અને હવે વખતે કયાં છે ?"

"કેમ ? હજી તો બે દિવસ છે. એમાં શી વાર લાગે છે ? સવારના પહોરમાં એકલા જ ઊઠીને નીકળી પડો તો બે કલાકમાં પહોંચી જવાય."

"ચાલતો જઉં ?"

"એમાં શું ?"

સહજ ઉદ્વિગ્ન સ્વરે પુંજાલાલ બોલ્યોઃ "મારાથી એટલું ન ચલાય."

દીવાળી મંદ હસી ને મુગ્ધ રહી. એનું એ મંદ હાસ્ય પુંજાને ચાબૂકના ફટકા જેવું લાગ્યું. તેનું સ્વમાન ઘવાયું. પણ તે કશું બોલ્યો નહિ. આવી જ રીતે બીજી વખતની રજાઓ પણ પૂરી થઈ, પણ પુંજો માને મળવા જવાની વાતે ય ન કરી શકયો. ત્રિભોવન પટેલે પહેરાવેલો શ્રીમંતાઇનો મોટાઇનો દંભનો ઝભ્ભો તે કોઈ રીતેય ઉતારી શકયો નહિ !

## ( ૬ )

કંકુ હરિપુરા પહોંચી ત્યારે દિવસ આથમવાની તૈયારીમાં હતો. ત્રિભોવન પટેલનું ઘર પૂછી ત્યાં પહોંચી જવામાં તેને વાર ન લાગી. ઘર પાસે જતાં જ તે ક્ષણવાર સ્તબ્ધ બની ગઈ. ત્રણ માળનું રંગીન મોટું મકાન, આગળ છજાં, બારી, ગોખ, રંગબેરંગી ચિત્રો પણ ચીતરેલાં હતાં. મોટા પથ્થરના ઓટલા જોઇને જ કંકુને થયું કે મારા ઓરડા ય આ ઓટલા જેવડા નહિ હોય.

દીકરાને આવું સારૂં સાસરૂં મળ્યું તેથી ભગવાનનો ઉપકાર માનતી, દીકરાના નસીબને ધન્યવાદ આપતી તે મનમાં ખુશી થવા લાગી. ધીમે ધીમે તે ઓટલા ઉપર ચઢી. ત્યાં આગળ જ એક યુવતી ઊભી હતી. તેણે આ દરિદ્ર વેશવાળી વિધવાને જોતાં જ પૂછયું: "કોણ છે બાઈ તું ? કયાંથી આવે છે ?"

"હું તો ત્રિભોવન પટેલના જમાઈની મા થાઉં." કંકુએ જવાબ આપ્યો.

"જમાઇરાજની મા !" પેલી યુવતી વ્યંગમાં હસતી નજીકમાં બેઠેલી બીજી પ્રૌઢ સ્ત્રીના તરફ જોવા લાગી.

એટલામાં તો ઘરમાંથી બે–ચાર નાની મોટી સ્ત્રીઓ ત્યાં આવી ચઢી. "શું છે ? કોણ છે ?" પૂછતાં શોરબકોર થઇ રહ્યો.

કંકુ તો ગાભરી બની આમ તેમ જોવા લાગી. એટલામાં દાદર ઉપરથી ઉતરતાં કોઈનાં પગલાં સંભળાયાં. કંકુએ જોયું કે પુંજાલાલ પોતે ઝીણું કાળી કિનારનું ધોતિયું, રેશમી ખમીસ, કાળી બેંગલોર ટોપી, પગમાં દોરીવાળાં ચકચકતાં બુટ અને હાથમાં મોરોકકો કેન હલાવતો ઉતરતો હતો.

બૈરાંને ભેગાં થયેલાં જોઇ તે તે તરફ આવ્યો. દૂરથી જ પુંજાલાલ અને કંકુની નજર મળી. પ્રથમ તો પુંજાલાલનું મોં આનંદથી હસી ઊઠયું. પણ બીજી જ પળે તે ઉદાસ–ખિન્ન બની ગયું. જાણે કશું જાણતો જ ન હોય તેમ મોં ફેરવી ત્યાંથી તે ચાલ્યો ગયો.

પુંજાલાલના આવા વર્તનથી કંકુને તો જાણે પુંજાલાલે પોતાને હાથમાંની સોટી વડે ફટકાવી કાઢી હોય એવું દુઃખ થયું. તેના મનમાં ક્ષણવારમાં હજારો વિચાર આવી ગયા.

"અરેરે! જે દીકરાના ભવિષ્ય માટે મેં આટલું દુઃખ સહન કર્યું, આટલી મહેનત મજૂરી કરી, ભૂખી તરસી રહી, તે જ આ મારો પુંજાલાલ ? જાણે

ઓળખતો જ નથી, કોઈ દિવસ દીઠી જ નથી એમ મોં ફેરવી ચાલ્યો ગયો! ધિક્કાર પડયો મારા જીવતરને. અરેરે! પુંજાલાલ આટલો બધો બદલાઇ ગયો? શું પૈસો બધાનાં મન ફેરવી નાખતો હશે? હું ગરીબ હતી, દરિદ્ર હતી, પણ મા તો હતી જ ને? માને જોઇ એને શરમ આવી? અરેરે! હું આવી જ શું કરવા? દીકરાનું મોઢું જોવા હું આટલી તલપું, એના મોઢામાંથી 'મા' શબ્દ સાંભળવા હું અધીરી બની તાપતડકામાં આટલું ચાલીને વગર તેડયે, વગર બોલાવ્યે, માનઅપમાનનો વિચાર કરીને દોડી આવી, અને આ મારો દીકરો! હે ભગવાન!"

આમ વિચાર આવતાં એને પુંજાલાલ માટે ઘણું લાગી આવ્યું. પણ તે ક્ષણ વાર જ. તેનું પુત્રવત્સલ માતૃહૃદય પુત્રના દોષ જોવા તૈયાર ન હતું. "મારો જ વાંક છે. ભલે પુંજાલાલે ગમે તેમ કર્યું, પણ હું આવે ગરીબ, ફાટેલે વેશે અહીં આવી જ શું કરવા? દીકરો પૈસામાં રમે છે અને હું એને શરમીંદો બનાવવા આવે વેશે આવી, એ શું મારે માટે યોગ્ય હતું? ના. એ મારી જ ભૂલ છે. પૈસાદાર સગાંને ત્યાં આવેશે વે ન જ જવાય. મારી ભૂલનું જ ફળ ભગવાને મને આપ્યું. ભગવાન! મારા પુંજાલાલને ખેમકુશળ રાખજે......"

આમ તે જરા સ્થિર થઈ એટલામાં તો બીજી એક પ્રૌઢા સ્ત્રીએ બારણાથી જરા અંદર બેસતાં પૂછ્યું: "કોણ છો, બ્હેન? કયાંથી આવો છો?"

સ્થિરતાથી કંકુએ જવાબ દીધો: "તમારા જમાઈના ગામમાં હું રહું છું. એમને મળવા આવી છું."

"એમની બાએ મોકલી છે?"

"બીજું કોણ મોકલે એમ છે? એમને મા વિના બીજું છે ય કોણ?

"આવો, આવો, બેસો." એમ કહી તેણે બારણા નજીક એક સાદડી નાખી. પછી તેણે પૂછ્યું: "અમારા વેવાણ તો સારાં છે ને?"

સહેજ હસતાં હસતાં કંકુ બોલી: "હવે એમને સાજા માંદા શું? હવે તો જાય તો સુખી થાય."

નજીક ઊભેલી એક સ્ત્રી બોલી: "એટલામાં જવાનું કેમ કહો છો? છોકરા વહુને લઇને બચારાંને હજી તો સંસાર ભોગવવાના છે."

કંકુ નિશ્વાસ નાખતાં બોલી: "હવે એને શું દુ:ખ છે? તમારા આશીર્વાદથી છોકરાં સુખી થાય એટલે બહુ. હવે તો એમને મૂકીને ડોસી જાય એમાં જ સુખ."

સુરજના મનમાં પણ એવા જ વિચાર આવતા હતા. તે બોલી: "હાસ્તો બ્હેન! અમારા જેવાં તો હવે લીલી વાડી મૂકીને જાય એ જ સારૂં."

"ડોશીએ કેટલાય દિવસથી દીકરાને જોયો નહોતો" કંકુ બોલી: "તેમ કંઇ કાગળ પત્તરેય મળ્યો નહોતો, એટલે કહે છે કે જઇને—"

"હાં હાં. તેમાં બબર કાઢવા મોકલ્યાં હશે. બાપરે! માનો જીવ તે આનું નામ!" સુરજ બોલી.

બીજી એક બાઇએ પૂછ્યું: "આ એક જ દીકરો છે?"

પાસેની જ બીજી સ્ત્રી બોલી ઊઠી: "હા. આટલો આજ દીકરો."

કંકુએ એને પૂછ્યું: "આમાં અમારા પુંજાલાલની વહુ કઈ?"

નજીક ઊભેલી બાળાને બતાવતાં તે બોલી: "આ, એનું નામ દીવાળી."

દીવાળીએ શરમથી નીચું જોયું. કંકુએ હસતાં હસતાં પ્રસન્ન મુખથી કહ્યું: "જીવતી રહો, દીકરા! તારો ચાંલ્લો ચુડો અખંડ રહો વહુ તો રૂપાળી દેવી જેવી છે."

"તમારા જેવાના આશીર્વાદ મળે એટલે બસ, મારે તો હરીફરીને એમના સામું જોવાનું છે." સુરજ બોલી.

ધીમે ધીમે આડી અવળી વાતો નીકળી. સુરજે પોતાની સુખ દુ:ખની વાતો કરવા માંડી. કેટલાંક માણસોને એવી ટેવ જ હોય છે કે પોતાની

સારી સ્થિતિ આવ્યા પછી, પોતાને તે અગાઉ સહેજ પણ દુઃખ ખમવું પડયું હોય તો તેને વધારીને મોટા રૂપમાં બીજા આગળ કહેવું અને તે સહન કરવામાં પોતાની સહનશીલતા અને ધીરજની બડાઇઓ હાંકવી; છતાં પાછો ઉપરથી નમ્રતાનો ઢાંકપીછોડો કરવો. સુરજ પણ એવી જ હતી. તેની વાતોમાં છૂપી રીતે આત્મગૌરવ અને અભિમાન જ તરી આવતું હતું.

આમ વાતો ચાલતી હતી, ત્યાં એક બાળા બોલી ઊઠી: "તમે તો કહેતાં હતાં કે તમે તો પુંજાલાલની બા થાઓ !"

કંકુએ હસતાં હસતાં જવાબ દીધો: "હા, બ્હેન ! એમાં ખોટું શું કહ્યું છે ? એક રીતે તો હું એમની મા જ થાઉં. તમે પૂછી જોજો, એને મેં જ ધવરાવીને, નાનેથી મોટા કર્યો છે. મારા ખોળામાંજ એ ઉછર્યો છે."

કંકુએ રાત્રે કશું ખાધું નહિ. બારણાની નજીક જ એક સાદડી પર નાની ગોદડી નાખી સૂઈ રહી. એટલામાં પેલી બાળા આવીને બોલી: "હા, હા, તમે કહેતાં હતાં તે સાચી વાત. પુંજાલાલ કહે છે કે તે નાના હતા ત્યારે તેમની બાને સખત મંદવાડ આવેલો એટલે એમને તમે જ મોટા કરેલા અને તમને જ ધાવીને, તમારા ખોળામાં જ ઉછરેલા."

બાળા ચાલી ગઇ. પણ કંકુને ઊંઘ ન આવી. તેને અનેક વિચારો આવવા લાગ્યા. ત્યાં તો હારમોનિયમના સૂર સાથે પુંજાલાલના કંઠમાંથી નીકળતા શબ્દો તેને કાને અથડાયાઃ—

ગુર્જરી તું ભારતનું ગૌરવ, તું જ અમારો દેશ
કાર્યદક્ષ સંતાન છતાં કયમ મલિન કરૂણ આ વેશ !

(૭)

સવારમાં કંકુ ઊઠી પોતાને ગામ જવા નીકળી. ઘરથી થોડેક દૂર એક જગ્યામાં ફુલઝાડ વાવેલાં હતાં. પુંજાલાલ સવારમાં ઊઠી ત્યાં આંટા મારતો હતો. નજીકમાં જ એક નોકર છોડને પાણી પાતો હતો. કંકુ ત્યાંથી નીકળી. પુંજાલાલને જોતાં તેની સાથે વાત કરવાની ઇચ્છા ન રોકી શકી. તે નજીક ગઇ. બંનેની નજર એક થઈ.

"શરીર સારૂં છે ને, ભાઈ ?" કંકુએ પૂછ્યું.

આમ તેમ નજર કરી, નોકરને નજીક જોતાં, ચોરની માફક દબાયલે સાદે પુંજાલાલ બોલ્યો: "હા."

કંકુ એના મનની મૂઝવણ જાણતી જ હતી. તે બોલી: "તારી બાને કંઇ કહેવું છે ?"

"કહેજો, ખુશીમાં છું." નીચું જોઈ ઓશીઆળે ચ્હેરે પુંજાલાલે જવાબ આપ્યો.

"ખુશી રહો ભાઇ! રાજગાદી જેવું સુખ મળો !" એટલું કહી કંકુ ચાલી ગઈ. થોડેક દૂર જઈ પાછું વાળી એક વાર જોઈ રસ્તે પડી.

કંકુ દેખાતી બંધ થઈ. પુંજાલાલના હૈયામાં મન્થન ચાલુ જ હતું. તે અસ્વસ્થ ચિત્તે નજીકના એક લાકડા પર બેસી ગયો.

"હાય ! હાય ! હું કેવો કૃતઘ્ની ? જેણે છાણુ વાસીદાં કરી, લોકોની મજૂરી કરી, પેટે પાટા બાંધી ઉછેર્યો, ભણાવ્યો, મેટ્રીક સુધીનું બધું ખર્ચ જેણે પોતાની જાતને ગાળી નાખીને કાઢ્યું તે માતા—વ્હાલસોઇ માતા પ્રતિ હું કેટલો કૃતઘ્ન બન્યો ? મેં એને વર્ષ દરમ્યાન કાગળ ન લખ્યો, કશા સમાચાર ન મોકલ્યા ! હું મારાં સુખ શાન્તિ અને મોજશોખમાં મસ્ત બની રહ્યો. માએ વેઠેલાં દુઃખનો ખ્યાલે ય ન કર્યો. જેણે મારા ભવિષ્યના સુખને માટે પોતાની આંખની કીકી જેવા વ્હાલા એકના એક પુત્રને પોતાથી અળગો કરતાં છાતી પર પથ્થર મૂકયો, વીંધાઈ ચીરાઇને ફાટી જતાં હૈયાને ભવિષ્યના સુખની આશાથી જાળવી રાખ્યું, મને જોવા ઘેલી—ગાંડી બનેલી એ માતા જયારે મને મળવા આવી, મારા મસ્તક પર પોતાનો વ્હાલસોયો હાથ ફેરવવા આવી, મારા મુખમાંથી "મા !" શબ્દ સાંભળવા જે માન અપમાનને ગળી જઇ, વગર બોલાવ્યે વેવાઇને બારણે ભિખારીની માફક આવી, તેનો મેં તિરસ્કાર કર્યો ! તેને મા

તરીકે ઓળખાવતા હું લજવાયો. સગી મા હોવા છતાં તે મારી ખાતર પરાયા જેવી થઈ ઊભી રહી. માને મા કહેતાં મારી જીભ અકડાઈ ગઈ. મેં એને ઈતર–ત્રાહિત તરીકે ગણાવી તેના સામું ય ન જોયું. એક શબ્દ કહી તેના બળતા હૈયાને ય ન ઠાર્યું! હાય, હાય! મારા જેવો કૃતઘ્ન આ દુનિયામાં કોણ હશે? અરેરે! આવી મા કોને મળે? ધિક્કાર છે મારી સાહ્યબીને! ધિક્કાર છે મારા સુખને! ધિક્કાર છે મારા જીવનને!...

અને એ મા! મારા તરફના આવા કૃતઘ્ન વર્તન છતાં, અજાણી પારકી બની જવા છતાં, વેવાઇને આંગણે છોભીલી પડી જવા છતાંય, પોતાનો જ છોકરો પરાયો થઈ જવા છતાંય, જતાં જતાં "રાજગાદીના" આશીરવાદ આપતી ગઇ...હે ભગવાન! આ તે આશીરવાદ કે ગુપ્ત શાપ! મારા જેવો પાપી પુત્ર રાજગાદી માટે લાયક છે? હે ભગવાન, આ પાતકમાંથી......"

પુંજાલાલ પશ્ચાત્તાપના તાપથી બળતો આમ બેઠો હતો. એટલામાં નોકરે આવી ખબર આપી કે ચા તૈયાર થઇ ગઇ છે.

પુંજાલાલ ગયો. આખો દિવસ તેને ચેન ન પડયું. "રાજગાદીનું સુખ પામો" એ શબ્દ તીરની માફક તેના હૈયામાં ખુંચવા લાગ્યા. એનાજ ભણકારા તેના કાનમાં વાગવા લાગ્યા. ખાધા ઉપરથી રૂચિ ઊડી ગઈ. બપોર પછી તેના મિત્રો આવ્યા. તેમની સાથે પણ રોજની માફક વાતચીત કરી ન શકયો. 'શરીરે ઠીક નથી' કહી રાત્રે તેણે વાળુ ન કર્યું. દીવાળી કાંઈ પૂછવા જાય તો ક્રોધથી લાલ આંખ કરી તેના સામે જોઈ રહેતો. સુરજને લાગ્યું કે જમાઇને કાંઇક રોગ થયો છે. જોતજોતાંમાં ચાર પાંચ દિવસ નીકળી ગયા. શહેરમાંથી સારા ડોકટરને બોલાવવાની સલાહ સુરજે ત્રિભોવન પટેલને આપી. બધાના જીવ ઊંચા થઈ ગયા. પુંજાલાલના સ્વભાવ અને વર્તનમાં આ પાંચ દિવસમાં ઘણો ફેર પડી ગયો. તેનો ચ્હેરો પણ બદલાઈ ગયો. રાતદિવસ તેને મા જ સાંભર્યા કરતી.

છઠ્ઠે દિવસે મોટે મળસ્કે કોઇને પણ કહ્યા વિના તે ત્યાંથી પહેરેલે લુગડે ચાલી નીકળ્યો. ધૂનમાં ને ધૂનમાં તે પોતાને ઘેર પહોંચ્યો. તે વખત દહાડો ચઢયો હતો. આંગણામાંથી જ તેણે મા, મા, કહી બૂમ પાડી. પણ જવાબ ન મળ્યો. તે બારણું ઠોકવા ગયો, ત્યાં ખાલી વાસેલું કમાડ ઉઘડી ગયું. તે અંદર ગયો. બધું સુમસામ હતું. ઘરમાં કોઇ ન જણાયું. તે આંગણામાં આવી ફરીથી મા, મા, કહી બૂમ પાડવા લાગ્યો. એટલામાં પાડોશણ બહાર નીકળીને બોલી: "કોણ, પુંજાલાલ?"

"હા. મારી મા કયાં ગઇ છે?"

"તારી મા? એ તો કાશીએ ગઈ."

"હેં?" પુંજાલાલ બાઘો બની ગયો.

"કેમ? તને ખબર નથી? ચાર દહાડા પર તને મળવા આવી હતી. અહીં આવીને કેટલી રાજી થઈ. તારી સાહ્યબીનાં કેટલાં વખાણ કર્યાં અને કહેવા મંડી કે ભગવાને દીકરાને ભારે સુખમાં રાખ્યો છે. હવે મારે શા સારૂ મજૂરી કરીને પેટ ભરવું? જે બે ચાર વરસ જીવાય તેમાં ભગવાનનું ભજન થાય તો કલ્યાણ થાય એવો વિચાર કરી જમીન, ઘર બધું હીરાભાઇને વેચી નાંખી, જે ઉપજ્યું તે લઇને પરમ દિવસે જ એ તો કાશી ગઈ."

આ સાંભળી હેબતાઇ ગયેલો પુંજાલાલ માત્ર મા બોલતો બારણામાં બેસી ગયો. એનો એ પોકાર જગકર્તાએ સાંભળ્યો કે નહિ એ તો કોણ જાણે?

અઢારમી સદીમાં ઇટલીની દશા ઘણી ભયાનક હતી. ઓસ્ટ્રિયાવાસી-ઓનું અખંડ પ્રભુત્વ ઇટલીના એક છેડાથી બીજા છેડા સુધી વ્યાપી ગયું હતું. ઇટલીના જુદા જુદા પ્રાંતો એકબીજાના વિરોધી હતા. રાષ્ટ્રીય વિચારોનો પ્રચાર સાધારણ જનતામાં થવા લાગ્યો હતો, તો પણ જનતામાં એકસાથે મળીને કામ કરવાની શકિત આવી ન હતી. જો કયાંક રાષ્ટ્રીયતાના પવિત્ર ભાવોથી ઉત્તેજિત થઈ કોઇ નવયુવક માતૃભૂમિની સેવાને માટે કંઈ કાર્ય કરવા ઉત્સાહી થતો, તો ઓસ્ટ્રિયન અધિકારીઓ તેને પકડીને કારાવાસમાં ધકેલી દેતા, અથવા તેને ફાંસીને માંચડે લટકાવી દેતા. આવી દશામાં કોઇક વીરલો જ આ ભયાનક પંથ તરફ જવાનું પગલું ભરતો. પરંતુ ઇટલીના ઉત્તરીય ભાગમાં વસતા પહાડી લોકો ઘણા સ્વતંત્રતાપ્રિય હતા. વળી તેમની નિકટની દુર્ગમ્ય આલ્પ્સ પર્વતમાળા પોતાના એ પુત્રોને આશ્રય આપવા સર્વદા ઉદ્યત રહેતી હતી. તેઓ ઇશ્વર પર વિશ્વાસ રાખી સંસારનાં સુખોને તુચ્છ સમજતા, સ્વતંત્રતા દેવીના સહવાસી બનતા, તેમજ શ્વેત બરફમાં નિવાસ કરવામાં પોતાનું તેમજ દેશનું હિત સમજતા.

આ પર્વતમાળાના ઘાટો જંગલોથી ઘેરાઈ ગયા હતા, અને તેમાં એવી સઘનતા હતી, કે જંગલી હરણો પણ મુશ્કેલીથી હરીફરી શકતાં. કોઈ દેશભકત કોઈ દુષ્ટ અધિકારીને મારીને પોતાના પ્રાણની રક્ષાને સારૂ નાસી છૂટતો, ત્યારે આ પહાડી જંગલો ઘણા જ પ્રેમથી તેનું સ્વાગત કરતાં. એક વખત આ જંગલોમાં તે દેશભક્ત ઘૂસી ગયો, કે પછી તેને પકડવો એ અસંભવિત હતું. દેશભક્ત ઇટાલિયનોએ પર્વતનાં નિકટવર્તી ગામોમાં પોતાના પુકળ સહાયકો તૈયાર કર્યા હતા, જેઓ આ પ્રવૃત્તિમાં પૂરી સહાય આપતા હતા. વળી આલ્પ્સ પર્વતની ગુફાઓ પણ આ દેશભકતો માટે નિવાસસ્થાન જેવી બની જતી, અને તે પછી તેમનું જીવન પ્રાયઃ જંગલી જનાવરોનો શિકાર કરવામાં વ્યતીત થતું હતું.

આવા એક જંગલના નિકટવર્તી ગામમાં ફરડીનેન્ડો નામે એક કટ્ટર ઇટાલિયન દેશભક્ત રહેતો હતો. તે પોતાની સ્ત્રી તથા નવ વર્ષના છોકરાને સાથે લઈ દેશ સેવા કરતાં કરતાં પોતાની જીંદગી પસાર કરતો હતો. આ બાળકનું નામ માતપિતાએ ઘણા જ પ્રેમથી એનટોનિયો રાખ્યું હતું. ફરડીનેન્ડો પ્રથમ પંક્તિનો નિશાનબાજ તથા ગમે તેની સાથે સ્પર્ધામાં ઉતરી શકે તેવો લડવૈયો હતો, અને તેથીજ તેની પ્રતિષ્ઠા આસપાસ આવેલાં ગામમાં ઘણી હતી. ફરડીનેન્ડો કોઈ પણ એવું કામ કરતો નહિ જેથી કરીને તેને અધિકારીઓની સાથે પ્રકટપણે ઝગડા થઈ જાય, પરંતુ એનામાં એક ગુણ એવો હતો, જેને લીધે તેના નામની ચકચાર હંમેશાં થયા કરતી. આ ગુણ એ હતો કે જે કોઇને તે પોતાના આશ્રયમાં લેતો, તેનો કોઈ વાળ પણ વાંકો કરી શકતું નહિ. પહાડની કોઇ પણ ગુફા તેનાથી અજાણી ન હતી, અને જંગલોના દરેક દુર્ગમ રસ્તાથી તે પૂરેપૂરો પરિચિત હતો. એનું જીવન આદર્શરૂપ હોવાથી નજીકના પાડોશીઓ તેને પ્રાણથી પણ વિશેષ પ્યારો ગણતા હતા.

એક દિવસ ફરડીનેન્ડોએ તેની સ્ત્રીને કહ્યું: "આવતી કાલે આપણે જંગલમાં ઘાસ લેવા જઇશું. ઘર આપણો પુત્ર એનટોનિયો સાચવશે."

તેની સ્ત્રીએ કહ્યું—"બહુ સારૂં."

* * *

બીજે દિવસે ધણી ધણીઆણી વહેલી સવારે જંગલમાં ઘાસ લેવા ચાલ્યાં ગયાં, અને એનટોનિયોને ઘર સાચવવા માટે મૂકતાં ગયાં.

બાળક એનટોનિયો સવારનો નાસ્તો કરી, નજીકમાં પાડોશીઓનાં બાળકો સાથે રમવા લાગ્યો. તે પછી બારેક વાગે ગાયોને પાણી પાઇને ઘર આગળ થોડી વાર તડકામાં ઊભી રાખી અને પોતે ચબુતરા પર બેઠો બેઠો પોતાની ધૂનમાં મસ્ત બની સીટી વગાડવા લાગ્યો. તેનું ઘર ઊંચી જગા પર હતું, એટલે ત્યાંથી દૂર દૂર સુધીની વસ્તી જોવામાં આવતી હતી. અચાનક "ધડ! ધડ!" એવો અવાજ તેને કાને પડયો; ઊંચી નજર કરી તેણે જોયું, તો એક મનુષ્યની પાછળ ચાર પાં[illegible] સિપાઈ દોડતા આવતા તેના જોવામાં આવ્[illegible] જોતાં જ એનટોનિયો કળી ગયો કે કોઇ દેશભક્[illegible] દોડતો આ તરફ આવી રહ્યો છે. નાસનારન[illegible] પગમાં ગોળી વાગવાને લીધે તે પોતાના શત્રુઓન[illegible] માફક ઝડપથી દોડી શકતો ન હતો. સિપાઇએ "પકડો! પકડો!"ની બૂમો પાડતા પાછળ દોડત હતા. તે માણુસ નાસતો નાસતો ફરડીનેન્ડોના મકા[illegible]નની નજીક આવી પહોંચ્યો; અને હાંફતો હાંફતે એનટોનિયોને કહેવા લાગ્યો:—

"એનટોનિયો! કોઈ જગ્યાએ મને છૂપાવી દે[illegible]

"મને શું આપશો?" એનટોનિયોએ હસત[illegible] પૂછ્યું.

નાસનારે ખિન્ન થઇને કહ્યું—

"હત્તારી, નાલાયકની!" એમ કહી ગજવામાંથ[illegible] થોડા રૂપીઆ કાઢી તેને આપી દીધા. એનટોનિયોએ[illegible] તરતજ રૂપીઆ પોતાના ગજવામાં મૂકી દીધા, અ[illegible] એ માણુસને લઈ જઇને એક ખાડામાં છૂપાવ્યો[illegible] ઉપરથી ઘાસ નાખ્યું અને તે પર બિલાડીન[illegible] બચ્ચાં બેસાડી દીધાં. પછી નિશ્ચિંત થઇને ચબુતર[illegible] પર જઈ બેઠો.

થોડી વાર પછી સિપાઇઓ આવી પહોંચ્ય[illegible] સારજંટ એનટોનિયોને પૂછવા લાગ્યો—

"તેં કોઇ આદમીને અહીંથી નાસી જ[illegible] જોયો?"

એનટોનિયોએ માથું હલાવતાં કહ્યું—

"મેં કોઇને અહીંથી નાસી જતાં જોયો નથી[illegible]

આ ઉપરથી સાર્જંટ મોટા ઘાં[illegible] બોલ્યો: "અરે, છોકરા! હું તારી ચામ[illegible] ઉતરાવી નાખીશ. તું એક હત્યારાને તારા ઘર[illegible] છૂપાવે છે?"

એનટોનિયોએ સારજંટનો તિરસ્કાર કરતાં કહ્[illegible] "જાઓ! જાઓ! જોયો હવે ચામડી ઉતરા[illegible]

નાખનારને! ઘરમાં તમારો માણસ છૂપાઈ રહ્યો છે, તો પછી તપાસ કેમ કરતા નથી? તેને જમીન તો નહિ ગળી જાય ને?"

સારજંટે પોતાના સિપાઇઓને ઘરની ઝડતી લેવાનો હુકમ આપ્યો. તેમણે ખૂણેખૂણો તપાસી નાખ્યો. ક્યાંયથી પણ એ નાસી આવેલા આદમીનો પત્તો ન મળ્યો. આખરે થાકીને તેઓ પોતાના સારજંટ પાસે જઇને કહેવા લાગ્યા:

"ઘરમાં તો કોઈ પણ જગાએ એ બદમાસ જોવામાં ન આવ્યો. ખબર નહિ તે ક્યાં નાસી ગયો હશે."

ગુસ્સાથી લાલચોળ થઇ જતાં સારજંટે કહ્યું: "નાસી ગયો? ક્યાં નાસીને જનાર છે? આ બદમાશ છોકરાને બધી હકીકત માલમ છે." એનટોનિયો તરફ ઘુરકીને તે બોલ્યો: "તને ખબર નથી, કે હું કોણ છું?"

એનટોનિયો ખડખડાટ હસી પડયો, અને તેની નકલ કરતો બોલ્યો—

"તમે નથી જાણતા કે હું કોણ છું? હું ફરડીનેન્ડોનો પુત્ર છું. તમારા જેવા તો મારા પિતાના નામ માત્રથી કંપી ઊઠે છે!"

ફરડીનેન્ડોના નામમાં, ખબર નહિ, શો પ્રભાવ હતો! સારજંટનો ગુસ્સો એ નામ સાંભળતાં જ ઉતરી ગયો. એના સિપાઇઓએ તેને કહ્યું:

"કૃપા કરીને હવે આપ આ મામલાને અહીંથી જ ખતમ કરી દો. ફરડીનેન્ડોની સાથે આપણે ઝગડો ન કરીએ એમાં જ સારૂં છે. એ કંઈ સાધારણ આદમી નથી!"

સારજંટ વિચારમાં પડી ગયો. તે જાણતો હતો કે ગુનેગારને પકડી નહિ શકાયો, તો બદનામી જરૂર થવાની. અધિકારીઓની નજરમાં તેની કીર્તિ ઝાંખી પડવાની. તે પોતે પણ ઇટાલિયન જ હતો, પરંતુ તેથી શું થઈ શકે? તેના જેવા તો હજારો ઈટાલિયનો આસ્ટ્રાયનોની નોકરી કરતા પોલીસ ખાતામાં દાખલ થઇને પોતાના દેશબંધુઓનાં ગળાં કાપી રહ્યા હતા. તે પણ એવા પાપીઓમાંનો જ હતો. જ્યારે તેણે જોયું કે એનટોનિયો નીડર છે અને બીકથી સાચી હકીકત કહે એવો નથી, ત્યારે તેણે બીજી બાજી રચી. પોતાના ગજવામાંથી સોનાનું એક ઘડિયાળ કાઢી તેણે એનટોનિયોને બતાવ્યું ને અતિ પ્રેમથી તેને કહ્યું: "બચ્ચા, તારૂં નામ શું છે?"

"મારૂં નામ એનટોનિયો"

"વાહ! વાહ! કેવું સરસ નામ છે! પ્યારા એનટોનિયો, તું ઘણો બહાદુર છે. તારી બહાદુરી જોઇને હું ઘણો ખૂશ થયો છું. લે, આ સોનાનું ઘડિયાળ હું તને ઈનામ આપી દઉં છું. હવે બોલ, ખરી હકીકત શી છે?"

એનટોનિયો હવે વિચારમાં પડી ગયો. લાલચ તેને પોતાના તરફ ખેંચી રહી હતી, અને કાનમાં કહેતી હતી: "સોનાની ઘડિયાળ લઈ લે, અને ખરી હકીકત બતાવી દે."

જ્યારે સારજંટે છોકરાને મૂગો ઊભેલો જોયો, ત્યારે તે તરત સમજી ગયો કે માછલી જાળમાં ફસાવા તત્પર છે. તેણે છોકરાને દગાબાજીથી ફોસલાવવાનો આરંભ કર્યો. આખરે છોકરાએ સોનાનું ઘડીઆળ લઈ લીધું, અને નાસનાર આદમીને પોતે જે જગાએ છૂપાવ્યો હતો, તે જગા તેણે ઇશારો કરી બતાવી દીધી. હવે શું જોઇતું હતું? સિપાઇઓ ખાડા તરફ દોડી ગયા, ઘાસ કાઢી નાખ્યું, અને છૂપાઈ રહેલા આદમીને ખેંચીને બહાર કાઢ્યો. તરત જ તેના હાથપગમાં બેડીઓ પહેરાવવામાં આવી.

કેદીએ જ્યારે એનટોનિયો તરફ જોયું, ત્યારે તેનું હૃદય બળી ગયું. ગુસ્સાથી ધ્રૂજતાં ધ્રૂજતાં તેણે એ છોકરાનો તિરસ્કાર કર્યો: "અરે, વિશ્વાસઘાતી! તારૂં કદી ભલું થવાનું નથી. તારા પિતાએ તને આવી જ જાતનું શિક્ષણ આપ્યું હતું? દુષ્ટ!

"હત્યારા! તું દેશનો શત્રુ છે. વિશ્વાસઘાતી!

તેં સોનાના એક ઘડિયાળના લોભમાં તારા એક દેશસેવકને શત્રુઓના હાથમાં સોંપ્યો ! તું જૂડાસ (ક્રાઈસ્ટને પકડાવનાર તેનો એક વિશ્વાસઘાતી શિષ્ય) છે."

એટલામાં એક સિપાઈ ડરતો ડરતો બોલ્યો: "જુઓ જુઓ, ફરડીનેન્ડો આવતો જણાય છે !"

* * *

ખરેખર, ઘરથી અર્ધા માઈલના અંતર પર ફરડીનેન્ડો માથા પર ઘાસનો ગાંસડો લઈને પોતાની સ્ત્રીની સાથે આવતો હતો. જેવા તેણે પોલિસના માણસોને પોતાના ઘર આગળ ઊભા રહેલા જોયા કે તરત તે સમજી ગયો કે દાળમાં કંઈક કાળું છે. તેણે તરત જ ઘાસનો ગાંસડો જમીન પર નાંખી દીધો, અને બંદૂક ભરી. બીજી બંદૂક ભરીને પોતાની સ્ત્રીને આપી, અને બંને સ્ત્રી પુરૂષ ભરેલી બંદૂકો લઈ ફરી ગાંસડો માથે લઈ ઘર તરફ આવવા લાગ્યાં. સિપાઈઓના સારજંટે જ્યારે ફરડીનેન્ડોને બંદૂકમાં ગોળી ભરતો જોયો ત્યારે તે (સારજંટ) તરત કળી ગયો. તે જાણતો હતો કે આ યમરાજની ગોળીનું નિશાન અચૂક હોય છે એટલે તેણે પ્રેમભર્યા સ્વરથી ફરડીનેન્ડોને બોલાવ્યો, અને દોડીને તેને મળવાને માટે તે આગળ ગયો. પરંતુ ફરડીનેન્ડોએ સારજંટ તરફ જરા પણ ધ્યાન આપ્યું નહિ. તેના મનથી પોલીસ એ દેશશત્રુ સરખા હતા. સારજંટે ફરડીનેન્ડોની પાસે જઈને સલામ કરી, અને એનટોનિયોના વખાણનો વરસાદ વરસાવ્યો. ફરડીનેન્ડો ચુપચાપ પોતાના ઘરમાં ગયો. કેદીએ જ્યારે ફરડીનેન્ડોને જોયો ત્યારે તેણે પુષ્કળ ગાળો દીધી. ફરડીનેન્ડોએ બધું જ સહન કરી લીધું. જાણે કે ઝેરનો ઘુંટડો પી ગયો !

સિપાઈઓ કેદીને પકડીને લઈ જવા લાગ્યા. સારજંટે જતી વખતે ફરીથી ફરડીનેન્ડોને સલામ કરી, અને એનટોનિયોની રાજભકિતની પ્રશંસા કરી. ફરડીનેન્ડોની છાતી પર જાણે કે પથ્થર પડયો ! બિચારો કંઈ જ બોલ્યો નહિ.

તેઓના ગયા પછી ફરડીનેન્ડોએ એનટોનિયોને બોલાવ્યો. તેની નજર સોનાના ઘડિઆળ પર પડી કે તરત તે આખી વાતનું રહસ્ય સમજી ગયો. અત્યાર સુધી તેના સમજવામાં એ ન આવ્યું હતું કે એનટોનિયોથી આવો મહાન અપરાધ કેવી રીતે થઈ ગયો. સોનાના ઘડિયાળે સઘળો ભેદ ખુલ્લો કરી દીધો. દગાબાજીનો મર્મ તેને સમજાઈ ગયો. ગરજીને તેણે એનટોનિયોને પૂછ્યું: "આ ઘડીઆળ તને કોણે આપ્યું?"

છોકરો રડવા લાગ્યો. રડતાં રડતાં તેણે કહ્યું: "સારજંટે."

ફરડીનેન્ડો કહ્યું: "તું મારો છોકરો નથી. અરે દુષ્ટ ! સોનાના ઘડિયાળને ખાતર તેં તારા દેશ પ્રતિ વિશ્વાસઘાત કર્યો !"

એનટોનિયોએ દુઃખથી રડતાં રડતાં કહ્યું: "પિતા, મારો અપરાધ ક્ષમા કરો."

ફરડીનેન્ડોએ તે ઘડીઆળને લઈ પત્થર પર અફાળ્યું. તેના ટુકડે ટુકડા થઈ ગયા. રૂપ સોનું મનુષ્યના ધર્મ તથા કર્તવ્યના શત્રુ માટીમાં મળી ગયું.

ફરડીનેન્ડોની સ્ત્રી અત્યાર સુધી મૂગી હતી. તેની આંખોમાંથી આંસુ વહી રહ્યાં હતાં. તે પોતાના પતિના સ્વભાવ તથા સિદ્ધાન્તોથી પૂરેપૂરી પરિચિત હતી. તેને ખબર હતી કે ફરડીનેન્ડો પોતાના દેશનો અનન્ય ભકત છે. તે તેનો સાચો ઉપાસક છે. તેને ખાતર તે પોતાનું સર્વસ્વ હોમી દેવાને તૈયાર છે. તે જાણતી હતી કે વિશ્વાસઘાતથી મોટો બીજો કોઈ અપરાધ હોઈ શકે નહિ. વળી વિશ્વાસઘાત પણ કોની સાથે ? એક દેશભકત સાથે ? હા ! આનાથી મોટું કોઈ પાપ નથી. આ પાપનું કંઈ પ્રાયશ્ચિત્ત નથી. આવા વિશ્વાસઘાતનું પ્રાયશ્ચિત્ત તો પ્રાણદંડ શિવાય અન્ય કંઈ હોઈ ન શકે. પરંતુ એનટોનિયો બાળક છે. અજ્ઞાન છે. તે સિપાઈઓની દગાબાજીમાં શું સમજે ? એક વાર બાળકને તો ક્ષમા આપવી જોઈએ.

આવા વિચારોમાં મગ્ન એનટોનિયોની મા

તરફ ફરડીનેન્ડોએ જોયું, અને થર થર કાંપતા તે બોલ્યોઃ

"શું આ બાળક મારો જ છે? આવો બાળક મારો હોઈ શકે નહિ."

સતીસાધ્વી રમણી ક્રોધથી લાલ થઈ ગઈ. પરંતુ પોતાનો ગુસ્સો દબાવીને તે બોલીઃ

"પ્રાણેશ્વર, શું મારા પર આવી શંકા? આપ બુદ્ધિમાન છો. આ પુત્ર આપનો છે. એણે અપરાધ કર્યો છે, એ હું જાણું છું, પણ હૃદયનાથ! આપની દાસી આપના કર્તવ્યપાલનમાં કદી વિઘ્ન નહિ નાખે. આપને જે ઉચિત લાગે તે કરો."

ફરડીનેન્ડોએ એનટોનિયોને કહ્યું:

"ચાલ, મારી સાથે આવ."

છોકરો રડતો રડતો પિતાની પાછળ પાછળ ચાલ્યો. તેણે માતાની તરફ એક દષ્ટિ ફેંકી. માતાની આંખો આંસુથી ઉભરાઈ જતી હતી. તે વિહ્વળ થઈને બોલીઃ "વ્હાલા, એ આપનો જ પુત્ર છે." એટલું જ કહીને તે ધરણી પર ઢળી પડી.

પાસે જ નદી વહેતી હતી. તેના કિનારા પર રેતીમાં લઈ જઈને ફરડીનેન્ડોએ એનટોનિયોને ઊભો રાખ્યો, અને ધીરેથી બોલ્યોઃ "તને જે કોઈ પ્રાર્થના યાદ હોય તે કરી લે."

બાળકે રડતાં રડતાં ઈશ્વરની પ્રાર્થના કરી. જ્યારે તે પ્રાર્થના કરી રહ્યો ત્યારે તેના પિતાએ કહ્યું: "બોલ, તારે હવે બીજું કંઇ કહેવું છે?"

છોકરાએ માથું હલાવતાં: "નહિ."

ફરડીનેન્ડોની બંદૂક ભરેલી જ હતી. "ધડ! ધડ! અવાજ સંભળાયો, છોકરો ગબડી પડયો. તેનો પ્રાણ નીકળી ગયો. પોતાને હાથે નદીના કિનારા પર ઊંડી કબર ખોદીને ફરડીનેન્ડોએ પોતાના બાળકને દાટી દીધો.

ફરડીનેન્ડો વળીને પાછો ઘેર આવ્યો. પોતાની સ્ત્રીને તેણે કહ્યું: "મારી બેનના છોકરા અલફોન્સોને બોલાવીને તેને પુત્ર તરીકે ગણી લો, અને આજથી વિશ્વાસઘાતી પુત્રને ભૂલી જાઓ."



"દસ્તાવેજ લખનાર, મીલકતની દલાલી કરનાર, સોનાના દાગીના પર નાણું ધીરવામાં આવશે. વગેરે જાતનું કામકાજ અહીં કરી આપવામાં આવશે."

આવું અસલી ઢબનું, સાહિત્યની દૃષ્ટિએ અશુદ્ધ, પરંતુ જેને જરૂર હોય તેને સમજ પડે તેવું ગુજરાતી ભાષાનું લખાણ પાટીયા પર હતું. એ પાટીયાવાળા ઘરમાં જગુ પેઠો. પરસાળમાં જ દાદર હતો, દાદરના ઓરડાનું બારણું પણ પરસાળમાં પડતું હતું. દાદર આગળ ધૂળવાળાં સ્લીપર કાઢી જગુએ આ બારણામાંથી અંદર ડોકીઉં કર્યું. કોઈ જણાયું નહિ એટલે ધબધબ કરતો દાદર ચઢી ગયો.

જગમોહનના મામા વીજુભાઈ મેલી ચાદરવાળી ગાદી પર, મેલા ગલેફવાળા તકીઆને અઢેલીને મેલું પંચીઉં પહેરીને બેઠા બેઠા દસ્તાવેજ વાંચતા હતા. "ખરા પેબલના ચશ્મા"ની બૂમ પાડનાર મુસલમાન ફેરીઆ સાથે રકઝક કરીને લીધેલાં નીકલની ફ્રેમવાળાં ચશ્માથી એમનું નાક શોભી રહ્યું હતું. દાદર ચઢવાના અવાજથી એમણે તે તરફ નજર કરી, જગુને જોયો ને પછી પાછો દસ્તાવેજ વાંચવા માંડયો.

મનમાં ગોખી રાખેલું ભૂલી જવાશે યા તો બીજી કાંઈ વાત નીકળતાં પોતાના મનની વાત કહેવાશે નહિ એવી બીકથી જગુએ ઉપર ચઢતાં વાર ઊભાં ઊભાં જ ભાષણ ચલાવ્યું—

"મામા, મારે જરા તમને એ વાત કહેવી છે. આ કામના ઢગલાથી હું તો કંટાળીને થાકી ગયો. તેમાં પણ છેલ્લાં બે વરસથી તો મારા માથાના કામનો પાર નથી. દસ્તાવેજવાળાને ત્યાં દસ્તાવેજ પહોંચાડવા, ઉઘરાણી કરવી, મિલ્કતવાળાને ત્યાં ધક્કા ખાવા વગેરેનો મેં હિસાબ ગણી જોયો તો રોજનું મારે ઓછામાં ઓછું આઠ દશ માઈલનું ચક્કર થતું હશે. એ ઉપરાંત લખવાનું કામ પહોંચે છે તે તો જુદું. સાઈકલ અપાવવાનું તમને કહ્યું તે

પણ તમારી ધ્યાનમાં ઉતરતું નથી; ને પગાર જુઓ તો આખ્ખોમાખો પચ્ચીશ રૂપરડી! હું ને બા માંડ માંડ પૂરું કરીએ છીએ. પગાર વધારવાની પણ વાત નહિ. હું તમારો ભાણેજ છું એટલે મેં કંઇ તમને ગુલામીખત નથી લખી આપ્યું..............."

એનું ભાષણ તો લાંબું ચાલત, પણ વચમાં જ મામા ઘાંટો પાડી બોલ્યા—

"બેસ! બેસી જા!"

જગુ ગાદી સામે શેતરંજી પર બેઠો ને પાછો બોલ્યો—

"જુઓ, મારી વાત..........."

"ચુપ રહે." પાછો ઘાંટો નીકળ્યો.

જગુ બિચારો ચુપ રહી ગયો. મામા ઘાંટો પાડે એટલે દબાઈ જવાની એને ટેવ જ પડી ગઈ હતી.

"સાંભળ" મામા બોલ્યાઃ "મારા ધંધાનો હું મુખત્યાર છું. ફરીથી ઊંચે સાદે લવારો કર્યો, તો તારી વાત તેં જાણી. તારા પગારમાં મારે પઈ પણ વધારવી નથી, સમજ્યો?"

જગુનો બાપ ગુજરી ગયો ત્યારથી મામાના આધાર પરજ તેનું ગુજરાન ચાલતું, એટલે નાનપણથી જ એને મામાથી દબાઈ જવાની ટેવ પડી ગઈ હતી. પગારમાં વધારો કરવાની વાત તો એણે બહુ બહુ વિચાર પછી, બહુ બહુ હિંમત કરીને, મણિ જોડે સલાહમસલત કરીને કરી હતી.

"તને ગુજરાન જેટલું મળે છે તે ઓછું છે?" મામાનો ભૂંજારો પાછો ચાલુ થયો. "આજે નોકરીઓ જ કયાં છે? બી. એ. વાળા ભૂખે મરે છે. મીલવાળા એમને વીશ રૂપરડી આપે છે ને હું તો તને પાંચ છ ચોપડી અંગ્રેજી ભણેલાને મૂળાની ફાતરી જેવા પચ્ચીસ રૂપીઆ આપું છું."

મામાએ ચશ્મા ઉતાર્યાં ને મેલા પંચીઆના મેલા છેડા વતી લુછવા માંડયાં ને પાછા બોલ્યા—

"તારા વગર મારે બીજું છે કોણ? પણ તું આમ સામે બોલશે તો મારે બધું ધર્માદા કરવું પડશે. હું જીવું છું ત્યાં સુધી તો તું ભલો ને તારા પચ્ચીસ ભલા. સમજ્યો? જોઇએ આ કાને સાંભળ કે જોઇએ પેલે કાને સાંભળ! આજે રાતના વાળુ કરીને આવજે. તારી બાને તેડતો આવજે. મારે જરા વાત કરવી છે."

"પણ આજે તો હું સીનેમા......"

"જા, જા, સીનેમાવાળા! આજે નાટક જોવા જા, કાલે સીનેમા જોવા જા ને પછી કહેશે કે પચ્ચીશમાં મારૂં પૂરૂં નથી થતું! નીકળ! સાંજના આવવાનું ભૂલતો નહિ."

જગુ! પોતાની જાતને લાચાર માનતો જગુ! ઊભો થયો ને ધીમે પગલે ચાલવા માંડયું. દાદર ઉતરી ગયો ને સ્લીપર પહેરતાં પહેલાં, પેલા બારણામાંથી અંદર નજર કરી. મણિ આવતી દેખાઈ.

પંદર સોળ વરસની મણિ ઠીક દેખાવડી હતી. વીજુભાઇની સાળીની છોકરી હતી. સાળીએ મરતી વખતે બ્હેનને—મીસીસ વીજુભાઇને—સોંપી હતી ને મીસીસ વીજુભાઇએ મરતી વખતે વીજુભાઇને સોંપી હતી. ઉતરતી અવસ્થાએ ઘરભંગ થયેલા વીજુભાઇને ત્યાં એક ઘરડી બ્રાહ્મણી રસોઈ વગેરેનું કામ પણ કરતી ને ઘર પણ સંભાળતી. "જીવતા પાળવી ને મૂએ બાળવી" એ બોલી કરીને વીજુભાઇએ એને રાખી હતી. મણિ એની દેખરેખ નીચે હતી.

જેટલો દાબ જગુ પર વીજુભાઇનો હતો તેટલો જ દાબ મણિ પર રાખવા એમણે પ્રયત્ન કરેલો, પણ મીસીસ વીજુભાઇની વ્હાર નીચે રહેલી મણિ વીજુભાઇના દાબને ગળી જતાં શીખી હતી. તે છતાં મીસીસ વીજુભાઈના મરણ પછી એ જરા ઓશીઆળી થઈ હતી. આમ હતું, એટલે જગુ અને મણિ એ બે દુઃખીઆરાંની વારંવાર કોન્ફરન્સ મળતી ને તે પણ વીજુભાઈના ઘરમાં, નીચે અંદરના ઓરડામાં. પેલી બ્રાહ્મણી દેવદર્શને જતી એટલે એ કોન્ફરન્સ વગર અંતરાયે મળી શકતી.

"કેમ, માસાએ શું કહ્યું?" મણિએ પૂછ્યું.

"શું કહેવાના હતા? 'નીકળ.' એમ કહીને મને કાઢી મૂક્યો."

"તેં કંઇ જ કહ્યું નહિ?"

"હું શું કહું? કપાળ મારૂં! તે છતાં મારાથી કહેવાય તેટલું મેં કહ્યું. મામાએ મને દબાવીને કાઢી મૂક્યો." લાચારી બતાવતો જગુ બોલ્યો.

મણિને આ લાચારી ગમી નહિ. વીશ બાવીશ વર્ષનો કમાઉ જુવાન મામાથી એમ દબાઇ જાય તે આગળ ઉપર જીંદગીમાં શું ધોળવાનો હતો? નિઃશ્વાસ મૂકી એ આગળ ચાલી ગઇ.

ત્રણેક દિવસ પછી પાછાં બંનેને ભેગાં થવા વારો આવ્યો. જગુ તો છેક નંખાઇ ગયા જેવો લાગ્યો. એને છેક નિરાશ થવા દેવો એ મણિને ઠીક લાગ્યું નહિ, એટલે એણે જરા મોં મલકાવી જગુને પ્રોત્સાહન આપવા માંડયું. પણ જગુના મોઢા પરની નિરાશા અદશ્ય થતી લાગી નહિ.

"હું જાણું છું, કે તું મને માણસમાં ગણતી નથી, ખરૂં ને?" જગુએ બોલવાની શરૂઆત કરી.

"એમ તે હોય?" મણિ સ્મિત કરતી બોલી: "હું તને માણસમાં જ ગણું છું. જો સાંભળ, તું કોણ છે તે કહી સંભળાવું.

"તારૂં નામ જગુ ઉર્ફે જગમોહનદાસ કરસનદાસ, જાતના વાણીઆ, ઉંમર વરસ બાવીશ, ધંધો મામાની ગુલામગીરી કરવાનો, રહેવાસી મામાના ઘરમાં......"

દસ્તાવેજોમાં રોજ સંભળાતાં વાકયોનો રમુજ રૂપે મણિએ પડઘો પાડી સંભળાવ્યો.

"બસ, હવે બસ." જગુ અકળાઇને બોલ્યો. "એમજ કહે ને કે હું છાણનો કીડો છું."

"કીડો?"

"હા. મામાએ તે દહાડે મને ધમકાવી કાઢ્યો ત્યારથી હું તો મારી જાતને કીડો જ સમજું છું."

"કીડો પણ કોઈ વખત સાપોલીઉં થઇ જાય છે."

"જરૂર. ને હું પણ સાપોલીઉં તો શું, પણ નાગોલિઉં થઈ જઈશ."

"હેં! એટલું બધું પાણી તું બતાવશે?" જાણે આશ્ચર્યચકિત થતી હોય એમ મણિ બોલી.

"હા, તે દહાડે રાતના મામાએ મને બોલાવ્યો હતો તે મારા વિવાહની વાત કરવા."

"તારા વિવાહ સારૂ? કોની સાથે?" મણિએ આભી થતાં પૂછ્યું. એની બિચારીની ખાટી મીઠી મરજી 'જગુ સાથે મારૂં થઈ જાય તો ઠીક' એવી હતી. ન્યાતમાંનાં બધાં પણ એમજ ધારતાં ને એવી આશામાં ને આશામાં.........

વાત જરા ખાનગી છે, પણ લો કહી દઇએ છીએ. એક દહાડો બે જણનાં મોં એક છબીમાં કાંઇક સાથે સાથે જોતાં બહુ પાસે પાસે આવી ગયાં હતાં, ને તે વખતે જગુએ મણિને એક ચુંબન લઈ લીધું હતું ને મણિએ કાંઈ પણ બોલ્યા ચાલ્યા વગર, વિરોધ વગર એ નભાવી પણ લીધું હતું. પણ એક દહાડો! એક જ વખત! ને એક જ ચુંબન!

જરા વિષયાંતર થઈ ગયું.

"કોના સાથે શું! પેલા ચીમનલાલની છોકરી જરા કાંગું જુએ છે તેની સાથે."

"કાંગી સાથે? તારૂં?"

"હા. ને મેં ના કહી ત્યારે મામાએ મને દબાવ્યો. કહે કે 'જા, તારૂં કોડી લે. મારા ઘરમાંથી નીકળ. તને એક પાઈ પણ મારી મિલ્કતમાંથી નહિ મળે' વગેરે વગેરે જેમ આવે તેમ બોલ્યા. બાએ પણ એમના બોલવાને પુષ્ટિ આપી."

"પછી?"

"શું કરવું તે સૂઝતું નથી."

"ત્યારે જોની, જગુ, તું હા કહે." એનું મન જોવા મણિ બોલી: "મામાને નારાજ કરીને તું જઈશ કયાં? તને કોણ મૂળાની કાતરી જેવા પચ્ચીસ રૂપિયા આપવાનું હતું? ને તું ખાશે શું?"

"શું ખાઇશ? ઈશ્વરે દાંત આપ્યા છે, તો ચાવવાનું નહિ આપે?"

"પણ એ તે કંઈ તારૂં કામ છે? મામાના આશ્રયે જીવતા ભાણાથી એવું બોલાય? એ કામ

તો મરદ બચ્ચાનાં છે. અને તું તો છાણુમાંનો કીડો......"

વાત એટલેથી જ અટકી. મણિ અંદર ચાલી ગઈ ને જગુએ જોડા પહેરવા માંડયા; કારણ દાદર પરથી વીજુભાઇનાં પગલાં ઉતરતાં સંભળાયાં.

આ પછી એકાદ અઠવાડિયા સુધી મણિએ જગુને "નોર્કોઠા" કર્યો. એ બોલાવે તો પણ બોલે નહિ. એક દહાડો સવારનાં ડોસી દર્શને ગયાં હતાં. વીજુભાઇ બહાર ગયા હતા ને જગુ આવ્યો. ચોખા વીણતી મણિ પાસે ગયો.

"કાલે હું ચીમનભાઇને ત્યાં ગયો હતો." જગુ બોલ્યો.

"હં..." મણિએ વાત જાણવાના ઇરાદાથી હુંકારો દેવા માંડયો.

"મેં પેલી ફાંગીને જોઈ."

"હં!" મણિએ હુંકારો દેવો ચાલુ રાખ્યો.

"જરાક જ ફાંગી છે."

"હં!"

"ચીમનભાઇ કહે મારૂં જે છે તે એ છોકરીનું જ છે ને? મારે બીજું છે કોણ!"

"એટલે તેં કબૂલ કરી દીધું, કેમ!" મણિથી રહેવાયું નહિ એટલે એ એકદમ બોલી ઉઠી.

"જો મણિ, મારો અંદરખાનેથી તો વિચાર આ ફાંગી સાથે સહેજ પણ નથી, પણ હું શું કરૂં? બા કહે, મામા કહે, પછી શું કરૂં! ચાલ ભાઇ, તું કહે તેમ કરૂં."

"તું કહે તેમ કરૂં એમ મોઢેથી તું કહે છે ખરો, પણ કરવાનો નથી. તને બીક છે કે મામા તને પાઇ પણ ન આપી જાય તો તું શું કરે! તું બિચારો રસ્તામાં રવડી મરે! તું તે કંઈ મરદ છે! તારા કરતાં તો મારા જેવી છોકરી સારી. મને જો મામા એવું કહે કેના, તો હું તો એમના ઘરમાંથી તરત નીકળી જાઉં. નિશાળમાં માસ્તર થાઉં. નર્સનું શીખું. ગમે તેમ કરીને મારૂં પૂરૂં કરૂં, પણ તારાથી તો મામા વગર......"

મણિ છણકો કરી ફટ્ ઊઠી ગઈ. ચોખાની થાળીને એના પગની લાત વાગી. ચોખા વેરાઈ ગયા.

ત્રણેક દહાડા નીકળી ગયા ને મણિએ જગુને બોલાવ્યો.

"મારે તને એક ખાનગી વાત કહેવી છે." એ બોલી.

"શેની? મારા વિવાહની!" જગુએ પૂછ્યું.

"ના. મામાની એક બહુ જ ખાનગી વાત છે."

"બોલ, એવી તે શી વાત છે?"

"જો ભાઈ, તારે પણ મનમાં જ રાખવાની."

"હા હા. કોઇને નહિ કહું."

"પરમ દહાડે રાતના મામા પોતાનું વીલ લખતા હતા. આગલું વીલ જેમાં તને વારસ ઠેરવ્યો હતો તે રદ કર્યું. તેમાં ઠેકાણે ઠેકાણે ચોકડીઓ મૂકી હતી ને તેની જગાએ નવું લખતા હતા. લખતાં લખતાં ઉંઘી ગયા, એટલે મેં વાંચી લીધું. તેમાં તને રહેવાના ઘર સિવાય બીજું કંઈ જ આપ્યું નથી. એએક હજાર રોકડા આપ્યા છે. બાકીનું..."

"મારે બાકીનું નથી સાંભળવું." જગુ ઉશ્કેરાતો બોલ્યો: "પણ તું સાચું કહે છે?"

"નજરોનજર વાંચ્યું. તું કહે તો સોગન ખાઉં."

"હં! એમ બાબત છે! ડોસલો જુદી જ ગત રમે છે. પેલા ચીમનભાઈ પાસે વીલ કરાવી તેની મિલકત એની ફાંગીને અપાવી દે છે. એટલે હું જો એ ફાંગી સાથે પરણું તો મારે તો એના જીંદગી સુધી ગુલામ રહેવાનું! ડોસલો......" એ દાંત કચકચાવતો બોલતો હતો, ને બારણું ખખડયું. વીજુભાઇ દાખલ થયા. બારણું ઉઘડતું સાંભળતાં જ મણિ તો અંદર જતી રહી, ને પછી જગુનો મિજાજ હાથમાં નહિ રહ્યો.

"મામા કંસ! ભાણેજ સાથે કપટ! મારા મનમાં કે મામા સાથે કોણ બોલે? પણ હવે હું તમારાથી બીતો નથી. તમે મને કાઢી શું મૂકતા'તા! હું મારી મેળે જ જઇશ. હું પણ

જોઉં છું........"

"જગુ! જગુ!" વીજુભાઇ એને બોલતો અટકાવી વચમાં બોલ્યા: "છે શું? જરા ઊભો રહે. વાત કર........"

"મારે ઊભા નથી રહેવું. મારે વાત નથી કરવી. મેં બહુ ગુલામી વેઠી. રાત નથી જોઇ, દિવસ નથી જોયો. બપોરના ખરા તાપમાં પણ મેં કામ કર્યું છે. બસ, હવે હું ધરાઇ ગયો. હવે પચ્ચીસ મૂળાની કાતરી જેવા રૂપીઆમાં મારા જેવો બીજો વૈતરો લાવો તો ખરા?"

"અલ્યા, તને પાળીપોષી મોટો કર્યો..."

"તેના બદલામાં મેં તમારૂં બહુ વૈતરૂં કર્યું છે, મામા મારા! કંજુસના કાકા! ચીકણા લાદ!"

"હરામખોર! હું જેમ જેમ બોલતો નથી તેમ તેમ તુ ગમે તેમ ફાટયું ફાટયું બોલે છે? મને ગમે તેવાં વેણુ કહે છે........"

"હું હરામખોર તો મારે ઘેર રહ્યો. હું કાલે આવીશ. મારો હિસાબ કરીને પગાર ચૂકવી આપજો." એટલું બોલી જગુ બહાર નીકળી ગયો.

મણિ આ બધું સાંભળતી હતી. એના મનમાં જગુ માટે અભિમાન ઉત્પન્ન થયું. નહિ, જગુમાં પણ પાણી છે ખરૂં. પોતાના પગ ઉપર ઊભા રહેવાની એનામાં હિંમત છે ખરી. મામાની હાજરીમાં જગુને કાંઇ શાબાશી અપાય છે! પણ એને શાબાશી આપવા મળવું તો ખરૂં. એટલે સાંજના ડોશી સાથે દર્શને જવા વિચાર કર્યો. દર્શનની ભીડમાં ડોશીથી વિખુટા પડી જગુને મળી લેવું. પાડોશના એની બેનપણી સાથે જગુને ખબર મોકલી કે સાંજના મંદિર આગળ મળજે.

ડોશી કરતાં આડોશીપડોશીઓ સાથે વધારે હળેલી મણિ કોઇક જ વખત ડોશી સાથે દર્શને જતી. સગાંઓને ત્યાં જતી આવતી ખરી, ને હવે વીજુભાઇ એ છોકરીને કોઇ સાથે વીંટાળી દેવાની ફીકરમાંજ હતા.

સાંજના મંદિરે મહારાજ આરતી ઉતારવા પધાર્યા, ને ભીડાભીડ ને ધક્કામુક્કી થવા લાગ્યાં. એ ગડબડમાં મણિ બહાર નીકળી ગઇ. જગુ તો એની રાહ જોતો જ ઊભો હતો.

"મણિ, તારે મારી સાથે વાત કરવી હશે તે કરતાં મારે તારી સાથે વધારે વાત કરવી છે. મારા એક મિત્રનું ઘર પાસે જ છે. ચાલ ત્યાં." જગુ બોલ્યો.

"ના. ના. તારે જે કહેવું હોય તે અહીં જ કહે. કોઇને ઘેર નહિ." મણિ બોલી.

"અરે ના, ના કરતી ચાલની! પેલી હીરા ડોશી તને ખોળતી આવી પહોંચશે તો જરાય વાત નહિ થાય. મારા મિત્રના ઘરનું બારણું ઉઘાડું મૂકીને આવ્યો છું. ચાલ વહેલી."

"ના ના" કહેતી મણિ એની પાછળ ઘસડાઇ.

ભર વસ્તીમાં આવેલાં વલ્લભ સંપ્રદાયના મંદિરો સ્ત્રી પુરૂષ જેને જેવી જોઇએ તેવી સગવડ આપી શકે છે. ઋતુએ ઋતુમાં સવારના પાંચથી રાતના દશ અગીઆર સુધી ઠાકોરજીની ઝાંખીઓ જ થયા જ કરે છે. સ્થળ, સમયનો મેળ જેને જેવો જોઇએ તેવો દર્શનને બહાને મળી શકે છે.

મણિને જગુ પાસેના મહોલ્લામાં લઇ ગયો ને એ જણા ઘરમાં પેઠાં. જગુ તેને ત્રીજે માળે અગાસી હતી ત્યાં સુધી લઇ ગયો.

"ઘરમાં કોઇ નથી કે શું?" મણિએ પૂછયું.

"મારા દોસ્તની વહૂ હતી તો ખરી, પણ પડોશમાં ગઇ હશે."

"તેં આજે મામાને ઠીક સંભળાવી દીધું." મણિ એને શાબાશી આપતાં બોલી.

"તને પણ એમ લાગ્યું! પણ હું શું કરૂં! મારો મિજાજ હાથથી ગયો હતો."

"મામાને એવું કહેવાની જરૂર જ હતી. જે એમનાથી દબાય છે તેના પર એ દમ કસતા જ રહે છે. હવે તો એ તને તારે ઘેર બોલાવવા આવે ત્યારે જ આવજે. ફેરા ખાતો નહિ. હવે તારે શું કહેવું છે? જલદી કહી લે પછી હું જાઉં."




"કેમ, મારી સાથે એકલાં બીક લાગે છે?"

"ના, ના, બીક શેની? પણ પેલી ડોશી બોળા-બોળ કરી મૂકશે."

"કહેજે કે વંચકમાં બેઠી હતી. જો, આ ઘર કેવું છે? અગાશીમાં આવ. જો તો ખરી."

સંધ્યા સમય થયો હતો. મણિ અચકાતી અચકાતી અગાશીમાં ગઈ. આસપાસનાં ઘરો પર એમની નજર પડે પણ તે ઘરવાળાં એમને જુએ નહિ એવી રીતે તે બે જણુ અગાશીમાં છાપરાની પાંખ નીચે ઊભાં. સૂર્યાસ્ત થઇ ગયો હતો. ચાંદની વગરનો ઝાંખો ચંદ્ર દેખાતો હતો.

"મણિ, આ ચંદ્રમા કેવો દેખાય છે?" જગુએ પૂછયું.

"સુંદર" મણિ બોલી.

"ચાંદની વગરનો છે, તો પણ કેવો સુંદર દેખાય છે."

"બહુ સુંદર."

"આપણા મનમાં કંઇ કંઈ ભાવ ઉત્પન્ન કરે એવો એ દેખાતો નથી!"

મણિ નિરૂત્તર રહી.

બંને જણાં જરા વાર મૂગા રહ્યાં. જગુએ મણિના મોં તરફ જોયું. એના ભરાઉ ગાલ ને ગુલાબી રંગના હોઠ તરફ નજર કરી.

"મણિ, એ વાતને છ મહિના થયા, નહિ?" જગુ બોલ્યો.

"શેને? કંઈ વાતને!" અજાણી થતાં મણિએ પૂછયું.

"મેં તને ચુંબન કર્યું હતું તેને. તું તે દહાડે મારા પર ગુસ્સે થઈ હતી!"

મણિ કઈ બોલી નહિ.

"મને તારા પર ઉમળકો આવી ગયો હતો." જગુ બોલ્યો.

હવે મણિને બોલવા વારો આવ્યો. એણે સંભળાવી દીધું—

"તને મારા પર શેનો ઉમળકો આવે! તને તો પેલી ઢાંગી પર આવે."

"તેં જોયું નહિ? મામાને ઢંગોટી દીધા તો એ ઢાંગી કોણ! પણ મણિ, એ બધું તારે ખાતર. તારાં વેણને ખાતર. તેં મને ગુલામ ગણ્યો, કીડો કહ્યો, મરદની ગણત્રીમાંથી કાઢી નાંખ્યો."

"મારે ખાતર તેં આ બધું કર્યું? અરે ભગવાન!" નિશ્વાસ નાખતી મણિ બોલીઃ "તું જો ખરી વાત જાણે તો!"

"શી ખરી વાત? બોલ, કહી દે." જગુ આકળો પડતો બોલ્યો.

"મારાથી થતાં તો થઈ ગઈ પણ હવે..."

"પણ હવે શું છે? એવું શું થઈ ગયું?"

મણિની આંખમાં ઝળઝળિયાં ભરાઈ આવ્યાં. જગુ એની છેક પાસે ગયો. ગજવામાંથી રૂમાલ કાઢી મણિની ભીની આંખ લુછવા માંડી.

"મણિ, મણિ, શું છે?"

"કંઈ નહિ, ચાલ હવે."

"પણ મને તો કહે તો ખરી.

"ના ના. આજે નહિ. વળી કોઈ દહાડો કહીશ." એમ બોલી મણિએ ચાલવા માંડયું. જગુ એની પાછળ ચાલ્યો.

* * *

બીજે દિવસે સવારે જગુ મામાને ત્યાં હિસાબ કરવા ગયો. કોઈ દિવસ નહિ જોયેલું દૃશ્ય એણે ત્યાં જોયું. વીજુભાઇની ઓફીસમાં મણિ કોઈ દહાડો બેસતી જોવામાં આવેલી નહિ. તે દિવસે વીજુભાઇ, ઉઘાડે દિલે, મેલા પંચીઆના છેડા વડે ચસ્મા લુછતા હતા ને મણિ એમની પાસે શેતરંજી પર બેઠી હતી. તેમના મોં પર વિષાદની છાયા હતી.

"જગુ" વીજુભાઇ જગુને જોતાંજ બોલ્યાઃ" બેસ, નાદાન છોકરા! મણિએ હમણાં એક વાત કહી તેથી તું કાલે કેમ ઉશ્કેરાઈ ગયો હતો તે જણાયું. એ કહે છે કે ગઇ કાલે એણે તને એવું જુઠ્ઠું ભેરવી માર્યું હતું કે મેં મારૂં વીલ ફેરવ્યું છે ને

તને મારી મિલ્કતમાંથી રદ બાતલ કર્યો છે."

"બેરવી માર્યું હતું ? જુઠું ?" જગુ આશ્ચર્ય પામતો બોલ્યો

"હા, શબ્દેશબ્દ."

"હું હવે સમજાયું !" જગુ બોલ્યોઃ "મણિ, તેમાં તું કાલે આમ થઈ ગઈ હતી ?"

"મામા તને ગમે તેવાં વેણ કહે, લબડધક્કે લે, એ મારાથી ખમાતું નહોતું. તારામાં તારાપણું છે કે નહિ તે મારે જાણવું હતું. મને લાગ્યું કે તું જો તારાપણું નહિ બતાવે તો મામા તને પેલી ફાંગી સાથે પર........"

મણિ શરમથી બોલતી અટકી ગઈ.

ઘડીભર બધાં મૂગા રહ્યાં.

જમાનોખાયેલા વીજુભાઇ બધો પાર પામી ગયા. જગુનું વધારે પારખું જોવા એમણે વિચાર કર્યો.

"હું હવે સમજ પડી !" એ બોલ્યોઃ "જો જગુ, તને આ છોકરીએ બ્હેકાવી મૂકયો એટલે કાલે તું ગમે તેમ ફાટયું બોલ્યો. જા. તારો ગુનો માફ. પણ ચીમનભાઇને મેં વચન આપ્યું છે એટલે તારે........"

"મામા, તમે વચન આપ્યું હોય તો એ ફાંગી સાથે તમે જ પરણી લો. તમારા ભાણાને એ ન ખપે. તમારો ભાણો જો પરણશે તો તો" મણિ તરફ આંગળી બતાવતો જગુ બોલ્યોઃ "આ તમારી ભાણી સાથે જ."

"શું કહ્યું ? શરમાતો નથી !" વીજુભાઇ બોલ્યા. મણિને લાગ્યું કે બધો ઘાણ બગડી જશે એટલે એ જગુને વારતી બોલીઃ

"જગુ, તું હમણાં જતો રહે."

"ચાલ, ચાલ, આઘી ખસ !" જગુ બોલ્યોઃ "મામા, તમે વીલ ન ફેરવ્યું હોય તો ફેરવજો. તમારી મિલ્કત ગમે તેને આપી દેજો. મારે તમારે ત્યાં નોકરી કરવી નથી એ પણ નક્કી જ. હું તમારાં ધરાકોમાંથી મોટાં મોટાંને કાલે રાતના જ મળી આવ્યો. તેમને બધી હકીકત કહી. બધાએ મને કામકાજ સોંપવા હા કહી છે. મને જે કંઈ થોડું ઘણું મળશે તેનાથી હું ચલાવીશ. તમે તો મને પચ્ચીસ આપતા હતા, પણ હવે તો એક એક સોદામાં એટલા મળશે. લો મામા, પ્રણામ. બોલ્યુંચાલ્યું માફ કરજો."

વીજુભાઈ ઘડીભર જગુ સામે જોઈજ રહ્યા. એમણે જોયું કે વધારે તાણતાં તૂટી જશે. ડાહ્યા વાણીઆએ તૂટે તે પહેલાં સાંધવા માંડયું.

"બેસ, બેસ, મારી વાત સાંભળ." ધીમા, સ્વરે સમજાવતા વીજુભાઈ બોલ્યા.

જગુ બેઠો.

'મને શી ખબર કે તારું મણિ પર, ને મણિનું તારા પર મન છે ?"

મણિએ શરમથી નીચું જોયું. જગુની એની તરફ વળેલી આંખોને, મણિએ પોતાની આંખ ફાંગી કરીને ઉત્તર વાળતાં મુખ સ્હેજ મલકાવ્યું.

"ને જગુ, મારો ભાણેજ ગણું તો પણ તું, ને દીકરો ગણું તો પણ તું. મારે તને કસી જોવો હતો કે તારામાં કેટલું પાણી છે. હું ન હોઉં તો તું ચલાવી શકે એમ છે એવી મારી ખાત્રી થઈ છે. જા, કાલથી આ બધા કામની જુમેદારી તારી. તારાથી પહોંચાય નહિ તો બીજો માણસ રાખજે, સમજ્યો ! હું તો હવે માળા લઇને બેસવાનો. મણિ, તું નીચે જઇને કામે લાગ. મને શી ખબર, તારે જગુ સાથે પરણવું છે ?'

મણિ ઉઠી. જગુ પણ ઉઠતાં ઉઠતાં બોલ્યો—

"મને શી ખબર કે બધી દુનીઆ મારામાં કેટલું પાણી છે તે જોવા માગે છે ? મામાને મારી કમાવાની શકિતનું માપ કાઢવું હતું ને મણિને મારામાં મારાપણું છે કે નહિ........"

બોલતો બોલતો એ શરમાઈ ગયો ને દાદર ઉતરતી મણિની પાછળ એ પણ ઉતરી પડયો.

હું પૂછું છું, શું જીવન કેવળ એક કહાણી જ છે?

ક્ષિતિજની એ નાનીશી ધૂંધળી રેખાની ભીતર, મારો નાનો શો સંસાર સરજી, કેટલાય દિવસથી હું મારો જીવનપંથ કાપી રહી છું. એ અપૂર્ણ જીવનપંથનો અંત ક્યારે અને ક્યાં આવશે તે હું નથી જાણતી. વેદના અને ઉલ્લાસ, અશ્રુ અને હાસ્યના ચિત્રવિચિત્ર રંગોથી મારું આ ઇંટ-પથ્થરનું જીવન જાણે ઇન્દ્રધનુ જેવું બની ગયું છે. હું હસું છું, રડું છું, ગોધૂલિના ધૂંધળા પ્રકાશમાં મારા ભગ્નાવશેષ પર બેસી વિહંગણો જે સાંધ્યગીત ગુંજી જાય છે એને રાત્રીની સ્વપ્નિલ નિરવતામાં ગણગણ્યાં કરું છું. અને જ્યારે શ્રાવણની જળભરી વાદળીઓની છાયા નીચે, મારા ઉજ્જડ આંગણામાં ઊગી નીકળેલાં ઘાસ પરનાં ફૂલો, પવનની મંદ લહરીમાં ડોલી ઊઠે છે, ત્યારે ભૂતકાળની સ્મૃતિઓમાં વિવશ બની હું થથરી પડું છું.

એક સમય હતો, ઘણા દિવસ થયા, ત્યારે હું યુવાન હતી. ચૂનાથી રંગેલી મારી શુભ્ર અટ્ટાલિકાઓની મસ્ત જવાની પર ચંદ્રના સમુજ્જ્વળ કિરણો ગેલ કરતાં. પવનની પાંખે ચડી અવકાશમાં સ્વચ્છંદે વિહરતાં વાદળાંઓ મારી ઉપર ઝઝૂમ્યાં કરતાં. તાજા વાર્નિશને લીધે ચળકાટ મારતા મારા દરવાજાના કમાડ સાથે પવનની લહરીઓ અકારણ છેડછાડ કર્યા કરતી. નાની અને સુકુમાર હોવા છતાં પણ હું સુંદર હતી. અને ઇંટ–પથ્થરની મારી કાયા હોવાં છતાં પણ નવયૌવનાની માદકતા હું અનુભવતી.

વિશાળ એવું મારું આંગણું હતું. એમાં આંબો, બોરસલ્લી અને એવાં જ બીજાં અનેક વૃક્ષો પ્રફુલ્લિત રીતે ડોલી રહ્યાં હતાં. આંગણા ફરતી કાંટાળા તારની વાડ હતી.

એ સમયનું મારું જીવન ચંદ્રકિરણ સમું શુભ્ર, સ્વચ્છ, નિર્મુક્ત હતું. એમાં પ્રકાશ હતો, જલન ન હતું; ચંચલતા હતી; બેચેની નહોતી. પરંતુ

અચાનક એક દિવસ મારા જીવનમાં પ્રભાત ફૂટયું. હૃદયની સફેદી પર અનુરાગની લાલિમા ઢળાઇ ગઈ. બચપણના ખિલખિલાટમાં યૌવનની વેદના ફૂટી પડી. જ્યોતિમાં જ્વાળાનો સંચાર થયો. મારૂં કાંઇક ખોવાઈ ગયું છે એમ હૃદયને લાગ્યું. પોતાને જાણે કોઈ નિધિ મળી ગયા છે એમ આંખોએ માન્યું.

આમ કેમ બન્યું ?

એક દિવસ મારી સામેની સડક પર એક વિશાળ પ્રદીપ ઝગમગી ઊઠયો—સ્નિગ્ધ, સ્વચ્છ, ઉદાર. વિમુગ્ધ બનીને બોરસલ્લીની ડાળીઓ વચ્ચેથી હું એને જોઇ જ રહી.

મારા દિલમાં પ્રગટેલી ઉત્સુકતા દબાવી, દૃષ્ટિને બીજી બાજુ ફેરવી બોરસલ્લીની કળીને મેં પૂછયું: "એ કોણ છે, બહેન?"

કળી પક્ષીઓને સુવાડી રહી હતી. બોલી: "હું શું જાણું ? જ્યાં તું ત્યાં હું !"

એટલામાં પાસેનો તારનો થાંભલો બોલી ઊઠયો: "બહેન, તું એને નથી ઓળખતી શું?"

ખૂબ જ બેદરકારીથી મેં કહ્યું: "ઊંહૂં."

તે હસીને બોલ્યો: "અચ્છા. હું તમને બધાંને એનો પરિચય કરાવું. જુઓ, એનું નામ છે શ્રી મ્યુનિસિપલ લેમ્પ ઉર્ફે સુધરાઇનો દીવો. એની તારીફ એટલી જ કે તે આખો દિવસ ઊંઘે છે, અને આખી રાત જાગે છે. આપણા શહેરની સ્થાનિક રાજસત્તાનો એ પ્રતિનિધિ છે અને સભ્યતાના પ્રચાર માટેનું આજન્મ વ્રત એણે લીધેલું છે. સંસારની શાંતિરક્ષાને માટે પોતાનું જીવન......"

"બસ, બસ." સુધરાઇનો દીવો ખડખડાટ હસીને બોલ્યો: "પ્રથમ પરિચય માટે આટલું ઘણું છે. હવે તમે તમારી પિછાણ કરાવો."

તારનો થાંભલો બોલ્યો: "આ છે બોરસલ્લી-બહેન. પક્ષીઓને સુવાડવાં અને એને પંખો નાખવો એ સિવાય બીજાં કોઈ પણ કામ સાથે એને મતલબ નહિ. અને આનું નામ છે શાન્તિનિકેતન. અમે બધાં એને શાંતિબહેન કહીએ છીએ. બહારથી એ જેટલી સુંદર છે એટલી જ અંદરખાને કઠોર છે. અને......"

દીવાએ હાથ જોડીને પ્રણામ કર્યા; બોરસલ્લીએ થોડુંક માથું હલાવ્યું; પણ હું તો એટલુંય ન કરી શકી: મંત્રમુગ્ધશી ઊભી જ રહી.

બીજે દિવસે, સવારમાં જ, આંબો અને તારના થાંભલા વચ્ચે ચડભડાટ થયો. પવનના ઝપાટાથી આંબાની એક ડાળી તારના થાંભલા સાથે અથડાઈ પડી.

થાંભલો ગુસ્સે થઇને બોલ્યો: "કેમ, નથી દેખાતું કાંઈ આંખે ?"

આંબાએ જવાબ આપ્યો: "આંખે ન દેખાતું હોય તને. આંધળો હોય મારો દુશ્મન."

"તો પછી મારા ઉપર શાનો ચડયોચડયો આવે છે ?"

"તું તે વળી કેદુનો રૂડોરૂપાળો તે તારા ઉપર હું નજરે કરૂં ?"

થાંભલાનો ક્રોધ ભભૂકી ઊઠયો: "તને તો જડમૂળથી ઊખેડીને ફેંકી જ દેવો જોઇએ: એ જ લાગનો છે તું: એક તો મને વગાડયું અને ઉપર પાછો શિરજોરી કરે છે !"

ખૂબ જ આવેશમાં આવી જઇને આંબો પોતાનું શિર હલાવી કાંઇક કહેવા જતો હતો, ત્યાં બોરસલ્લી વચ્ચે પડી: "નાહક શા માટે ઝગડો કરો છો તમે લોકો ? આ બધા ઉત્પાતનું મૂળ તો છે આ પવન. કેમ ભાઈ મ્યુ...મ્યુ...મ્યુ...અરે હું તો નામ પણ ભૂલી ગઈ!"

અમે બધાં હસી પડયાં. તકરાર હાસ્યમાં પરિણમી. બોરસલ્લી બોલી: "તમે તમારૂં નામ બદલો ભાઈ. દેશી મરઘી અને વિલાયતી બોલી ! ભલા, એ તે કાંઈ વાત છે ?"

દીવો હસીને બોલ્યો: "તો પછી તમે જ કોઈ નામ ચૂંટી કાઢો ને ?"

હવે નામ માટે ઝગડો શરૂ થયો. કોઇએ કહ્યું

"પ્રદીપ". કોઈએ કહ્યું "દિનકર". તારના થાંભલાએ વળી "પ્રકાશ–સ્થંભ" એવું નામ સૂચવ્યું. આંબાએ પણ કાંઇક કહેવું જરૂરી માન્યું. કંઇવાર સુધી પોતાનું ભારે મસ્તક હલાવી તે બોલ્યોઃ "નક્ષત્ર-દીપ" મારાથી પણ ન રહેવાયું. એટલે શરમાતાં બોરસલ્લીના કાનમાં મેં કહ્યું: "પ્રકાશ" બોરસલ્લી ભારે ઉત્સાહમાં આવી ગઇ. બોલીઃ "બસ, એ જ નામ ઠીક છે. 'પ્રકાશ' નામ જ બધાથી સુંદર નામ છે. આજથી હવે તમે બન્યા 'પ્રકાશ'. કેમ પસંદ છે ને તમને?"

દીવાએ પારદર્શક દષ્ટિથી એક વખત મારી સામે જોયું. પછી હસી પડયો. બોલ્યોઃ "પ્રકાશ... નામ તો સાચે જ સુંદર છે, પણ એક શરતે એ નામ સ્વીકારૂં."

"કહો, શી શરત છે?" આંબાએ જરા નીચે ઢળતાં કહ્યું.

ફરી એક વાર મારી અને દીવાની ચાર આંખ થઇ. મેં સંકોચ અનુભવ્યો. થોડી વાર પછી હસીને તે બોલ્યોઃ "મારી શરત એ કે શાન્તિબહેનનું પણ નામ બદલવું."

તારના થાંભલાએ પૂછ્યું: "કેમ?"

"એનાં ઘણાં કારણો છે." દીવાએ કહ્યું. "એક કારણ એ કે શાંતિ શબ્દ શાંત, સૌમ્ય ભાવ નિદર્શક છે. યૌવનની સ્વાભાવિક અવસ્થામાં શાંતિ કદી ન સંભવી શકે. જવાની એ તો તોફાન છે. એને શાંતિનું સંબોધન આપવું એ કુલડીમાં હાથ બાંધવા જેવું છે. અને બીજી વાત એ છે કે..."

'બીજી વાત વળી શું?" આંબાએ વચ્ચે જ પૂછ્યું.

"બીજી વાત તો એ, કે હીરાની કણીને જબરજસ્તીથી જૂઇ બનાવી દેવાનું ન તો શકય છે, ન તો વ્યવહારૂ. જૂઇનું સુકુમાર સૌન્દર્ય સારી વાત છે, પણ હીરાની કણીનો તીવ્ર પ્રકાશ એનાથી કોઈ રીતે ઓછો તો નહિ જ."

બોરસલ્લીએ મને ચૂંટી ભરી. તારનો થાંભલો બોલ્યોઃ "તમે બિલકુલ સાચું બોલ્યા, ભાઈ."

આંબાએ પૂછ્યું: "પણ ત્યારે બીજું નામ શું રાખીશું?"

દીવો થોડી વાર શાંત રહી બોલ્યોઃ "પાષાણી-બહેન!"

દીવાનું કહેવું સાંભળી બધાં ખડખડાટ હસી પડયાં. મારી આંખમાંથી તો અંગારા ઝરવા લાગ્યા. અંગારઝરતી આંખે હું દીવા સામે જોઇ રહી.

તે હસી રહ્યો હતો.

હું મારા મન સાથે વિચાર કરવા લાગીઃ મારૂં નામ એણે પાષાણી શા માટે રાખ્યું? શું મને એ ચીડવવા માગે છે? અથવા મારાથી કાંઇ દોષ થઈ ગયો હશે તેનો એ બદલો લે છે? મારૂં કુતૂહલ વધવા લાગ્યું. હૃદયમાં ખળભળાટ મચ્યો. અલબત્ત ચાલુ નામથી હું અસંતુષ્ટ તો નહોતી જ. અને શાંતિ નામ કંઇ ખરાબ તો છે જ નહિ. છતાં પણ એમાં માદકતા તો નથી જ. રસ પણ નહિ. એમાં તો એક પ્રકારનું ભોળપણ જણાય, સુકુમારતા લાગે, નિર્દોષતા ભાસે...પણ પણ...એમાં ફિલસૂફી વધારે ને કવિત્વ ઓછું. અને પાષાણી? કેવું ચોટતું આવે એવું નામ છે? એમાં કેટલી વેદના, કેટલો ઉપાલંભ, કેટલી લુચ્ચાઇ ભરી છે? મારા કણેકણમાં પ્રતિધ્વનિ ગુંજી ઊઠયોઃ "પાષાણી!" કોઇ અવ્યક્ત ભાવનાથી હું કંપી ઊઠી. અને છતાં પણ મનમાં તો મેં નિશ્ચય કરી લીધો કે આ બનાવ ઉપર જરૂર ઝઘડો કરવો.

બે ત્રણ દિવસો એમ ને એમ વીતી ગયા. મારે ઝગડો કરવો હતો એટલે દીવા સાથે હું કાંઇ બોલતી જ નહોતી. તેમ હજી સુધી ટંટો કરી શકી નહોતી. અવસર જ નહોતો મળતો. વળી એક એ કારણ પણ હતું કે મારે મારા તરફથી પહેલ નહોતી કરવી. એમ કરવું એ તો પોતાની જ દુર્બળતાનું દર્શન કરાવવા જેવું મને લાગતું, મારે પહેલાં એની પાસે જ કાંઇક બોલાવવું હતું.

રાતના ત્રીજા પહોરનો સમય હતો. અંધારઘેરી

આકાશમાં તારાઓ ચમકી રહ્યા હતા. બધાં સૂતાં હતાં. રસ્તા પરથી ચાલ્યા જતા કોઈ એકાકી પથિકના ગીતનો મસ્ત ધ્વનિ વાતાવરણ સાથે અટવાતો વહી જતો હતો. મારી ઊંઘ ઊડી ગઈ. આંખ ઉઘાડતાં જ મેં જોયું તો દીવાનો પ્રકાશ ઘણે દૂર સુધી એ પથિકને પહોંચાડી આવ્યો. પથિકના ગીતનો ધ્વનિ ધૂંધળી ક્ષિતિજ રેખાની પેલે પાર નિસ્તબ્ધતામાં ડૂબી ગયો. દીવો તો રાતના અંધકારમાં નિષ્પ્રાણ જ્યોતિબિન્દુની જેમ ઊભો હતો. અચાનક તે ચંચળ બની ગયો. હું જાગી ગઈ છું એની એને કોણજાણે કેમ ખબર પડી ગઇ!

કોમલ પણ ધ્રૂજતે સ્વરે એણે મને બોલાવી "પાષાણીબહેન!"

હું કંઈ ન બોલી.

સ્વપ્નમાં બોલતો હોય એમ એ બોલવા લાગ્યો: "કેટલું સુંદર ગીત હતું? કેટલું દર્દ ભર્યું હતું એમાં? કેટલી મીઠાશ ટપકતી હતી એની ભીતરથી? શાંત વિજન પંથે હૃદયની વેદના આટલી બધી કેમ વિખરી પડે છે તે કદી વિચાર્યું છે, પાષાણીબહેન?"

હું ચૂપ જ રહી.

થોડી વાર અટકી પાછો એ બોલવા લાગ્યો: "મધરાત એ મહાપ્રલયની અમર શાંતિનું નાનું શું પ્રતિબિંબ છે. આવી મધરાતની શૂન્યતામાં જાગી ઊઠેલો વ્યાકુળ પ્રાણ પોતાના એકલપણા પર કંપી ઊઠે છે. એકત્વમાં અધૂરાપણું છે, અશાંતિ છે. દ્વિત્વમાં જ જીવનની પરિપૂર્ણતા છે. જ્યારે એકત્વ જાગ્રત બની દ્વિત્વ બનવા માટે ક્ષુબ્ધ. અશાંત બની ઊઠે છે ત્યારે એની વેદના અશ્રુ અને દર્દભર્યાં ગીત દ્વારા ફૂટી નીકળે છે. અને... અને...અરે, સૂઈ ગઈ શું પાષાણીબહેન?"

ખોટી ગંભીરતા ધારણ કરી મેં પૂછ્યું: "મને તમે પાષાણીબેન કેમ કહો છો?"

દીવો વિસ્મિત બની બોલ્યો: "કેમ કહું છું કેમ વળી? તમારૂં નામ જ પાષાણી છે ને?"

ગુસ્સાભર્યા સ્વરે હું બોલી: "મારૂં નામ તમે પાષાણી કેમ રાખ્યું?"

"કારણ તો કહ્યું હતું તે દિવસે."

"બિલકુલ ગલત વાત છે હીરાની કણી અને જૂઈના ફૂલની ઉપમા હું નહોતી સમજી અને સમજવા માગતી ય નથી. મને પાષાણી કહેવાનો તમને કોઈ જ અધિકાર નથી."

દીવો હસી પડ્યો અને બોલ્યો: "ઇંટ–પથ્થરની તો છો, પછી તને પાષાણી કેમ ન કહું?"

પગથી માથા સુધી મને આગ લાગી ગઇ. મેં કહ્યું: "જો એમ જ હતું તો હું પણ તમને લાકડાનો થાંભલો અથવા કાચની પેટી કે એવું જ કાંઇક કહી શકી હોત, પણ મને તો......"

વચ્ચે જ દીવો બોલી ઊઠ્યો: "તમે મારૂં નામ 'પ્રકાશ' રાખી મારૂં જે દુર્લભ સન્માન કર્યું છે, એ માટે હૃદયથી હું તમારો આભારી છું. પણ તેથી કંઇ હું જૂઠું તો બોલી શકું નહિ."

આવેશ સાથે મેં પૂછ્યું: "આમાં સાચખોટની વાત જ ક્યાં છે?"

તે સંતપ્ત ભાવથી બોલ્યો: "જે સત્યને સમજવા મારૂં આખું જીવન વીત્યું એ સત્ય તને એક ક્ષણમાં સમજાવી શકું એટલી યોગ્યતા મારામાં નથી અને છતાં તું પૂછે છે એટલે કહું છું કે સ્ત્રીહૃદયની રચના બે જાતનાં દ્રવ્યોના મિશ્રણથી થઈ છે. તેમાં એક તો ફૂલથી પણ કોમળ અને ઝાકળબિન્દુથી પણ સુકુમાર છે, અને બીજું વજ્રથી પણ કઠોર અને વીજળીથી પણ તીક્ષ્ણ. બન્નેના તારતમ્યની જ..."

હું વચ્ચે જ બોલી ઊઠી: "સ્ત્રીહૃદયની તમારી આ વિદ્વત્તાપૂર્ણ વિવેચનાને જો સાચી માનવામાં આવે તો પણ મને આ કારણે કઠોર કહેવાનો તમને હક્ક નથી. તમારી સાથે મેં કશી કઠોરતા તો બતાવી નથી."

તે હસીને બોલ્યો: "તમે મારા તરફ કોઈ જાતનો કઠોર વર્તાવ નથી કર્યો એટલા માટે હું

તમને કોમળ કહું એ તો કાંઇ બરાબર નહિ. માફ કરજો, પણ તમારી કઠોરતાનું સર્વથી મોટું પ્રમાણ એ જ છે કે તમે રૂપ અને યૌવનથી સંપન્ન છો. ઇશ્વર જેને સમૃદ્ધિ આપે છે એને એના રક્ષણ માટે અસ્ત્ર પણ આપે છે અને તમારું એ અસ્ત્ર તે કઠોરતા. આ નિયમમાં અપવાદ હોઈ શકે, પણ તેથી કાંઈ એ નિયમની વ્યાપકતા પર એની અસર ન જ પડે."

ક્ષિતિજના પૂર્વ ખૂણામાં ઉષાએ લાલ રંગના સાથિયા પૂરી દીધા. પ્રભાતવાયુ આળસ મરડી રહ્યો. બોરસલ્લી પર સૂતેલાં પક્ષીઓ જાગી ઊઠયાં.

અમે બન્ને ચૂપ બની ગયાં!

નારીહૃદય પણ કેટલું બેસમજ છે? ઇચ્છા હોવા છતાં પણ હું એના પર ક્રોધ ન કરી શકી. એણે મને કઠોર કહીઃ ઈંટ પથ્થર અને ન જાણે, શું શું કહી મને સતાવી અને છતાં પણ હું હૃદયથી એના પર નારાજ ન બની શકી. મારા મનને મેં એક વાર પૂછયુંઃ "શા માટે હું એનું કહેવું સહન કરું છું? તે મારો કોણ છે?"

અંતરિક્ષ તરફ તાકી આંખોએ કહ્યુંઃ "તે તો છે દિવ્ય પુરૂષત્વ! જ્યોતિર્મય રસસ્નિગ્ધ તેજ......"

આંખને બોલતી અટકાવી કાન વચ્ચે પૂરાયોઃ "અને એના તિરસ્કારમાં પણ કેટલો રસ છે! ઉપેક્ષામાં કેટલું સન્માન છે! એની વાણી......"

વચ્ચે જ હૃદય બોલી ઊઠયુંઃ "અને સાચું પૂછો તો......"

હું સમજી ગઇ કે આ બધાં મળી મારા વિરૂદ્ધ ષડયંત્ર ગોઠવી રહ્યાં છે. ચૂપ જ બની ગઇ. પરંતુ ક્રોધ ન ઊપજવા છતાં ક્રોધ કરવાનો અભિનય કરવાનું જરૂરી હતું. બે ત્રણ દિવસ સુધી હું દીવા સાથે ન બોલી. બધાં મળી વાતો કરતાં પણ હું તો કેવળ સાંભળ્યા જ કરતી.

એક દિવસ, સૂર્યાસ્ત પછી, અરૂણ રંગે રંગાએલી રજનીના નવયૌવનની એંધાણી સમા ઊગતા તારકોને હું ગણી રહી હતી. એટલામાં દીવાની બૂમ સંભળાઈઃ "બહેન!" અમારા મંડળમાં માત્ર બહેન તરીકે હું જ સંબોધાતી એવું કાંઈ નહોતું. મેં જવાબ ન આપ્યો અને આકાશ સામું જોઈ રહી. દીવાએ ફરી મને પોકારીઃ "પાષાણીબહેન!"

હું કાંઈ બોલી નહિ. કેવળ એક વખત તેના તરફ નજર કરી આંખો ફેરવી લીધી.

એણે કહ્યુંઃ "એક વાત કહું?"

"ખુશીથી." રૂક્ષ સ્વરે હું બોલી.

"પણ તું નારાજ તો નહિ થાય ને?" એ કાંઈક સંકોચ સાથે બોલ્યો. મેં મનમાં ને મનમાં વિચાર્યું, જો એમ બને તો શું જોઇએ! હું ચૂપ રહી.

તે બોલ્યોઃ "સંધ્યાવેળાની આ સિંદુરવર્ષામાં તું કેટલી સુંદર લાગે છે! જાણે કે કોઈ હંસિની પોતાની પાંખો પર લાલ ફૂલ પાથરી મુક્ત આકાશમાં ઉડ્ડયન કરવા તત્પર હોય તમારી..."

તેને બોલતો અટકાવી ભાવહીન સ્વરે હું બોલીઃ "મને આ બધું કહેવાની મતલબ?"

દીવો જરા છોભીલો પડયો. પણ પછી બોલ્યોઃ "મતલબ કાંઇ નહિ. દુનિયામાં બધી વાતો કાંઇ મતલબ હોય તો જ નથી થતી. સૃષ્ટિની ઉત્પતિ વિના પ્રયોજને જ થઈ છે. સારૂં નક્ષત્રમંડળ નિષ્પ્રયોજન જ આકાશના અનંત વિસ્તારમાં ચક્કર માર્યા કરે છે. જીવનમાં પ્રયોજન જ સર્વ કાંઇ છે એમ નથી. એ તો..."

એને બોલતો અટકાવી આકાશ તરફ જોતાં મેં કહ્યુંઃ "બની શકે."

દીવો થોડી વાર ચૂપ રહ્યો, પછી ગંભીર સ્વરે બોલ્યોઃ "શાંતિબહેન, મારા બોલવાનો તમે જો કાંઇ બીજો જ અર્થ સમજ્યાં હો તો તેનું મને અત્યંત દુઃખ છે. મને ક્ષમા કરો! મારી જીવનની આ પહેલી અને...અને કદાચ છેલ્લી ભૂલ હતી. હું..." તે આગળ ન બોલી શકયો.

હું ખૂબ મોડે સુધી જાગી. હું જેવું ઇચ્છતી હતી તેવું ન બન્યું. હું એને આઘાત પહોંચાડવા




માગતી હતી. માત્ર ઝગડો જ કરવા ઇચ્છતી હતી. અરધી રાત વીત્યા પછી જ્યારે બધાં સૂઇ ગયાં ત્યારે મેં જોયું તો તે અનિમિષ નયને શૂન્ય તરફ જોઈ રહ્યો હતો. તેના હૃદયમાંથી પ્રકાશ નીતરી રહ્યો હતો. તેની આંખોમાં અભિમાન વિલસી રહ્યું હતું. જિંદગીમાં પહેલી જ વાર મેં એને બોલાવ્યો "પ્રકાશ!"

તે ચમકી ગયો. પછી સ્વસ્થ બની બોલ્યોઃ "મને બોલાવ્યો ?"

મારી ઇચ્છા એની ક્ષમા માગવાની હતી, પણ શબ્દો બહાર નહોતા નીકળતા. પુરુષોની જીભમાં વિષ પણ છે અને અમૃત પણ છે; પણ સ્ત્રીઓની જીભમાં કેવળ વિષ જ હોય છે. એનો અમૃતકળશ એ એની આંખો. સ્ત્રીના હૃદયની ભાષા જીભથી નહિ, આંખોથી બોલાય છે. એની મૂક દૃષ્ટિમાં કેટલુંય સાહિત્ય ભર્યું રહે છે; પણ એને કોઇ નથી સમજી શકતું. વાત બદલી હું બોલીઃ "ચાંદની કેટલી સુંદર ખીલી છે!"

તે કાંઈ ન બોલ્યો.

થોડી વાર ચૂપ રહી હું બોલીઃ "કાંઈ વિચાર કરી રહ્યા છો શું?"

તે કાંઇક હસવા જેવું મોં કરી બોલ્યોઃ "જન્મથી જગતમાં જે એકલો જ છે એને માટે વિચાર એ ક્રિયા નથી રહેતી. તે તો એના જીવનમાં વ્યાપ્ત જ હોય છે. એના શ્વાસ સાથે જ મળી જાય છે."

થોડી વાર અમે બંને ચૂપ રહ્યાં. સુમસામ લાગતી મધ્યરાત્રિ વધુ નિસ્તબ્ધ દીસવા લાગી. હું બોલીઃ "પ્રકાશ, તમારા આ તપોમય જીવનની મને ઇર્ષા આવે છે. પ્રભુ કરે ને હું તમારી જેમ..."

તે હસી પડ્યો અને બોલ્યોઃ "શાન્તિબહેન, પ્રશંસા કરવી એ પુરુષોનો ધર્મ છે, એટલે એ એને માટે છોડો. તમારા લોકો માટે તો......"

"કેમ બોલતા બંધ થઇ ગયા? કહો, કહો."

દીવો ગંભીર બની બોલ્યોઃ "બહેન, જન્મથી એકલો હોવાને કારણે ભાષા અને ભાવો પર હું સંયમ નથી રાખી શકતો. મારા માટે કાંઈ વિચારવું કે બોલવું એ બે વચ્ચે મહત્ત્વપૂર્ણ અંતર નથી. સાથે કોઈ વખત ગોટાળો પણ થાય. અને સાચું પૂછો તો થાય છે જ."

"એમ કેમ બને છે?" મેં પૂછ્યું.

"એટલા માટે કે દુનિયા શબ્દોની હવાખોરીમાં વિશ્વાસ નથી મૂકતી. એમને માટે તો શબ્દો કોઇ જરૂરત, કોઈ પ્રયોજન હોય તો જ બોલવા જોઇએ એવું છે. આ વ્યવસાયિક જગતમાં ઉદ્દેશહીન રખડવાની કે ફરવાની કોને ફુરસદ છે. હવેથી હું વાણી પર સંયમ રાખવાની......"

તેને આગળ બોલતો અટકાવી આવેશપૂર્વક મેં કહ્યુંઃ "પ્રકાશ, મારા કહેવાનો અર્થ બીજો, બિલકુલ બીજો જ હતો. તમે એને સમજ્યા નહિ. અને કદાચ નહિ સમજી શકો. મને માફ કરો."

દીવાએ સંકોચ અનુભવ્યો. તે બોલ્યોઃ "શાન્તિબહેન......"

વચ્ચે જ હું બોલીઃ "એક બીજી વાત. હવેથી તમારે મને પાષાણીબહેન કહેવું પડશે. શાન્તિબહેન કહેશો તો હું બોલીશ જ નહિ, સમજ્યા?"

"સમજ્યો."

પ્રેમ એ હૃદયનું જાગરણ છે. મારા જીવનની પ્રશાન્ત સ્નિગ્ધ ધારામાં લાલસાઓની નાની નાની લહરો ભરાઇ આવી. હૃદયના સૂતેલા સાંધા હલી ઊઠ્યા. મારા નિશ્વાસમાં ઇચ્છાઓ ભળી ગઇ. હૃદયના થડકારમાં અનુરાગ વસી ગયો. યુગ યુગથી સૂતેલી ભાવનાઓને પ્રેમે જાણે કે હાથ પકડી, હલાવી, જાગૃત કરી દીધી. મારું સ્ત્રીત્વ અહલ્યાની માફક ઊઠી બેઠું.

કારતક મહિનો હતો. મારા દરવાજાની સામે શરદનું સૌન્દર્ય ફૂલોમાંથી ટપકી રહ્યું હતું. ચૂનાથી નાહીને હું ફૂલોનો શણગાર સજી રહી હતી.

શ્રૃંગાર સ્ત્રીની ઉપાસના છે. દેવતાઓને રીઝવી પ્રેમનું વરદાન પામવા માટેની તપસ્યા શ્રૃગારનું રૂપ ધારણ કરે છે. હું શણગાર સજતી હતી અને મનમાં ને મનમાં વિચારતી જતી હતી. આજ હું મારા સૌન્દર્યના ઝગઝગાટે બધાની આંખો ચમકાવી દઇશ અને દીવો તો બસ વિસ્મય–વિમુગ્ધ બની જવાનો. મારી આંખો મારા તરફ હતી પણ કાન એના તરફ મંડાઈ રહ્યા હતા.

સંધ્યા થઈ, બત્તીઓ સળગી; પણ દીવો તો ચૂપ જ હતો–શાન્ત ગંભીર, ઉદાસ. જ્યારે ચારે તરફ ઉલ્લાસ ઊછળી રહ્યો હતો ત્યારે તે તો આ ઉલ્લાસ–લહરીમાં પથ્થરની જેમ વિસ્તબ્ધ ઊભો રહી, ન જાણે શું ય વિચારી રહ્યો હતો. આશ્ચર્ય અને રોષથી હું બેચેન થઈ ગઈ. મારા હૃદયને ઠેસ લાગી. આટલી ઉદાસીનતા! આટલી ઉપેક્ષા!

અંધારું થવા લાગ્યું. મારા અંગે અંગે પ્રદીપોના ઘરેણાની સજાવટ લાગી રહી. મારી જ્યોતિથી દિશાઓ પ્રદીપ્ત બની ઊઠી. એક તો ભર્યું ભર્યું યૌવન અને એમાં મનમાન્યો શ્રૃંગાર. સોનાની અંગૂઠીમાં જેમ હીરો ચમકે તેમ હું ચમકી રહી. અને છતાં તે કાંઈ ન બોલ્યો. મારી સામે જોયું પણ નહિ. હું મારું સર્વસ્વ લઇ એના સામે ઊભી હતી; મારા રૂપ–યૌવનની બધી નિધિ ખોલીને તેના પ્રતિક્ષા–પથ પર મેં બિછાવી દીધી હતી; પણ એને એણે ઠોકર મારી. ઠોકર મારી એટલું જ નહિ પણ બધું ભૂલી ગયો. મારી ઇચ્છાઓ ઉપર પાણી ફર્યું. સ્વપ્નાંઓના ચૂરેચૂરા બોલી ગયા. બધો શ્રૃંગાર એમ ને એમ રહી ગયો. મારું હૃદય વ્યથાએ ઘેરાયું.

એટલામાં જ તારના થાંભલાએ કહ્યું: "બહેન, આજ તો તમને જોતાં એમ લાગે છે કે જાણે આખું નક્ષત્રમંડળ પૃથ્વી ઉપર ઊતરી આવ્યું, વધાઈ!"

ઓરસલ્લી હસી પડી ને બોલી: "તું તો પુરૂષ છે. તને ઉપમા દેતાં શું આવડે? કાળા નક્ષત્રમંડળ સાથે તુલના કેવી? એમ કેમ નથી કહેતો કે પ્રદીપોનો શ્રૃંગાર સજી બહેન નક્ષત્રમંડળનો ઉપહાસ કરી રહી છે."

દીવા તરફ મેં આડી નજરે જોયું. પણ એ તો બિલકુલ ચૂપ હતો. જાણે કાંઇ સાંભળતો જ નથી. જાણે કે મારું અસ્તિત્વ જ નથી. ક્રોધ અને નિરાશાથી હું ક્ષુબ્ધ બની ગઇ.

અરધી રાત થઈ. દીવાઓ ઓલવાવા લાગ્યા. હું તંદ્રામાં ડૂબી હતી. એટલામાં કોણ જાણે કેમ હું જાગી ગઈ અને એકાએક ચમકી ઊઠી. મારી બાજુમાં જામફળનો એક બગીચો હતો. એ બગીચામાં એક નાની એવી ઝૂંપડી હતી. પાણી અને તડકાથી એનો રંગ કાળો પડી ગયો હતો. પવનની થપાટો ખઈ ખાઈ એની કાયા જર્જરિત બની ગઈ હતી. વાંસના બે ત્રણ ટેકાને આધારે પોતાની કાયા ટકવીને એ બિચારી ઊભી હતી. એની સામે એક કાચો ચબૂતરો હતો અને એના પર એક તુલસીનો છોડ હતો. એ છોડની નીચે દીવાળીના ત્રણ દીવા હતા, જેમાંથી બે બૂઝાઈ ગયા હતા અને એક ધીમું ટમટમી રહ્યો હતો. મેં જોયું: ઝૂંપડી રડતી હતી અને દીવાના કિરણો રહી રહીને એના આંસુ લૂંછતાં હતાં. મને કુતૂહલ થયું. મને લાગ્યું. આ વળી કેવું નાટક ભજવાઈ રહ્યું છે! શંકાશીલ હૈયે એની વાતો હું સાંભળવા લાગી.

પવનનો એક આંચકો આવ્યો. ઝૂંપડી થથરી ઊઠી. દીવાએ રૂંધાએલા સ્વરે પૂછયું: "શું તું એમ માને છે કે હું પણ તને બીજાઓ જેમ ભૂલી જઇશ?"

ક્ષીણ સ્વરે ઝૂંપડી બોલી: "એમ તો કેમ કહું? અને હું તો મારા ભૂતકાળને મળવા જઈ રહી છું. ભવિષ્યમાં શું થશે એ કોણ જાણે છે? અને તમે મને ભૂલી ન જ શકો તો મારા ઉદાસ જીવનની યાદમાં કોઈ કોઈ વખત બે આંસુ પાડજો. અને...અને—"

એને બોલતી અટકાવી દીવો બોલ્યો: "હવે

તમે સૂઇ જાઓ. તમારો જીવ ઠીક નથી લાગતો."

એક સૂક્કું હાસ્ય મોં પર લાવી ઝૂંપડી બોલી: "સૂવું તો છે જ; પણ આ દીપાવલી શું ફરી પાછી આવશે? આ કાળી અમાસનું જે બધું જ અંધારૂં મારા હૃદયમાં સમેટાઇને બેઠું છે, એને તમે પૂછો, કે મારી કહાણી શી છે? અમે બન્ને એક બીજાને ખૂબ પિછાણિયે છીએ."

દીવો ગંભીર બની બોલ્યો: "તમે કાંઇ ન બોલો. તમારી તબિયત ઠીક નથી. તમે સૂઇ જાઓ."

"પણ મારી વાત તો પૂરી સાંભળો. આવી ઘડી ફરી પાછી નહિ આવે. તમને કયાં ખબર છે કે રોશનીથી હું કેટલી બધી ડરૂં છું. સૂર્યના પ્રકાશમાં મારા દિદાર જોઇ હું પોતે જ ઘૃણા અનુભવું છું. ચંદ્રના કિરણો મારો ઉપહાસ કરી ચાલ્યા જાય છે. તમારા અજવાળામાં પણ મારી છાતી થડકવા લાગે છે. શું ખબર, તમે પણ આ અસ્થિપિંજર જોઇ ન ડરી જાઓ. મારા જીવનનો સાથી તો બસ આ અંધકાર જ છે. એની ગોદમાં તો હું મને પોતાને પણ ભૂલી જાઉં છું. અને ત્યારે......ગભરાઓ નહિ, હું જલદી સૂઈ જઇશ......મારી પાંપણો નીચે મીઠાં મીઠાં સ્વપ્નાઓ વિખરી પડે છે. મારી કલ્પનાઓમાં ભરતી ચડે છે, અને હું...પણ આ બધી વાતોથી લાભ શું? ચાલો ત્યારે હવે હું સૂઈ જાઉં. કેમ હવે તો રાજી ને?"

ચબૂતરા પર તુલસીના છોડ પાસે ટમટમતો દીપક તેનો છેલ્લો પ્રકાશ ફેંકી બોલવાયો. ત્યાં અંધારૂં છવાઇ ગયું. દીવો ધીમા સ્વરે શું બોલ્યો તે હું ન સમજી શકી. ઝૂંપડી તો સૂઈ ગઈ, પણ હું આખી રાત ન સૂઈ શકી. મેં જે કાંઈ સાંભળ્યું હતું એનો એક માત્ર અર્થ મેં એ તારવ્યો કે બન્ને એક બીજાને ચાહે છે. મારા હૃદયને ભારે આઘાત લાગ્યો. હું ઠીક અંધારામાં રહી. તે તો પોતાનું હૃદય કોઇ બીજીને આપી ચૂકયો હતો. પછી હું એની કોણ? ઝૂંપડીને માટે મારા મનમાં દયા પણ આવી, ઈર્ષા પણ આવી. ક્રોધ પણ ઊપજ્યો. કેવી વાતો કરતી હતી બાળી? અને તે પણ કેવી રીતે! જાણે કે હવે એ બચવાની જ નથી. પરસ્પર વિપરિત ભાવનાઓથી મારૂં મન ડામાડોળ બની ગયું. દીવા ઉપર મેં ક્રોધ કર્યો કે નહિ એ મને યાદ નથી આવતું. માત્ર એક જ મુખ્ય ભાવના મારા દિલમાં રહી રહીને ઊઠતી હતી કે મારૂં સર્વસ્વ અર્પણ કરવા છતાં પણ હું એને મારો ન કરી શકી. મને એ સુંદરી સમજે છે, મારો આદર કરે છે, પણ મારા ઉપર એને પ્રેમ નથી! ભૂતકાળ મારી આંખો સામે ફરી વળ્યો. અનિચ્છાએ પણ મારી આંખમાંથી અશ્રુ ટપકી પડયાં. મારા સ્વાભિમાનને ભારી ધક્કો લાગ્યો અને મેં નિશ્ચય કર્યો કે હવે એની સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ ન રાખવો. સ્ત્રી જેમ પ્રેમ કરી શકે છે તેમ પોતાના પ્રેમીને તરછોડી પણ શકે છે. અત્યાર સુધી પ્રેમ કર્યો હવે હું એના ઉપર થૂંકીશ પણ નહિ.

આ બન્યા પછી કેટલાય દિવસો વીતી ગયા. હું મારા અસ્તિત્વની બધી રીતે રક્ષા કરીને પૂરી કઠોરતા સાથે કરેલા સંકલ્પને વળગી રહી. દીવો પણ કદાચ સમજી ગયો હશે, કારણ કે મારા સંકલ્પ–પાલનમાં એણે મને યથાશકિત મદદ કરી. જો કે આમ કરવું એ એને માટે તો એના પુરૂષત્વની પ્રશંસા કરવા બરાબર જ હતું.

અને પછી એક નવી ઘટના બની. એ દૃશ્ય હજી પણ હું નથી ભૂલી. જાણે ગઈ કાલે જ એ બન્યું! મારી પાસેના જામફળના બગીચામાં એક પાકો કૂવો હતો. ફાગણ માસ ચાલતો હતો. આમ્રમંજરીઓના ગુચ્છામાંથી બહાર નીકળી ટહૂકતી જતી કોયલ વાતાવરણમાં મીઠાશ રેડતી હતી. એક દિવસ અશોકપલ્લવથી લદાએલા મારા તોરણદ્વાર સમક્ષ શરણાઈ બજી રહી. આખીય શેરીની સ્ત્રીઓ લાલ–પીળા કપડાં પહેરી છમ–છમ કરતી મારા આંગણાંમાં મળી. બોરસલ્લીએ મને જોરથી ચીમટી ભરતાં કહ્યું: "તારી સગાઇ કૂવા

સાથે નક્કી થઈ ગઇ."

"મારી સગાઈ?" આશ્ચર્યથી મારી છાતી ધડકવા લાગી.

એટલામાં એક જામફળી ખડખડાટ હસીને બોલી: "ભાભી, તમારા ભોળપણુની પણ બલિહારી છે. તમને હજી સુધી કાંઇ જ ખબર નથી ?"

તારનો થાંભલો હસીને બોલ્યો: "અરે વાહ, હજી તો લગ્ન પણ થયું નથી ત્યાં તો તું ભાભી પણ કહેવા લાગી !"

જામફળી બોલી: "કૂવાદાદાની વહુ બનીને એ મારી તો શું, પણ આખા બગીચાની ભાભી બની ગઈ. કેમ શામળાભાઇ ?"

વૃદ્ધ શામળો ખાંસી ખાતો બોલ્યો: "જરૂર. જરૂર."

પાસે જ એક માલતીલતા એક ભ્રમરને પરાગ ચખાડી રહી હતી. તે વિનોદથી બોલી: "શામળાદાદા, ઘડપણુમાં પણ દિયર બનવાની હોંશ ન ગઈ?"

શામળાએ કહ્યું: "ગાંડી, ફાગણુમાં કોઈ વૃદ્ધ રહેતું હશે ?"

આખો બગીચો ખડખડાટ હસી પડયો. એ જ દિવસે કૂવા સાથે મારાં લગ્ન થયાં. અને મધરાતની નિસ્તબ્ધતાને ચીરતી કોઇ ચીજ બગીચામાં ખખડી ઊઠી. મારી આંખ ઊઘડી ગઇ. બોરસલ્લીની ડાળીઓ પર સૂતેલાં પક્ષીઓ ચીંચીં, કાંઉ કાંઉ અવાજ કરતાં ફફડી ઊઠયાં. બોરસલ્લીએ ચમકીને પૂછયું: "શું થયું ?"

મેં કહ્યું: "પેલી બગીચામાં હતી તે ઝૂંપડી તૂટી પડી."

"કેમ તૂટી પડી ?"

"ખબર નથી."

"કાશળ ટળી" એમ કહી પડખું બદલી તે સૂઇ ગયા. મેં દીવા તરફ જોયું. તે તો નિશ્ચલ નિર્વિકાર ઊભો હતો અને આ ધ્વંસ તરફ જોઇ રહ્યો હતો.

આ બનાવ બન્યા પછી કેટલા ય દિવસો વીતી ગયા. કેટલા દિવસો એ તો ખબર નથી પણ જાણે એક આખો યુગ વીતી ગયો હોય એવું લાગ્યું. મારી આસપાસ સારા પ્રમાણુમાં પરિવર્તન થઇ ગયું હતું. મારા પતિદેવે બીજું લગ્ન કર્યું. મારી એ શોકય એકદમ નવી ફેશનવાળી હતી. ચારે બાજુ કાચ મઢેલા હતા. દીવાલ પર રંગ-બેરંગી ચિત્રો ચીતર્યાં હતાં. ભોંયતળિયાની શોભા ચીનીલાદીથી વધી જતી હતી. એનો રંગ ચંપકલતા જેવો પીળો હતો. દુબળી-પાતળી, સુકુમાર એ જણાતી હતી. એને જોતાં હૃદયમાં પ્રેમ ઉછાળા મારવા લાગતો. જમરૂખનો બગીચો કાપી ત્યાં ગર્લ્સ-કોલેજ ઊભી કરવામાં આવી હતી. બોરસલ્લી અને આંબો હવે નહોતા. બોરસલ્લીના સૂકા શરીરના ટુકડા કરી લોકો તેને લઇ જતા હતા. એ દિવસ હું નથી ભૂલી. તે દિવસે હું ચોધાર આંસુએ રડી હતી. મારા જૂના સાથીદારોમાંથી માત્ર બે જ બાકી રહ્યા હતા: એક તારનો થાંભલો અને બીજો મ્યુનિસિપલ દીવો.

ભાદરવા મહિનાની અંધારી રાત હતી. વિધવાના ભવિષ્ય જેમ દિશાઓ અંધકારભરી હતી. ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો. આખું વિશ્વ જાણે સ્વાનામાં લપેટાઇ ગયું હતું. ઘનઘોર વાદળાંથી આકાશ છવાઇ ગયું. વીજળી ચમકી. એક ભયંકર કડાકો થયો અને એક આંબલીના ઝાડને ચીરતી વીજળી પૃથ્વીમાં સમાઈ ગઈ. મને ડર લાગ્યો. મારા જીવનની એ ક્ષણુ હું જન્મજન્માંતરે પણ નહિ ભૂલી શકું. અચાનક એક પરિચિત અવાજ મારા કાન પર અથડાયો: "પાષાણીબહેન !"

કેટલા દિવસ પછી આ અવાજ સંભળાયો ? તે જ મીઠાશ ! તે જ વેદના ! ભૂતકાળની સ્મૃતિ જાગી ઊઠી. જવાબ આપવો કે ન આપવો એની મને સૂઝ ન પડી,

ફરી દીવાની બૂમ સંભળાઇ: "પાષાણીબહેન, નથી સાંભળતી શું ?"

થડકતે કલેજે મેં કહ્યું: "પ્રકાશ, મને બોલાવો છો ?"

"હા તમને જ બોલાવ્યા. વીજળી ક્યાં પડી ?"

"ઘણું કરીને આમલી પર."

થોડી વાર અમે બન્ને ચૂપ રહ્યાં. હૃદયમાં હું આનંદભરી વેદનાનો અનુભવ કરી રહી હતી. "પાધાણીબહેન" એ છ અક્ષરોમાં ખોવાએલું મારું યૌવન જાગી ઊઠ્યું. આ કોમળતાભર્યા સ્વરે એક યુગ પછી એણે મને બોલાવી. કોઇ સ્વપ્ન જોઈ રહી હોઉં એમ મને લાગ્યું.

"બહેન !"

"પ્રકાશ !"

"તને ખબર છે, આજ કેટલા દિવસ પછી મને વાણી ફૂટી તેની ?"

"તમે જ કહો."

"જે દિવસે તમારાં લગ્ન થયાં તે દિવસે ઝૂંપડી સાથે મેં છેલ્લી વાત કરી હતી. જાણે એક જમાનો વીતી ગયો. આજે મારો સ્વર સાંભળી હું પોતે ચકિત બની ગયો છું."

ઝૂંપડી ! એના મોંએ ઝૂંપડી નામ સાંભળી મારા હૃદયમાં એક કંપારી ફેલાઈ ગઇ. કેટલીય વાતો મોંએ આવી ગઈ. કાંઇ ન બોલતાં હું ચૂપ જ રહી.

એણે કહ્યું: "મારું આ જીવન નિરવ ગતિએ ક્યાં સુધી ચાલ્યા કરશે એ હું નથી કહી શકતો; પરંતુ હવે હું જઇ રહ્યો છું. અને એથી મને થયું કે જીવભરી એ વાતો કરી લઉં. તું નારાજ તો નથી ને ?"

"તમે ક્યાં જવાના છો ?" બીક સાથે મેં પૂછ્યું.

જરીક હસી એણે કહ્યું: "ઝૂંપડીના શબ્દોમાં કહું તો ભૂતકાળને ભેટવા."

"હું સમજી નહિ." કંપતા સ્વરે મેં કહ્યું.

તે બોલ્યો: "પ્રગતિ તકાજો કરે છે કે મારે અહીંથી ચાલ્યા જવું. કાલે હું જોઈશ કે અહીં મારી જગ્યાએ વીજળીનો એક થાંભલો ઊભો થઇ જશે. અને..."

"અને તમે ? તમે ક્યાં જવાના ?"

"હું ?" એક સુકકું હાસ્ય હોઠ પર લાવીને તે બોલ્યો: "ઇતિહાસના કૂડા-કરકટમાં. જ્યાં ઝૂંપડી ગઇ, બોરસલ્લી ગઈ, બધાં ગયાં અને બધાં જશે ત્યાં. પણ એ વાત છોડો. તમને એક વાત પૂછું ?"

"પૂછો." મંત્રમુગ્ધની જેમ મેં કહ્યું: થોડી વાર અટકી એણે શરૂ કર્યું: "ખોટું ન લગાડશો, કારણ કે હું તો હવે જવા બેઠો છું. પરંતુ મારા ઉપર કદી......"

વીજળીનો એક ચમકારો થયો. તે બોલતો અટકયો. લજ્જાથી મારી આંખો નીચે નમી ગઇ.

"કહો. નહિ કહો મને ?"

"તમે પોતે જ એ નથી સમજી શકતા શું ?" ક્ષીણ સ્વરે મેં ઉત્તર આપ્યો.

"તો પછી તમે એકાએક બેપરવા કેમ બની ગયાં ?"

મારું ગળું ભરાઇ આવ્યું. હું કાંઈ ન બોલી.

"કદાચ તમે એમ માન્યું હશે કે હું ઝૂંપડીને ચાહતો હતો, કેમ ?"

"ચાહતા જ હતા ને વળી" મેં ધીરેથી કહ્યું. ફોરા પડવા લાગ્યાં. પૃથ્વી અને આકાશ મળી જાણે વર્ષાગીત ગુંજી રહ્યાં હતાં. વીજળી નૃત્ય કરતી હતી.

થોડી વાર ચુપ રહ્યા પછી તે બોલ્યો: "બહેન !"

"કહો."

"હું એમ વિચાર કરતો હતો કે આ જીવન શું છે—સત્ય કે સ્વપ્ન ? જો તે સત્ય છે તો પછી એમાં સ્થાયિત્વ કેમ નથી ? જો તે સ્વપ્ન છે તો પછી એનું સત્ય સ્વરૂપ શું છે ?"

થોડી વાર અટકી ફરી દીવો બોલવા લાગ્યો: "એ ક્ષણ અત્યારે પણ મારી આંખો સામે નાચી રહી છે કે જ્યારે તમે મને પહેલવહેલો બોરસલ્લીના પાંદડા ઓથેથી 'પ્રકાશ' કહી સંબોધ્યો.

ત્યારે મને લાગેલું કે જાણે મારા એકાકી સુમસામ જીવનમાં દ્વિત્વની છાયા પડી. અનંત અંતરિક્ષના પોલાણમાં નિરૂદ્દેશ ઘુમરીઓ ખાતી મારા જીવનની બસૂરી તાનને જાણે વીણાના તારનો ઓથારો મળી ગયો. પંચમ ષડજને સ્પર્શી રહ્યો.

"અને ત્યારે, એ ગોધૂલિ વેળાએ, સાંધ્યકિરણોની અરુણ પ્રભામાં રંગાએલી તમારી તુષાર કાન્તિ પર પ્રસન્ન થઈ મેં તમારૂં નામ પાડયું પાષાણી.

"સુંદરતાની તસ્વીર માટે કઠોરતા ફ્રેમ સમાન છે. ફ્રેમથી મઢાયલું તસ્વીરનું સૌન્દર્ય અધિક દીપી રહે છે. સુંદરતાને માટે કઠોરતા એ મીઠા શરબતમાં બરફ સમાન છે. માધુર્યની અતિ આવશ્યક સહચરી છે શીતળતા. તમને પાષાણી કહીને મારી શ્રદ્ધાંજલિનું પહેલું ફૂલ મેં તમને ચડાવ્યું. પણ તમે...તમે એને શું સમજો ?"

મારા હૃદયમાં ગડમથલ મચી રહી. ઘણું ઘણું કહેવાની મને ઇચ્છા હતી, પણ કંઈ ન કહી શકી. એણે બોલવું ચાલું રાખ્યું.

"મારા જીવનમાં એક નવીન અનુભૂતિ આવી વસી. કોમળ ભાવનાઓના વનફૂલ ન જાણું ક્યાંથી આવીને ખીલ્યાં. હૃદયમાં ભીડ લાગી રહી. મારા તપસ્વી જીવનના શુભ્રાકાશ પર કલાએ શ્રાવણનો સજળ શ્યામળ મેઘ છાઈ દીધો. પાનખરમાં વસંત આવી ગઇ. પરંતુ એ સ્વપ્નિલી ક્ષણ ઝાકળના બિન્દુ જેવી હતી. એક દિવસ નીંદરઘેરી આંખો પર કોઈના સંતપ્ત આંસુ ટપકી પડયાં. હું જાગી ઊઠયો.

"અષાઢની પાછલી રાત હતી. બધે જ શાન્તિ વિસ્તરી હતી. નવવર્ષાની શીતળ માદકતામાં સુસ્ત વું સૂતી હતી. હું એક ભુલાએલું ગીત યાદ કરી રહ્યો હતો. એટલામાં હું ચમકી પડયો. ઝૂંપડી રડતી હતી. મને એની સાથે બિલકુલ પરિચય નહોતો; પરંતુ એના ડીબકામાં વેદનનો સ્રોત ભર્યો હતો. પવનની થપાટે તે રહી રહીને થથરી ઊઠતી. વીજળીનો ચમકારો થતાં ભયની મારી તે સંકોડાઇ જતી. તેના તૂટેલા છપ્પરમાંથી ટપકતાં પાણીએ એનું વક્ષઃસ્થળ ભીંજાઇ ગયું હતું. ઝૂંપડી ચોધાર આંસુએ રડી રહી હતી.

"દુનિયામાં સૌ કોઇને કોઇ ને કોઇ આપ્તજન હોય છે; પણ ઝૂંપડીનું કોઇ નહોતું. પૃથ્વી પર લીલોતરીનો પ્રથમ સંદેશ લઇ વરસાદની પહેલી ધારા આવી હતી છતાં તે રડતી હતી. હું એને રડતી ન અટકાવી શકયો. સાંત્વના પણ ન દઈ શકયો. માત્ર ફાટી આંખે એને જોઈ રહ્યો.

"તે પોતાના હૃદયની તૂટેલી આશાઓની કબર બનાવી તેના પર આંસુનાં ફૂલ ચડાવી રહી હતી. પરાળ અને વાંસનું અસ્તિત્વ લઇ તે સંસારમાં આવી હતી. ઉપહાસ અને આઘાત સિવાય જીવનમાં બીજું કાંઈ એ નહોતી પામી. ઇશ્વરે એને રૂપ, તાકાત, ઐશ્વર્ય, આકર્ષણ કાંઇ જ નહોતું આપ્યું; એટલું જ નહિ પણ પ્રેમથી બોલાવનાર કે કરુણાથી આંસુ લૂછનાર એક સાથી પણ નહોતો દીધો. દીધેલું માત્ર એક ઉજ્જડ અસ્તિત્વ અને જલતી આશાઓ.

"આજ એની વેદના સહસ્રધારાએ ફૂટી નીકળી. એની કંગાલિયત કંપી ઊઠી, એનું ઉપેક્ષિત જીવન ભય પામી ગયું. અને છતાં પણ એની ખબર પૂછનાર કોઇ નહિ ! સમૃદ્ધિ અને સૌન્દર્યના સ્વપ્નામાં ફસાએલી મારી ચેતનાઓને જાણે કોઇએ હલાવીને જાગ્રત કરી દીધી.

"અત્યાર સુધીનું મારૂં જીવન શિથિલ સમુદ્રની એક લહરિ જેવું હતું. એમાં ગતિ હતી, પણ પ્રાણ નહોતો. તે તો જાણે કોઇના તાલ પર, એક નિયમિત રૂપથી, એક અંતરથી બીજા અંતર સુધી સરકતું જતું હતું. પરંતુ આજ એના પથમાં પથ્થરના ખડકો આવી ઊભા. જીવનમાં પહેલી જ વાર એક પ્રશ્ન મારા દિલમાં ઊઠયો.

"જીવન એટલે શું ?"

"ઝૂંપડીનાં આંસુએ મારા હૃદયમાં પ્રશ્નોની પરંપરા પ્રેરી. મને મારા પોતા પર, તારા પર, સારી

દુનિયા પર નફરત આવી ગઇ. આપણી જ્યોતિ કોઇના અંધકારનો ઉપહાસ કરે, કોઈના દુઃખની ક્રૂર અવહેલના કરે, એ જ આપણું સુખ. કોઇના આંસુનો તિરસ્કાર જ આપણું હાસ્ય. જ્યાં જીવન વિભિષિકા બની ખડું છે ત્યાં સૌન્દર્યની ઉપાસના કરવી એ નરી અમાનુષીતા છે. બે હૃદયોનું મિલન એને દુનિયા પ્રેમ કહે છે; પરંતુ એ તો પ્રેમની મંઝીલનું પ્રથમ પગથિયું છે. એનો અંત ત્યાં છે, જ્યાં હૃદયનો બધો સ્નેહ જેઠના વાદળાંની જેમ સૂકાએલા છોડો પર વરસી પડે છે.

"હું એના હૃદયની બિલકુલ પાસે પહોંચવાની કોશીશ કરવા લાગ્યો. આસો માસ હતો. પ્રાતઃકાળનો સમય. ઝૂંપડીની ઉપર નીચે ચારે તરફ લીલોતરી અને કરેણનાં ફૂલ પથરાઇ ગયાં હતાં. તેણે આળસ મરડયું અને ફૂલ નીચે ખરી પડયાં. મેં વિનોદથી કહ્યું: "ઝૂંપડીબહેન, જે આળસ મરડે છે ત્યાં ફૂલ વરસે છે તે જ્યારે હસશે ત્યારે શું વરસશે ?"

"શરમાઇને તે હસી પડી.

"એ દિવસે, અરધી રાતે, શરચ્ચન્દ્રના રજત કિરણોમાં ઝૂપડી કોઇ ગીત ગણગણી રહી હતી. બરાબર એક યુગ પછી આજે એના હૃદયની મસ્તી જાગી ઊઠી હતી. આત્મવિસ્મરણની તે બે ચાર ક્ષણો કેટલી મધુર, કેટલી પવિત્ર હતી ! એકાએક એ ચૂપ બની ગઈ. પુલકિત થતા હૃદયે મેં કહ્યું: "વાહ ! કેટલું સરસ ગાય છે, તું ?"

સંકોચપૂર્વક એણે કહ્યું: "તમે સાંભળતા હતા શું ?"

"સાંભળતો નહોતો, પીતો હતો."

"ચોર !"

"ચોરીથી તો તું ગાતી હતી અને પાછી મને ચોર બનાવે છે ?"

"અમે બન્ને હસી પડયાં.

"એના સૂના સૂના જીવનમાં થોડો શો પણ પ્રકાશ ભરી દેવા મને ઉત્કંઠા જન્મી. પરંતુ જન્મથી જ જે દુઃખી છે તેને સુખી કોણ બનાવી શકે ? દીપાવલીની ઝળહળાટ થતી રોશનીમાં પોતાના કલેજામાં અંધકાર ભરી તે ફરી પાછી ચોધાર આંસુએ રડી પડી.

"હું એને શું સાંત્વન આપું ? એનું તો જીવન જ આંસુનું હતું. રૂદન જ એનું એક માત્ર સુખ હતું. જેમ જેમ દિવસો વીતતા ગયા તેમ તેમ તે ક્ષીણ થતી ગઈ અને આખરે જે દિવસે તમારા લગ્ન થયાં તે રાત્રે ક્ષીણ સ્વરે એણે મને કહ્યું: "હું તો હવે ચાલી."

"મારું હૃદય ભરાઇ આવ્યું, પણ વિષાદને છુપાવી હું બોલ્યો: મારી વાટ જોજે, તું જ્યાં જઈને રહીશ ત્યાં હું તને આવી મળીશ."

"તે કાંઈ બોલી નહિ. માત્ર ફિકકા હાસ્યની એક પાતળી રેખા એના હોઠ ઉપર દોરાઈ.

"અને પછી તો થોડી જ વારે એનું જીવન સમાપ્ત થઈ ગયું. તે ચાલી ગઈ!"

દીવો ચૂપ થઈ ગયો. વરસાદના છાંટા પડતાં બંધ થયા. મારૂં હૃદય ભર ચોમાસામાં બે કાંઠે ફાટફાટ કરતી વહી જતી નદીની જેમ ભાવનાથી ભરાઇ ગયું. રૂંધાતા ગળે મેં પૂછ્યું: "પણ પ્રકાશ, તમે ય જઇ રહ્યા છો એ શું સાચું છે ?"

એણે હસીને કહ્યું: 'મારૂં જવાનું એટલું ચોક્કસ છે, જેટલું પ્રાતઃકાળમાં સૂર્યનું ઊગવું."

"પણ...પણ..." મારૂં ગળું ભરાઇ આવ્યું.

થોડી વાર ચૂપ રહી તે બોલ્યો: 'પાષાણી,-બહેન, જીવનને સમજવાની મેં જીવનભર કોશીશ કરી; પણ હું સમજી શકયો નહિ. એ પ્રશ્ન તો મારા માટે અથવા તો આખા જગત માટે એક શાશ્વત પ્રશ્ન જ રહ્યો ."

મારી પાસે આનો કાંઈ જવાબ નહોતો. પણ એટલું તો મને સમજાયું કે જીવન એક કહાણી છે. કહાણીની જેમ જ એ શરૂ થાય છે, કહાણીની જેમ જ એ ચાલે છે અને કહાણીની જેમ જ એ પૂર્ણતાને પામે છે. આપણે બધાં કોઈ એક મહાઆખ્યાનનાં પાત્રો છીએ. આ કહાણીનો આરંભ વિશ્વની રચના સાથે જ થયો છે. અને જે

દિ પ્રલય થશે તે દિ એનો અંત થવાનું સરજાયું છે. કલાકાર આ કહાણીને નિર્ભય, નિર્વિકાર ભાવથી કહી રહ્યો છે. આપણા સુખદુઃખ એને સ્પર્શી શકતાં નથી. આપણે હસીએ કે રડીએ એથી ન તો એને આહ્લાદ થાય છે, ન તો વિષાદ. એ પાપોનું મિશ્રણ કરી રહ્યો છે, પરિસ્થિતિઓનું નિર્માણ કરી રહ્યો છે, કથાનકની સૃષ્ટિ સરજી રહ્યો છે. વૈજ્ઞાનિકો એને વિકાસ કહે છે. ઇતિહાસજ્ઞ એને ઐતિહાસિક પ્રકૃતિવાદ કહે છે. એક પછી બીજું આવે છે, બીજા પછી ત્રીજું. બધાં આવે છે અને બધાં ચાલ્યા જાય છે, કોઈ રોકાતું નથી. કહાણી ચાલ્યા કરે છે

"આ વિશ્વકલાકારની કલા આપણને હસાવવા તેમજ રડવામાં અભિવ્યક્ત થાય છે. આપણા જીવનની સાથે જ એની કલાનો સંબંધ છે. પછી આપણાં આંસુ કે હાસ્યની એને શી ચિન્તા? એ કલાકારની કલાનો તકાજો જ આપણું પ્રારબ્ધ છે. એ કલાકારની કલાની પૂર્ણ અભિવ્યક્તિ જ વિશ્વનો ઇતિહાસ છે."

દીવો ચૂપ થઇ ગયો. આકાશમાં પીળો રંગ છવાઇ ગયો હતો. મારૂં ઊછળતું હૃદય આંખમાં આવી ભરાયું હતું. માત્ર એક જ ભાવના મનમાં ઝૂલી રહી હતીઃ 'આજની રાત જ અંતિમ રાત છે.' હું કાંઈ બોલી શકી નહિ, કેવળ એને જોતી જ રહી.

પ્રભાત થવા લાગ્યું. ક્ષિતિજ લાલ રંગે રંગાયું. પક્ષીઓનો ફડફડાટ શરૂ થઇ ગયો. દીવાએ સહસા કહ્યું: "પાષાણી, એક વાત વધુ. ઝૂંપડીએ મરતી વખતે તને અખંડ સૌભાગ્યવતીનો આશીર્વાદ દીધો છે. તે તને કહેવાનું હું ભૂલી ગયો હતો."

આશ્ચર્યથી થડકી મેં કહ્યું: "ઝૂંપડીએ?"

"હા, પણ એનું એક કારણ હતું. કદાચ હજી સુધી તને એ માલૂમ નહિ હોય."

"શું?" મેં પૂછયું.

"ઝૂંપડી તારા પતિની પહેલી સ્ત્રી હતી. તું એની શોકય બની આવી. તને પોતાની નાની બહેન સમજી એણે........"

"શું એટલા માટે જ......" આગળ ન બોલી શકવાથી હું વાકય પૂરૂં ન કરી શકી. મને અનેક જાતના વિચારો આવવા લાગ્યા.

પ્રભાત થઇ ગયું. એક સુકકું-ફિકકું હાસ્ય મોં પર લાવી દીવાએ મને અંતિમ પ્રણામ કર્યાઃ "પાષાણીબહેન, મારો કાંઇ અપરાધ થયો હોય તો માફ કરજો. સુખદુઃખની પરવા ન કરવી. અને કોઇ વખત જીવનનું રહસ્ય સમજાય તો એટલું વિચારજો, કે જીવન એક કહાણી છે. બસ, વિદાય."

પ્રકાશ ચાલ્યો ગયો. લોકોએ મળી એને ત્યાંથી દૂર કર્યો અને કયાંક લઇ ગયા. તેની જગ્યાએ લોઢાનો એક થાંભલો આવી ઊભો. હું પેટ ભરીને રડી. એટલું રડી કે જીવનભરમાં કદી નહિ રડી હોઉં.

પછી તો કેટલાય દિવસો આવ્યા ને ગયા. કાંઈ યાદ નથી આવતું. પણ હવે હું 'શાન્તિનિકેતન'ને બદલે ખંડેર છું. મારી દીવાલો નીચે ઢળી પડી છે. રંગ ઊડી ગયો છે સાપ-વીંછી પોતાનું રહેઠાણ બનાવી રહેવા લાગ્યા છે. આંગણામાં બોરડી ઊગી છે અને એના કાંટા જયાં ત્યાં વેરાયા છે. વિજનતા મારી સહચરી બની છે અને તમરાં વગેરે જંતુઓનો ઝનકાર મારૂં સંગીત બની રહ્યું છે.

આજે પણ મારો ભવ્ય ભૂતકાળ સ્વપ્ન બની કદી કદી આવી ચડે છે. જાગેલી પલકો નીચે જીવનની અમર ઘડીઓ આંટો મારી જાય છે. સૂતેલી અભિલાષાઓ પડખું બદલે છે અને વ્યથાઓનો મહાસાગર જાણે મારા હૃદયમાં ભરતીએ ચડે છે.

અને જયારે મારી પડોશણ હવેલીઓના ગર્વોન્નત મસ્તક પર સાંધ્ય પ્રદીપ ઝળહળી ઊઠે છે, ત્યારે હું વિચારે ચડું છું કે શું મારૂં આ અસ્તિત્વ અનંત વિશ્વ-ઇતિહાસના કોઇ અંધારા ખૂણાની એક ઉદાસ ઘટના માત્ર છે? પ્રકાશનું કથન આજે પણ હું નથી ભૂલી. અને હું પૂછું છું: "જીવન શું કહાણી જ છે?"

"અમારા કદરદાન ઘરાકોને જણાવવાની રજા લઇએ છીએ કે આય વરસમાં જે જે ઘરાકોએ અમારાં કાપડખાતામાંથી લગનનો વાઘો ખરીદ કર્યો હોસે યા ખરીદ કરસે, જેઓએ ઝવેરાત ડીપાર્ટમેંતમાંથી રૂ. ૫૦૦)ની કિંમતનું લગનનું ઝવેરાત ખરીદ કીધું હોસે યા કરસે ને ફરનીચર ડીપાર્ટમેંતમાંથી લગન શાદી વરે ફરનીચર લીધું હોસે યા લેશે તે તે ભાએગવંત જોડાંઓમાંથી—પછી તેઓ અદરાયાં હોય યા શાદીથી જોડાયાં હોય, તેવાંઓમાંથી બે જોડાંઓને એક આરી ભરતની સાડી બ્લાઉઝ સાથેની કિંમત રૂા. ૧૦૧)ની, એક હીરાની વીંટી કિંમત રૂા. ૧૦૧)ની અને એક કબાટ રૂા. ૭૫)ની કિંમતનું, ભેટ આપવામાં આવશે. અમોએ અમારાં બીલોમાંથી બે નંબરો પસંદ કરી એક એન્વેલપમાં સીલ કરી અમારી તિજોરીમાં મૂકીઆ છે. ચાલુ સાલની આખરે એ એન્વેલપ ખોલી તેમાંનાં નંબરોવાળાં જોડાંઓને એક મેળાવડામાં એ ચીજો ભેત આપવામાં આવશે. આય ભેતની ચીજો અમારા કાપડખાતામાં તેમજ ઝવેરાત ખાતામાં ખુલ્લી મૂકવામાં આવી છે. આશા છે કે અમારા માનવંતા ઘરાકો આ ઈનામનો લાભ લેવા ચૂકશે નહિ."

મેસર્સ વેસુવાલાની કુંઁની ઉપલી જાહેરખબરે કેવી ગડબડ કરી મૂકી તે આપણે જોઇએ.

ફેની છ વરસની નાલ્લી બુચ્ચી હતી તીઆરથી જ જીદ્દી, ધારે તે જ કરે. જીદ લે તે પૂરી પડે તીઆરે જ રડતી રહે. કોઇ દુકાને ડોલી દીઠી ને એને ગમી કે બસ પછી એ લીધે જ એના માયજીનો છૂટકો. એ પંદરની થઇ તીઆરે એણે સાઇકિલની હઠ લીધી. બસ, ખાય નહિ, પીએ નહિ ને ઇસ્કોલે બી જાય નહિ. આખરે એને સાઇકિલ મલી તીઆરેજ એ નરમ પડી. તેવી જ રીતે એ વીસની થઈ કે રૂસી સાથે પનવાની હઠ લીધી. એને બહુએ સમજાવી પન માને જ નહિ; આખરે બેઉ અદરાયાં.

રૂસીને તો છેક છેલ્લે વેર એમ નહિ લાગેલું કે ફેની આમ જીદ કરસે. એ

બિચારાને તો અદરાવાની વાત જ વીજલીના આચકા જેવી લાગી. રૂસીની બેન સાથે ફ્રેની એને ઘેર આવતી ને તેમાંથી ફ્રેની એના પર ફીદા થઈ. વેહલું મોડું પન પનવાનું તો છે જ, પછી ફ્રેની સાથે કે બીજી કોઈ પારસન સાથે; તો ભલે ફ્રેની સાથે થઈ જાય. હોસે, ખોદાયજીની એવી જ મરજી એમ કરીને રૂસીએ મન વાલેલું.

લગ્નનો વાઘો, વીંતી, ફરનીચર વગેરે બધું અલબત્ત, વેસુવાલાની કું. માંથી લેવાયું. આવી જાહેર ખબર હોય તો કોન પોતાનું નસીબ ન અજમાવે?

* * *

રૂસી અરીસામાં જોઇ કોલર ટાઇ ઠીક કરતો હતો ને લાલીઓ ચીઠ્ઠી લઇને આવીઓ. ફ્રેનીનાજ હરફ. ચટ દઇને પાકીત ખોલી રૂસીએ વાંચવા માંડીઉં.

**ડીયર રૂસી,**

કેવી ખુશખબર! તું તો બધું હંબગ છે એમ કેતો તો, પન વેસુવાલાનાં ઇનામમાં નંબરો દીકલેર થીઆ તે આપણા બીલનો નંબર લાગોચ. એદરેસ મેં મારૂં આપેલું એતલે કાગજ મારા પર આયુંચ કે 'બહેનજીને હમો મુબારકબાદી આપીએચ ને મેલાવડામાં આપના શૌહર અથવા તો અદરાયલા ભાએગવાન સાથે આવવા ઇજન આપીએચ.'

મેળાવડો રવિવારે સાંજે પાંચ વાગે થવાનો છે. એ લોકોએ તો બધાં ઘરાકોને ઇજન આપીયુંચ ને કોલ્દ દરીન્ક્સ ને આઇસક્રીમ ને એવું એવું રીફ્રેસમેંત બી છે.

બેઉ જોડાંઓનો ફોતો બી લેવાનાચ. તો તું જરા બરાબર કપરાં પહેરી સાડાચારે અમારે ઘેર આવજે. આપણે સાથે જસું. મી. વેસુવાલા જાતે મહાબલેસરથી આવીને મેળાવડામાં આય ભેત આપવાના છે.

માતે જરૂરા જરૂર આવજે. ભૂલતો ના.

લિ. **તારી લવીંગ ફ્રેની**

ઘડીભર તો રૂસી છક્ક થઈ ગયો. લગનનો વાઘો જેને તીઆંથી સસ્તો મલે તેને તીઆંથી લેવા એણે ફ્રેનીને કહેલું. પણ ફ્રેની એને વેસુવાલાની કું૦માં ઘસડી ગયલી ને પરીણામે આ ઇનામ! તનશેંની કિંમતનો માલ મફતમાં મલી જવાનો!

રૂસી જરા સરમાલ સ્વભાવનો હતો. ને તેમાંજ ફ્રેની ફાવી હતી ને એની પાસે હા કહેવડાવી હતી. હવે પાછું આતલા મોતા મેળાવડામાં બઇરાં માટીડાની મોટી મેદનીમાં ફ્રેની સાથે ઘસડાવાનું. વળી છાપાંમાં ફોતો નામ સાથે આવવાનો! કમબખ્તી! પણ હવે કંઈ ફ્રેનીને ના કહેવાય! સાડાચારને બદલે એ પોણા પાંચે ફ્રેનીને ત્યાં પુગો.

"કેટલું મોડું?" ફ્રેની ઠપકો આપતાં બોલી.

"તુને તૈયાર થતાં હંમેશ વાર લાગેચ. તેથી હું મોડો આયો."

"અરે, પન પાંચે તો તાં પુગવું જોઇએ."

"આપરે તેકસી કરી લેસું."

બે જણ કોટમાં વેસુવાલાની કું.ના કુશાદે સ્ટોરમાં પહોંચ્યાં. તો બાપ રે! એ ગીરદી! એ ગીરદી!

"ફ્રેની, દીયર! આય આતલા મોટા ક્રાઉદમાં..."

"અરે પન એમાં જ માન છે ને! જોવની, બધાં કેવાં તીકી તીકીને જોએચ!"

એમ કહેતી ફ્રેની એને અંદર ઘસડી ગઇ. ને તે પછીની પાંચ દશ મિનિટ તો રૂસીને મન દોજખમાં હોઇએ તેવી ગઈ. બઈરાં ને માટીડાની મોટી મેદનીમાંથી નંબર બતાવતાં બતાવતાં એઓ આગલ વધીઆં; તે છેક એક પ્લાતફારમ જેવું કરેલું તાં વેર આવી પુગાં.

"ફ્રેની, દીયર! આપરે આય પ્લાતફારમ પર જવાનું નથી ને?"

"નહિ કાંય? જોતો નહિ, ફોતોગરાફ પારવા વાલો બી ઊભો છે તે?"

ફ્રેનીએ પ્લાતફારમ ચઢવાના પગથીઆ પર પોતાના નંબરની સ્લીપ બતાવી એટલે તાં ઊભેલા

ગરહસ્થે હસીને બેઉને આવકાર આપીઓ ને ઉપર લઇ ગીયો.

એક જોડું તો બેઠું ઉતું ને આ બેઉ તાં પુગાં. પેલું બીજું જોડું પણ પારસી હતું. મરદ જરા ભારે દિલનો હતો ને બહુ ખુશ દેખાતો. આવા જાહેર મેલાવડામાં સૌ કોઇની નજર એના પર પડે એથી એ રાજી રાજી થયલો લાગતો.

ને એની સાથેની છોકરી! રૂસીએ ઘડીભર તો તેની તરફ તાકી તાકીને જોયા કીધું! નાક તો આબાદ અસલ ઇરાની ખુબસુરતીનું શાહનામામાં વર્ણન આપેલું તેવું જ. ચામડી પણ સુફેદ ને સુંવાળી! આંખો તો હૂર જેવી!

"આવી છોકરી સાથે પનવાનું તેનું નામ તે શેહાદી! ફેની? ફેની તો ઠીક છે!" આ વિચારો રૂસીના મગજમાં આવે છે તાં તો મી. વેસુવાલાનો બુલંદ અવાજ એને કાને અથડાયો.

"મેહેરબાન બાનુઓ અને ગરહસ્થો,

અમારાં ઇજનને માન આપીને આપ સઉએ અતરે પધારવા તસ્દી લીધી તેથી અમો આપના આભારી છીએ.

"અમારી પેઢી જાહેર પરજાનો ને ખસુસ કરીને પારસી કોમનો વીસવાસ મેળવવા ભાએગશાળી થઇ છે એ વાત આજનો મહાન મેલાવડો સાબિત કરે છે.

"જે બે ભાએગશાળી જોડાંઓ હમારૂં ઇનામ મેળવવા પામીઆં છે તેમનું હું હવે આપને ઓલખાન કરાવું છું.

"બેઉ જોડાંઓ હજી અદરાયલાં જ છે ને જો એઓ એવનનાં લગન પર અમુને—આઇ મીન—આપને સૌને ઇજન આપસે તો......"

પછી તો તાળીઓના ગગડાટમાં મી. વેસુવાલાનું ભાસન બરાબર સંભલાયું નહિ. ને ભાસન તો પૂરૂં થયું.

આ બધો વખત રૂસી પેલી છોકરી ભણી વારે ઘડીએ નજર ફેંકીઆજ કરતો ને પેલીની નજર પણ એના તરફ બે તન વખત વળી હતી.

પછી તો ફોતોગરાફનો વખત થયો; કેમેરો ગોઠવાયો. બેઉ જોડાંઓને પાસે પાસે ઊભાં રહેવાનું કહેવામાં આવીઉં.

"જરા આગલ આવોજી." ફોતોગરાફરે સૂચના આપવા માંડી.

ફેનીએ વાળની લટો બરાબર કરવા માંદી; સાદીનો છેડો જરા ઠીક કરવા લાગી. પેલા જાડા પારસીએ બી પોતાનો ટાઈ ઠીક કીધો, વાળ પર હાથ ફેરવીઓ, ટટાર ઊભો.

રૂસી ને પેલી છોકરી! એમનું ધીઆન ફોટો પર નહોતું. પેલી છોકરી તો જાણે મેદનીમાં સરમાઈ જતી હોય એમ લાગતું. રૂસીનું પણ તેમજ હતું. પણ એની નજર પેલી તરફ જયા કરતી.

ફોતોવાલાએ પાછું બોલવા માંદીઉં: "હં! બરાબર! જુઓજી, હવે હીલતાં ના, મોંનું જરા મલકાતું રાખો! હં! તમો બેન! આંખો જરા હસતી રાખો. ખુશાલ! ખુશનુમા!"

રૂસી તો વિચારમાં જ હતો. કેમેરાવાળો કહેતો તેમ એ મશીનની માફક કરતો પણ એનું ધીઆન જ તે તરફ નહોતું.

આવી મઝેની હૂર જેવી છોકરી! આવા બેડોલ જાડીઆ સાથે!

"એ મીસ્તર! તમે એમ નજર ન ફેરવીઆ કરો." કેમેરાવાળાએ પાછું બોલવું શરૂ કીધું: "આય તમારાં ધનીઆની આઇ મીન ફીઆન્સે તરફ જરા હસતી આંખો રાખો."

"હાજી, હાજી." રૂસી બોલીઓ: "જોવ, હવે, બરાબર છે ને? જરા જલ્દી પૂરૂં કરો."

કેમેરાવાળાએ જરા ગુસ્સાભરેલે ચહેરે એની સામે જોયું, કેમેરાને બરાબર કીધો, તન જુદા જુદા કાચ લીધા.

એ તણમાંના બે કાચ લેતી વખતે તો એવુંજ થયું કે રૂસી ને પેલી છોકરી એક બીજા તરફ ટીકતાં હતાં.

ફોટોનું કામ પૂરૂં થયું કે મી. વેસુવાલા પાછા ઊઠીઆ.

"બાનુઓ અને ગરહસ્થો,

"હવે આપને બહુ ખોતી નહિ કરીએ. કાપડ ખાતામાં, ઝવેરાત ખાતામાં તથા ફરનીચર ખાતામાં હમારો તદ્દન નવો સ્તોક જોવા માટે ખુલ્લો મૂકીઓ છે તે જોઇને, છેક ઉપરના મજલા પર અમોથી બની સકીઉં તેવું થોડું ઘનું રીફ્રેશમેંટ આપ કદરદાનોની સેવામાં હાજર છે તેને ઇન્સાફ આપવા તસ્દી લેશોજી."

હો, હો, કરતી મેદની વિખરાઈ.

"રૂસી, સીલ્ક દીપાર્તમેંતમાં ચાલ. તાં એક બે સ્વીસ ભરતની કોરો જોવી છે." ફ્રેની બોલી.

"મારે જરા એક તેબલ જોવું છે. આપરે ઉપરને મજલે પંદર વીશ મિનિતમાં મલશું." રૂસી બોલ્યો.

બેઉ જુદાં પડી ગીયાં.

રૂસીની આંખોએ પેલી છોકરીને શોધવા માંડી. પણ તેને બદલે—

"તમે બી એકલા પડી ગીયા! શહેરાને વીંતીઓ જોવીચ એતલે એ જુવેલરી તરફ ગઈ. આય બૈરાઓને કપડાં ને દાગીનાનું ઘેલું લાગુંચ. એક દુકાનમાં પેઠાં કે બસ થઈ રીયું." એમ બોલતો પેલો જાડો પારસી એની સાથે અથડાયો.

"હા. તમારી વાત બરાબર છે." રૂસી બોલ્યો.

"આય બીલ તમારા નામનું ઉતું કે?" પેલા જાડાએ પૂછીઉં.

"નાજી, ફ્રેનીના નામનું ઉતું."

"પારસી બૈરાંઓ એમ ગમે તેમ છૂટ લે છે તે મને પસંદ નથી. આપરે બી હિંદુઓની કાની બૈરાંઓ પર જરા ધાક રાખવી જોઇએ." પેલો જાડો બોલ્યો.

એના નાક પર એક મુક્કો મારી એની નસકોરી ફોડી નાંખવાનું રૂસીને મન થયું. પણ ખામોશ રાખી એ બોલીઓ—

"જોવની સાહેબ, મારે જરા આય બાજુએ કામ છે ને મને વખત થઈ જાય છે. માફ કરજોજી."

આ જાડાના હાથ નીચે બિચારી શહેરાંની શી વલે થશે તેનો વિચાર કરતો રૂસી ઝવેરાતખાતાં તરફ ગયો.

એક શોકેસ પર વેચવાવાલી યુરેઝીયન છોકરી શહેરાંને વીંટીઓ બતાવતી હતી.

પાસેની શોકેસ આગળ રૂસી ગયો ને અંદરના દાગીના જાણે જોતો હોય એમ ઊભો રહ્યો. એની આંખો વારંવાર શહેરાં તરફ વળતી.

શહેરાંએ વીંટીઓ જોયા પછી રીસ્ટ–વોચની ચેન કઢાવી ને વેચવાવાલી છોકરી તથા એ હસી હસીને વાતો કરવા લાગાં. રૂસીને એનું હસવું એવું મોહક લાગીઉં કે જાણે વરસો વેર એ હસતું મ્હોડું જુએ તો પણ થાકે નહિ.

શહેરાંએ ખરીદી કરી, હેન્ડબેગમાંથી હિસાબ ચૂકવી આપીઓ ને બેગ ઉપાડી ચાલવા માંડયું.

તરત જ જમીન ઉપર કંઇક ગબડયું. રૂસીએ નીચે નજર કરી તો કંઇકિ ચળકતું દેખાયું. નીચા વળીને એણે તે ઉપાડી લીધું તો એક વીંટી હતી. ગજવામાં મૂકી એણે ચાલવા માંડયું.

શહેરાંને ખોળવા એણે આજુબાજુ નજર ફેરવી તો શહેરાં લીફ્ટ તરફ જતી દેખાઇ. એ લીફ્ટમાં પેઠી, લીફ્ટનો દરવાજો બંધ થયો ને લીફ્ટ ઊંચે ચઢવા માંડી.

લીફ્ટ પાછી આવે તાં વેર રૂસી થોભીઓ નહિ પણ દાદરેથી ઉપર ચઢી ગયો. વીંટી શહેરાંની હોસે તે એને આપી દેવી ને એ બહાને શહેરાં સાથે વાત કરી ઓલખાન પાડવાનો એનો ઇરાદો હતો.

એકે કૂદકે બે બે પગથિયાં ચઢી એ ઉપર ગયો હતો તો બી એ મોડો પડયો. શહેરાં તો સીલ્ક દીપાર્ટમેંતમાં બૈરાંઓ ભેગી ઘૂસી ગઇ હતી. ને એ દીપાર્તમેન્ટમાં બધાં બૈરાં જ હતાં, માટીડા તો કોઇકિ કોઇકિ જ હતા. એ ગીરદીમાં જઈ શહેરાંને

પકડવી એ સહેલી વાત નહોતી..

"અહીં સારીઓ ને બ્લાઉઝોમાં માટીડાઓને શું જોવાનું બરીઊંચ કે એમ ધક્કા મારીને આગર વધેચ." રૂસીને બૈરાંઓમાં આગળ વધતો જોઈ એક ડોસાં કકળ્યાં.

એમની સામે જોયું ન જોયું કરીને રૂસી આગળ વધીઓ. એ ખાતાના નાકા પર એક ઝરૂખા જેવું હતું. શહેરાંને તાં રૂસીએ પકડી પાડી.

"આય તમારી વીંતી તમે ચેન જોતાંતાં તેવારે એ બેગમાંથી પડી ગઇ." રૂસી એની પાછળ જઇ બોલીઓ.

શહેરાંએ એની સામે જોયું. રૂસીને ઓલખીઓ ને એના મોંના પર રતાશ ચઢી આવી.

"ઓહ ! તમે છેઓ કે ?" જરા ગભરાટમાં પડી એ બોલી. "મારી વીંટી પડી ગઇ ? તમુને જડી ?" એ તૂટક તૂટક બોલી.

"હા. જોવની, આ રહી." એમ બોલાને રૂસીએ ગજવામાં હાથ નાંખીઓ, પણ એવામાં એક ધરડો જેવો દેખાતો પારસી એ લોકો તરફ ઉતાવલે પગલે આવીઓ ને એ બેઉ તરફ જોઈ બોલીઓ: "માફ કરજોજી. પન આપ બેઉ સાથે જ છોને ? સાથે જ કામ કરો છો કે ?"

રૂસીએ જરા વાર તો પેલાના ચેહેરા સામે જોયા કીધું. પછી બોલીઓ: "તમો કોન છો ? શું લવારો કરી રહ્યા છો ? અમે બેઉ સાથે જ છીએ એમ કહીને તમે શું કહેવા માંગોચ ?"

પેલો પણ જરા વાર અટકી ગયો, પછી બોલ્યો: "હું કોણ છું ને શું કહેવા માગુંચ તે તમે બરાબર સમજો છો. નથી જાનતા એવો ઢોંગ ના કરો. સીધા સીધા વીંતી મારે હવાલે કરો, પછી બીજી વાત."

"વીંતી ? કેઈ વીંતી ? કોની વીંતી ?" રૂસીએ પૂછ્યું.

"એ તમારી ગડબડ નહિ ચાલે. વેસુવાલા શેઠે મને ખાસ આજ કામ માટે નીમીઓ છે. આતલાં બધાં લોક ભેગાં થાય તેમાં ચીલઝડપ્યાં પન આવે. ને તેની દેખરેખ રાખવાનું મારૂં કામ છે. ચાલો, વેકો જલદી."

શહેરાં આ બધો વખત દધાઇને ઊભી ઊભી જોતી હતી. એને કંઇક વિચાર આવીઓ એટલે બેગ ઉઘાડી. તેનું ખાનું જોયું, બરાબર જોયું ને પછી બોલી: "કંઇકિ ભૂલ થાય છે. તમારી પાસે જે વીંતી છે તે મારી નથી. મારી તો આ બેગમાં છે."

"તીઆરે આ કોણુની છે ?" ગજવામાંથી વીંટી કાઢતો રૂસી બોલીઓ.

"જોવ, તમે બે જન એમ ત્રીક અજમાવસો તે નહિ ચાલે. મેં મારી જાતે, મીસ્તર, તમોને વીંતી ઉપાડતા જોયા છે."

"તે હું કાં ના પાડુંચ ? હું સમજીઓ કે વીંતી એવણુની હોસે."

"તે બે હું કંઇ જાણું નહિ. તમે બેઉ મેનેજરની ઓફિસમાં ચાલો."

"મેનેજરની ઓફિસમાં ? કાંય ? મેં સું ચોરી કીધી........"

રૂસી આગળ બોલવા જતો હતો તેને અટકાવી શહેરાં બોલી, "જોવ, આપણે મેનેજર પાસે જઇને તેવણુને બધી હકીકત સમજાવસું. ખાલી અહીં સીન થશે ને લોક ભેગું થઈ જશે."

રૂસીને પણ એ સલાહ વાજબી લાગી. બધાં મેનેજરની ઓફિસમાં ગીયાં.

પેલા ઘરડા પારસીએ હકીકત કહી. વીંટીઓ જોતાં જોતાં કેવી સીફતથી શહેરાંએ એક વીંટી જમીન પર ગબડાવી દીધી હતી ને તે રૂસીએ માનવમેદનીમાં નીચા વળીને લીધી હતી એ બધો હેવાલ મીઠું મરચું ભભરાવીને, પોતાની હોશિયારી બતાવીને કહ્યો. મેનેજરને લાગું કે આ લોક ઉઠાવગીર છે. પણ પછી બેઉ સામે જરા તાકીને જોઇને બોલીઓ: "આજે ઈનામ મળાઉં તેમાંનું જ એક જોડું તમે લાગો છો."

"જોડું તો નહિ પણ જોડાંમાંના એકેક ટુકડ છીએ. મેં આય બાનુનો ચહેરો આજે પહેલી જ વખત જોયો. એવણની ફીઆન્સે જુદી છે ને મારી ફીઆન્સે જુદી છે." રૂસી બોલીયો:

"પન તેથી શું થયું ? તમે બેએ મલીને ચોરી નથી કીધી એવું તમે શી રીતે સાબિત કરો છો ?"

મેનેજર થોડી વાર વિચારમાં પડી ગીયા. પછી પેલા ઘરડા પારસીને કંઇક લખીને આપીયું એતલે તે ચાલતો થયો. તે દરમિયાનમાં આ બેઉને ઊભાં રહેવું પડીયું.

પાંચેક મિનિતમાં તો એ પારસી ફ્રેનીને અને પેલા જાડાજી—ઈનામ જીતનાર પારસીને લઇને આયો. ફ્રેનીએ રૂસી સામે જોયું, પછી શહેરાં સામે જોયું. જાડા પારસીએ બી શહેરાં સામે જોયું, ફ્રેનીની ને પેલા જાડાજીની તો ચાર ચાર આંખો થવા માંડી.

રૂસીને કંઈ કંઈ સવાલો પૂછવાનું ફ્રેનીને મન થયું. પેલા જાડાજીને પણ, શહેરાંને સવાલો પૂછવાનું મન થયું.

પન એઓ સવાલો પૂછે તે અગાઉ તો મેનેજરે સવાલ પૂછીઓ: "જોવજી, તમે બેઉ આય બેઉના ફીઆન્સે છેઓ ? અદરાયલાં છેઓ ?"

બેઉએ ડોકું ધુણાવી હા પાડી.

"જોવ તીઆરે, આય અમારો દેખરેખ રાખનાર માનસ કે'ચ' કે આય બેઉએ મલીને એક વીંટી જુવેલરી દીપાર્તમેંતમાંથી તફરાવીચ. એ બાબતમાં તમો બેઉ કંઈ ખુલાસા આપી સકોચ ?"

ફ્રેની ને પેલો જાડો બે તો નવાઇ પામીઆં. પછી ફ્રેની બોલી: "તમે શું કેહોચજી ?"

"વીંતીની ચોરી ?" પેલા જાડાજી બોલીઆ.

"જોની ફ્રેની, એમ બનીઉં કે ......" રૂસીએ ફ્રેનીને સમજાવવા માંદી.

"આતલાં બધાં હજારો બૈરાંમાંથી તમે આએજ પારસન પાછલ કેમ ગીયા ? ફોતો લેવાતો'તો તે વખતેજ તમે એની તરફ તીકી તીકીને જોતા ઉતા." ફ્રેની બોલી.

"પન ફ્રેની તું સમજેચ કની......"

રૂસી એમ બોલતો હતો તેને વચમાં જ અટકાવી ફ્રેની બોલી: "હું તો એટલું જ સમજુંચ કે આય રીફ્રેસમેંતવાલા રૂમમાં મેં તારી વાત જોયા જ કીધી. પછી આય જેન્તલમેન જોરે ફોતો વખત બોલખ પરેલી એતલે એવને મને બોહોસ કરી આઇસક્રીમ આપીઉં. મેં બરાબર અરધો કલાક તારી રાહ જોઈ."

જરા દમ ખાઇ એ પાછી બોલી: "ને એ બધો વખત તું આય એની અદરાયલી જોરે ફરીઆ કરતો'તો."

"ફરતો'તો ?" રૂસી બોલીયો: "જે હકીકત..."

"એની સાથે નહિ તો એની પાછલ પાછલ પન તું ફરતો તો ઉતો." ફ્રેની પાછી રૂસીને બોલતો અટકાવી બોલી. આ બાજુએ પેલાં બેમાં પણ એવી જ કચકચ થતી ઉતી.

"શહેરાં, તારી આય રીતભાત મને જરાબી પસંદ નથી." પેલા જાડાજી બોલતા ઉતા.

"જોવ ફરામજી, તમુને અહીં બોલાવીઆચ તે અમારી પરમાનીકતાની ખાતરી આપવા; નહિ કે મારી રીતભાત પર વાએજ આપવા." શહેરાં બોલી: "સમજીઆ ?"

"સમજીઓ, સમજીઓ." પેલા જાડાજી ફરામજી બોલીઆ: "તું આય પારસી સાથે રખડીઆ કર ને હું તારી પરમાનીકતાની ખાતરી આપું ?"

હવે મેનેજર વચ્ચે પુરાયો. એને હસવું આવ્યું.

"જોવજી, તમારી અંદર અંદરની તકરારો અહીં કરવાની નથી. અમારે તીયાંની એક વીંતી આય જેન્તલમેન પાસેથી આવી. અમારે કોઇને ચોર ઠેરવવાં નથી. તમે તમારાં બોરખાન આપો ને જાઓ. અમે તપાસ કરી લેસું, કેમ નવરોજજીબાવા ?" પેલા બુઢ્ઢા પારસી તરફ જોઈ મેનેજર બોલ્યો.

"હા જી. જેમ તમો સાહેબની મરજી. પન એવાં

ઉથાઉગીર, જેઓને નજરોનજર મેં ચોરી કરતાં...” પેલા બુઢ્ઢા પારસીએ બબડવા માંડયું.

“આપ આપનાં નામ ને સરનામાં આપી જાઓ.” મેનેજર બોલીઆ.

દશ મિનિતમાં તો સૌ પોતપોતાનાં નામ ને સરનામાં આપી છૂટાં પડીયાં. પન શેહેરાંને તીઆં ટેલિફોન ઉતો તેનો નંબર રૂસીએ યાદ રાખી લીધો.

*　　　　　*　　　　　*

તેજ અઠવાડિયામાં એક પબ્લીક તેલિફોન કેબીનમાં રૂસી પેઠો ને એઆની નાખી શહેરાંનો નંબર ફેરવીઓ.

“હલ્લો ! મીસ શહેરાં છે કે?” એણે પૂછ્યું.

“હલ્લો ! તમો કોન છેઓ ?” સામેથી સવાલ પૂછાયો. પન રૂસીને અવાજ શહેરાં જેવો લાગો.

“એ તો હું ! રૂસ્તમ, રૂસી ! મકુંજે પછી પેલા વેસુવાલાએ કંઈ તપાસબપાસ કીધી કે?”

“તમો રૂસી કે ! ના જી. અમારા તરફ કાંઇ બી તપાસ થઇ નથી. તમારી તરફ ?”

“ના. હમો તરફ તપાસ થઇ નથી. પન એક બીજો બનાવ બનીઓ છે..............” રૂસી બોલતો અટકી ગયો.

“કેમ બોલતા અટકી ગીયા ?” શહેરાંએ પૂછ્યું.

“મારૂં કારજ સામેવાલી પાર્તીએ તોરી નાખીઉં છે.” રૂસીએ જવાબ દીધો.

શહેરાં થોડી વાર ચૂપ રહી. પછી બોલી: “એમ કે ? અહીં પન કંઇક એવું જ થીઊંચ.”

“શું કહોય ?”

“હાજી.”

થોડી વાર પાછી ચુપકીદી.

“હલ્લો ! આજે સાંજના ચોપાતી બેંદસ્ટાંડ પર મલસો ? એક જોડું તૂટું તો બીજું બાંધસું.” રૂસી બોલ્યો.

“આમીન !” શહેરાં બોલી: “પન જોડાં તો એજ રહ્યાં છે. માત્ર માણુસ જ બદલાયાં છે.”

“હાજી ! ફરામજી ફ્રેનીબાઈ સાથે......”

તેલિફોન તૂટી ગયો. ટાઇમ થઈ ગીઓ.

પન શહેરાંએ કહ્યું હતું, તેમજ થયું. જોડાં એનાં બે જ રહ્યાં. ધણી ધણીઆણી જ બદલાઈ ગીયાં !



અનિલરાય આજે બહુ જ આનન્દમાં હતા. એટલા બધા, કે સાડાપાંચ વાગે મારે ત્યાં આવવાનું પોતે કબૂલ કર્યું છે એ પણ તેઓ ભૂલી ગયા. પોણા છ વાગ્યા સુધી મેં એમની રાહ જોઈ અને આખરે હું જ એમને ઘેર ગઇ, અને જોઉં છું તો ચિત્રકાર પ્રસન્ન મુદ્રાથી ખુરશી પર પડયા છે.

'અરે, તમે તો ઘેરે જ છો ? છતાં કેમ આવ્યા નહિ ?' અંદર જઈ બારણાં વાસતાં મેં કહ્યું.

'ખરે જ !' તુરત બેઠા થઇને અનિલ બોલ્યાઃ 'પણ હેમા, તને ખરૂં કારણ જ જણાવી દઉં છું, એટલે તું ગુસ્સે નહિ થાય.'

'મારે ગુસ્સે થવાનું શું કારણ છે ?'માત્ર આળસને લીધે આવ્યો નહિ' એમ કહેશો તો પણ મને રીસ ચઢવાની નથી. હું ધારતી હતી કે કયાંક કામે ગયા હશો, તેથી આવી શકયા નહિ.'

'આજે મારૂં 'કલામન્દિર' પૂરૂં થયું. કેવું સુંદર કામ થયું છે ?'

'ઇનામ મળશે ?' મેં તીવ્ર ઉત્સુકતાથી પૂછ્યું.

'શંકા જ નથી. આ ચિત્રને ઇનામ નહિ મળે તો પછી કદી હું પીંછી હાથ નહિ ધરૂં.'

શેઠ જગજીવનદાસની એકની એક કન્યા રમણીને ચિત્રકલાનો અત્યંત શોખ હતો. પરંતુ બિચારી અઢારમે વર્ષે જ અવસાન પામી. શેઠને પારાવાર દુઃખ થયું. અને તેના કાયમી સ્મારક તરીકે ચિત્રકલાને ઉત્તેજન આપવાનું ઠરાવીને દર સાલ વર્ષના ઉત્તમ ચિત્રને ત્રણ હજાર રૂપીઆનું ઇનામ આપવાનું તેમણે જાહેર કર્યું. આ પહેલું જ વર્ષ હતું. અને પહેલવહેલું ઇનામ મેળવનારને શેઠ કદાચ વધુ શિક્ષણ માટે યુરોપના પ્રવાસનો ખર્ચ પણ આપે એવી લોકોમાં વાયકા હતી.

અનેક ચિત્રકારો આ હરિફાઇમાં ભાગ લે એ નક્કી જ હતું. અનિલે પણ પોતાનું ચિત્ર મોકલ્યું હતું. અનિલ હજી ચિત્રકાર તરીકે પૂરતી પ્રસિદ્ધિ



પામ્યા ન્હોતા. પ્રદર્શનમાં એકાદ બે નાનાં ઇનામો તેમને મળ્યાં હતાં. એ સિવાય એ બાબતમાં તેમને નિરાશા જ મળી હતી. પોતાની ચિત્રકળા તદ્દન અસામાન્ય પ્રકારની છે એમ જ તેઓ માનતા. પરંતુ નામીચા ચિત્રકારોનો ઉલ્લેખ કરતી વખતે તેમના નામનો પણ ઉલ્લેખ કરવો જ જોઇએ, એટલી પ્રતિષ્ઠા હજી તેમની કલાને લોકોમાં સાંપડી નહોતી. છતાં પોતાની કલાની કયારેક પણ લોકો તરફથી પ્રશંસા થયા વિના રહેશે નહિ, એવી તેમને શ્રદ્ધા હતી. મારી કને અનેક વાર એવું તેઓ બોલ્યા પણ હતા.

આ વખતનું તેમનું ચિત્ર ખરેખર જ અત્યંત સુન્દર હતું. 'કલામન્દિર' એવું તેમણે એને નામ આપ્યું હતું. અને પ્રત્યક્ષ નિસર્ગદેવી જ હાથમાં પીંછી લઇને જગત પર પ્રભાત કાલનું ચિત્ર દોરે છે એવી એ ચિત્રની ભૂમિકા હતી. તે દેવીની મુદ્રા પર તન્મયતા તો વિલક્ષણ રીતે સધાયલી હતી જ. પણ વિશેષતઃ મુખ્ય આકર્ષણ તો એ હતું કે, તેનો ચહેરો અનિલે શેઠની કન્યા રમણીના ચહેરાને બિલકુલ મળતો જ ચીતર્યો હતો. અને ચિત્રમાં સૌંદર્ય સાથે છટાનો પણ સુમેળ સધાવાથી એ ચિત્ર નયનો અને હૃદયને ડોલાવે એવું બન્યું હતું. ચિત્ર એવું સુરેખ હતું કે આ વખતે તો અનિલની અલૌકિક ચિત્રકલાને આવકાર મળશે જ, એમ હું માનતી હતી. પરંતુ અનિલનો હળવો સ્વભાવ મને પરિચિત હતો અને પાછળથી નિરાશા મળે તો તે ખરેખર જ ફરી પીંછી હાથમાં પકડશે નહિ એવી મને બીતિ રહેતી હતી. અને તેથી જ તેમના સ્ફુર્તિયુકત શબ્દને મેં ખાસ ટેકો આપ્યો નહિ અને શંકા કુશંકા જ કાઢતી રહી.

'તને ગમે છે કે નહિ, આ ચિત્ર ?' મારી શંકાઓ સહન કરીને અનિલે પૂછયું.

'અરે, પણ મારી પસંદગીનો કયાં પ્રશ્ન છે ? મને તો તે અત્યંત ગમ્યું છે. પણ ઇનામ આપવાનું કયાં મારા હાથમાં છે ? એ તો તમારા પરીક્ષકોને ગમવું જોઇએ. હં ! પણ એ પરીક્ષકો કોણ છે ?'

'મેં તપાસ કીધી નથી, કેમ વારૂ ?'

'કોઇકની સાથે વખતે ઓળખાણ હોય એટલા ખાતર પૂછું છું.'

'એટલે લાગવગથી તું મને પારિતોષિક મેળવી આપે, એમ જ ને ? હેમા, તું એ નહિ સમજે. એ માટે તો ચિત્રકાર જ થવું પડે. ઠીક, ફરવા આવે છે ?'

લાગવગવાળી કલ્પના અનિલને જરા પણ ગમી નહિ. તેને વિષે તેઓ કશું પણ બોલ્યા નહિ. પરંતુ ત્યાર પછીના કલાક દોઢ કલાકના સમયમાં ચિત્તવૃત્તિ ખાસ પ્રફુલ્લિત જણાઈ નહિ. હુંય અમસ્તી જ બોલી એમ મને લાગ્યું, પણ હવે એનો ઉપાય નહોતો. પરિણામ બહાર પડે કે તુરત જ મને ખબર આપવાનું કહી હું ત્યાંથી ઘેરે પાછી આવી.

કોલેજનો મારો ખર્ચ ટયુશનો આપીને હું જ ચલાવતી હતી. બીજે દિવસે બપોરે હું ટયુશન પર ગઈ. મારી શિષ્યા રતન ગોવાનીસ હતી. તે મેટ્રીકમાં ત્રણ વાર નાપાસ થઇ હતી, છતાં ફરી એક વાર બેસવાની હતી. તેનો કંઠ બહુ જ મધુર હતો, અને સુંદર રીતે ગાઈ શકતી હતી. ચિત્રો દોરવાનો પણ તેને શોખ હતો.

હું ત્યાં ગઈ. પંદરેક મિનિટ થઈ હશે ત્યાં બંગલાના કંપાઉન્ડમાં એક મોટર આવીને ઊભી રહી અને તેમાંથી એક ઊંચો અને દેખાવડો પુરૂષ નીચે ઉતર્યો.

'એ કોણ ?' મેં રતનને પૂછયું.

'વિદ્યાશંકર.'

'કોણ પેલા પ્રસિદ્ધ ચિત્રકાર! આજ વિદ્યાશંકર?' હું વિસ્મયથી વિદ્યાશંકર તરફ જોઈ રહી. તેમની કીર્તિ આજ કાલ મારે કાને અથડાઈ રહી હતી. મુંબઇના તેઓ એક સુપ્રસિદ્ધ ચિત્રકાર હતા.

બીજી દશપંદર મિનિટો ગઇ. રતનને મેં કોઇક કવિતા સમજાવીને તેનો અર્થ લખવા કહ્યું. એટલામાં મારે કાને નીચેના શબ્દો આવ્યા—

'પણ એટલું જોજો. હં. મારી રતનને ઇનામ મળવું જોઇએ.' રતનની મા બોલતાં હતી.

'ઘણી જ મુશ્કેલ વાત છે મીનાબાઇ, એક અનિલ નામનો ચિત્રકાર છે. તેની ને મારી પિછાન તો નથી. માત્ર એક બે વાર મેં તેનું નામ સાંભળ્યું છે, પરંતુ તેનું ચિત્ર અતિ સુંદર નીવડયું છે. તે જોયા પછી બીજાનાં ચિત્રને કોઇ હાથમાં પણ પકડે નહિ.'

'પણ તમે તો પરીક્ષક છો ને ?'

'તેથી, હું શું કરું ? ચિત્રમાં કંઇક તાત્વિક સૌંદર્ય તો હોવું જોઇએ ? તમારી રતનનું ચિત્ર કંઇ ખાસ ખરાબ નથી. પરંતુ અનિલનું ચિત્ર ન હોત તો મેં રતનના ચિત્ર વિષે વિચાર કર્યો હોત. પણ 'કલામન્દિર' જોયા પછી......... કૃપા કરી કશી ગાંડી માંગણી કરી બેસશો નહિ !'

'ગાંડી માંગણી ? છોકરીના ચિત્રને ઇનામ આપજો, એમાં ગમે તેવી માગણી શેની ? કાલે જ કોઇએ એને મશ્કરીમાં કહ્યું કે, 'તારું ચિત્ર સારું નથી' તેથી તે આખો દિવસ અપવાસી રહી! અને મારી રતનના કોડ તમે નહિ પૂરો તો બીજું કોણ પૂરશે ?'

ઘણી વાર સુધી કોઇ કંઇ બોલ્યું નહિ. છેલ્લે મીનાબાઇ બોલ્યાં: "તમારા પર ધર્મસંકટ જ આવી પડતું હોય તો મારો કંઈ આગ્રહ નથી. પરંતુ મારા વિદ્યાશંકર પરીક્ષક હોવા છતાં દીકરી રતનને ઇનામ નહિ મળે, એ જખમ મરણ સુધી રૂઝાશે નહિ, એટલું માત્ર તમે ધ્યાનમાં રાખશો. કાલ સુધી મને ચિંતા રહેતી હતી, પરંતુ સવારે જ મને ખબર પડી કે તમે પરીક્ષક છો, તેથી બધી ચિંતા દૂર થઇ ગઈ, અને તેથી તો હકકથી તમને તેડું મોકલ્યું. પરંતુ હવે મને ખુલ્લું સમજાય છે કે હકક સમજવામાં હું ઘેલીની જેમ ભૂલ કરતી હતી !'

'ગમે તેવું શું બોલો છો ? એ વાત શું મારા એકલાના હાથમાં છે ? એ કમિટીમાં તો ત્રણ માણસો છે.'

'તેથી શું થયું ? તમે એક વાર અમારા ચિત્રને ઇનામ આપવાનું કહો તો બીજા કોઈ ના નહિ પાડે ! તેમને જ લોક મૂર્ખમાં ગણશે. તે કંઈ નહિ. તમારા જ મનમાં નથી, એ વાત શાને છૂપાવો છો ? હાલમાં અમારા પ્રત્યેની લાગણી જ તમે બદલી નાંખી છે !'

'વાહ, વાહ ! કંઇ બોલવામાં તાલમેળ છે ? અનિલનું ચિત્ર જ એવું છે કે......'

'તે કંઇ મને કહેશો નહિ. મારી રતનને ઇનામ મળવું જ જોઇએ. એટલું જ હું તો સમજું છું.'

'ઠીક, જોઇશ......' જરા ભારે શબ્દથી વિદ્યાશંકર બોલ્યા.

'જોઇશ નહિ, વચન આપો. નહિ તો પછી પાછળથી ગમે તેમ કહેશો. વચન લીધા વગર હું તમને છોડવાની નથી.'

ટયુશન પછી મારે એક દોસ્તારણને ત્યાં જવાનું હતું, પરંતુ હું ત્યાં ન જતાં સીધી ઘેર જ ગઈ. મારી ઓરડીમાં જઇને સ્વસ્થ પડી. મને કંઇજ સૂઝે નહિ ! કાલે ગમ્મતમાં મેં કલ્પિત શંકાઓ અનિલને કહેલી, પણ વસ્તુસ્થિતિ તો તેનાથી ય વધારે ભયંકર હતી. મોટી મોટી પરીક્ષાઓમાં પણ આવા જ પ્રકારો ચાલે છે એમ મેં અગાઉ સાંભળ્યું હતું, પરંતુ તે વખતે હું એવી વાતોને અતિશયોક્તિ જેવી માનતી. પરંતુ હવે મારો ભ્રમ દૂર થયો. એક કલાકની અવાધમાં જ દશ બાર વર્ષનું શિક્ષણ મને મળ્યું હોય એમ લાગ્યું. જગતમાં પ્રસિદ્ધિમાં આવવા એકલી કલાજ કામ આવતી નથી. બીજા પણ કશાકની જરૂર હોય છે. તે રાત્રે મને બીલકુલ ઊંઘ આવી નહિ. ઈનામ મળશે નહિ તો અનિલના હૃદયને કેટલો ધકકો લાગશે એ વિમાસણમાં જ મારી રાત પસાર થઇ. સવારે ચહા પીતી વખતે મને એક કલ્પના સૂઝી. 'હું આજે મામાને ત્યાં જમવા જઇશ' એમ માને કહીને તુરત હું બહાર નીકળી. માને મારી આ

ઓચિંતી ધૂન જરા વિચિત્ર લાગી. પરંતુ ખુલાસો કરવા હું જરા પણ થોભી નહિ.

મારા મામા મારી માના સગા ભાઈ નહોતા. પરંતુ માના પીયરના તેઓ આપ્તેના સગા હતા, તેથી હું તેમને મામા કહેતી. મામાના જેવા વિચિત્ર ગૃહસ્થ મેં મારા આખા જન્મમાં ક્યાંયે જોયા નહોતા. છતાં મુંબઈ જેવા શહેરમાં સો રૂપીઆની જગ્યા ભાડે લઈને એ ગૃહસ્થ બાદશાહી ઠાઠમાઠથી રહેતા હતા. તેમનું ટટ્ટુ શી રીતે ચાલતું હતું એ તો તેઓ જ જાણે. અનેક ઠેકાણે તેમની ભાંજગડો ચાલતી અને અનેક કારભારોમાં તેમનો હાથ હતો. મુંબઈના કેટલાક આગેવાનો અને લક્ષાધિશ વેપારીઓને તેઓ પોતાના મિત્ર તરીકે ગણાવતા. તેમનો ભપકો માત્ર બોલવા પૂરતો જ ન હતો પરંતુ અનેક કામો તેઓ હાથે પરહાથે કરાવી શકતા હતા. કેટલાક કામો તો મેં મારી સગી આંખે જોયાં હતાં.

અમો ભાઈબહેનો પર—વિશેષતઃ મારા પર, મામાની અત્યંત માયા હતી. દરેક તહેવારે બ્લાઉઝ—પીસ કહો, સાડી અથવા કંઈ ને કંઇ ભેટ તેમના તરફથી મને મળી જ રહેતી. અને કોઇક તહેવારે તેમણે આપેલી સાડી કે બ્લાઉઝ હું પહેરતી તો તુરત 'કોલેજમાં જઇને તું વીફરી ગઇ છે કેમ?' એમ કહીને તે મારા કાન આમળતા. મામાનો આ પ્રેમ અને માયા હું જાણતી હોવાથી તેમની સ્મૃતિ થતાં જ મને એકદમ નવો ઉત્સાહ આવ્યો અને મેં તેમને ત્યાં જવાનો વિચાર કર્યો. અને મારે સારે નસીબે મામા પણ તે દિવસે ઘેર જ હતા. મામા ઘેર મળે એ સાધારણ રીતે એક અસંભવ વાત છે એમજ અમારી સામાન્ય માન્યતા હતી, તેથી આજે તેઓને ઘેરે મળેલા જોઇને મારો ઉત્સાહ દ્વિગુણિત થયો.

ચિત્રની હરિફાઈની વાત વિષે તેઓ કશું જ જાણતા નહોતા. સાહિત્ય અથવા કલાક્ષેત્રની વાતો તેમના ક્ષેત્રમાં કદી જ આવતી નહિ. તેથી તેમને આ વાત મારે સાદ્યંત કહેવી પડી.

તે કહ્યા પછી અનિલને ઇનામ અપાવવાને તમે ખટપટ કરજો, એમ મેં તેમને સ્પષ્ટ કહ્યું.

'પણ, આ અનિલ માટે તને એટલી તે શી પડી છે?' સિગારેટ સળગાવતાં મામાએ પૂછ્યું.

હું કંઇ જ બોલી નહિ.

'તને તેની સાથે દોસ્તીબોસ્તી છે કે શું?'

'હા, તેવું જ કંઇ છે......પછી......!'

'ત્યારે પહેલાં મને તેં કેમ ન કહ્યું? ઠીક. હજી કંઈ બગડયું નથી. તેને એ જગજીવનદાસવાળું ઇનામ મેળવી આપવાનું, એટલું જ ને?' વિશ્વના સૂત્રધાર સમા ડોળથી મામાએ પૂછ્યું. તેમની છટા અને કૃતિ વિલક્ષણ હોવાથી જ મારો તેમના પર આટલો વિશ્વાસ બેઠો હતો.

'અને એ કંઇ એટલું બધું કઠણ કામ નથી, મામા., તેમનું ચિત્ર જ ઉત્તમ છે.'

'તે મને કહીશ નહિ, ઉત્તમ વસ્તુને જ દુનિયામાં ઇનામ મળે છે, એવું તને વળી કોણે કહ્યું? ચિત્ર ઉત્તમ હોય અગર ખરડાયલું હોય, તારે તો ઇનામ મળે એટલે બસ છે ને!'

'ના, હું કંઈ એમ કહેતી નથી. ચિત્ર ખરેખર જ ઉત્તમ છે!'

સિગારેટ પીતાં મામા થોભ્યા. અને ક્ષણભર પ્રૌઢ સ્મિત કરીને તેઓ મારા તરફ જોતા રહ્યા.

'હં!' મોટેથી હસીને તેમણે છેલ્લે મને પૂછ્યું: 'ગુલાબબેનની (મારી માની) તબિયત તો ઠીક છે ને?'

'હા, ઘણા દિવસથી માથું દુઃખ્યું નથી.'

'ઠીક, તું હવે ઘેર જા. સાંજે હું આવીશ એમ તારી માને કહેજે. હમણાં મારે સાંતાક્રૂઝ જવાનું છે,

'અને પછી......' એકદમ બ્હીને મેં પૂછ્યું.

'પછી શું? તારા ચિત્ર વિષે પૂછે છે? તે જતાં જતાં કરી નાખીશ. તેમાં શું છે? ફ્રાન્સ જવાની તૈયારી કર એમ કહી દેજે તારા તે ગઠિયા ગોઠિયાને.' કહી તે હસી પડયા.

મામાએ આટલું આશ્વાસન આપવા છતાં મારો

જીવ ઠેકાણે નહોતો. 'અતિ સ્નેહઃ પાપ શંકી:' એમ જે કવિઓએ કહ્યું છે તેવી મારી સ્થિતિ થઈ. સાંજે મામા ક્યારે આવે, એનીજ હું વાટ જોતી બેઠી. સાંજે આવીશ એમ તેમણે કહ્યું હતું. છતાં સ્હેજે નવ વાગશે એ વાત નક્કી હતી. કદી કદી દશ અગીયાર પણ થઈ જતા. અને કદીક તો આવતા જ નહિ. આજે પણ તેવું નહિ થાય તે માટે મને બપોરની ધાસ્તી રહેતી હતી. પણ મામા આજે છ વાગે આવ્યા. તેમના ચહેરા પર ખાસ ઉલ્લાસ જણાતો નહોતો તેથી મને જરા ધ્રાસ્કો પડયો. 'શું થયું ?' એમ પણ હું પૂછી શકી નહિ.

'પેલામાં કેટલીક કપરી ભાંજગડો છે......' તેમણે પોતે જ શરૂઆત કીધી. 'પેલો ફાળકે ગામ ગયો છે.'

'ફાળકે કોણ ?'

'તે આર્ટસ સ્કુલમાં છે અને એક પરીક્ષક છે. બીજો વિદ્યાશંકર અને ત્રીજો શેઠનો ભત્રીજો નગીનદાસ છે. નગીનદાસ મળ્યો. તેને કહ્યું. તેણે કહ્યું: 'હું વ્યવસ્થા કરું છું.' માળા વિદ્યાશંકરની વાત કંઇ ઓરજ છે. તેની વળી કોઇક બલા છે. તેની છોકરીને તે અગાઉથી વચન આપી ચૂકયો છે.'

'એટલે આ રીતે ઇનામ વહેંચાવાનું ? સારાનરસાનું કંઇ જોવાનું નહિ ?' બાએ વચ્ચે જ પૂછયું.

'અરે, એમ કદી જ હોતું નથી. અને એમ ચાલે પણ નહિ. મારી જ વાત કર ને ! મેં હેમાવાળું ચિત્ર કદી જોયું છે ? તો પણ તેને હું ઇનામ મેળવી આપનાર છું. અનિલે માત્ર બિલાડું ચીતર્યું હશે, તો પણ.'

'આમ શું કહો છો મામા ? તમે એક વાર તે ચિત્ર જુઓ. તમને નકકી તે ગમશે. અને પછી વિશેષ જોરથી ખટપટ કરવાનું તમને મન થશે.'

'ગુલબી—' મારા તરફ જરા પણ નહિ જોતાં મામા બોલ્યાઃ 'આ છોકરીને તું કોલેજમાંથી ઉઠાડી લે. એનામાં કંઈ વિશેષ અકકલ આવી નથી. ત્રણ વર્ષ પછી પણ કોલેજમાંની છોકરીઓ સાવ શંકુતલા જેવી ભોળી ભટાક થઇને બહાર પડે છે. એ શિવાય હું તો બીજું કશું જોતો નથી.'

ખુદ મામાએ જ અનેક મુશ્કેલીઓ દર્શાવવાથી મારી ધીરજ ખૂટી ગઈ. જતી વખતે 'હું ફાળકેની તપાસ કરૂં છું; નહિ તો પછી તેને ગામ જાઉં.' એમ કહીને તે ગયા; પણ મને તો હવે ઘણીજ નિરાશા ભાસવા લાગી. વિદ્યાશંકર તો વિરૂદ્ધ હતા જ. અને બીજો એક વિરૂદ્ધ ગયો કે થઈ રહ્યું... !

મન આમ ડગી ગયેલું હોવાથી અનિલના શ્રદ્ધાભર્યા શબ્દોનો હું શકય રીતે વિરોધ કરતી હતી. પરંતુ આ વખતે તો તેમનામાં જરા પણ ગુમાનનો અંશ નહોતો. કલાનું તેજ પડશે, પોતાનું ચિત્ર યશસ્વી થશે, એ માટે તેને અણુમાત્ર પણ શંકા નહોતી. આટલી ખાત્રી તેમણે કયાંથી મેળવી હતી તે તો કોણ જાણે ! કદાચ આને જ કલાનો ઉન્માદ કહી શકાય. તેવું કંઇક હતું એ વાત નકકી. તેથી તેમના વિષે મને વધારે ચિંતા એટલા ખાતર થતી કે રખેને તેમને અપયશ મળે તો તેમના હૃદયની શી અવસ્થા થશે ? એક વાર મને થતું કે હું જે ખટપટ કરી રહી છું તે તેમને કહેવી. પણ એ વિચાર ક્ષણભર માંડ ટકતો હતો. કારણ લાગવગથી ઇનામ મળ્યું છે એમ જો તેમને ખબર પડે તો પ્રત્યક્ષ હાથમાં આવેલું ઇનામ પણ ફેંકી દે એવો તેમનો સ્વભાવ હતો.

બીજા બે દિવસ વહી ગયા. મામા બે દિવસોમાં અમારે ત્યાં આવ્યા નહિ. તેથી તેમની ખટપટ ફળશે નહિ એમ મને લાગવા માંડયું. બીજા બે દિવસ પછી એટલે બાવીસમી તારીખે ગુરૂવારે પરિણામ જાહેર થવાનું હતું. બુધવારે હું નિયમ મુજબ રતનને ત્યાં ગઇ હતી. વિદ્યાશંકરે તેને અથવા તેની માને કંઇ પણ ખાસ કહ્યું હશે, એમ વિચારીને મેં રતનને એ માટે પૂછયું. પરંતુ તેમને કશી જ ખબર પડી નથી એવો એ બંને જણીએ

જવાબ આપ્યો. રતન વિષે મને કંઇ લાગ્યું નહિ. પણ મીનાબાઇ ખોટું બોલતાં હોવાનો મને શક ગયો. પરંતુ વધારે પૂછવામાં અર્થ નહોતો. તેથી ટ્યુશન પછી હું ઘેર આવી. બુધવારે પણ મામા આવ્યા નહિ ત્યારે તો મારી ખાત્રી જ થઈ ગઇ હતી. અનિલની અતિ ખિન્ન મુદ્રા મને સ્વપ્નમાં પણ દેખાતી હતી.

બીજે દિવસે સવારે હું મારી અભ્યાસની ઓરડીમાં બેઠી હતી. વાંચવા માટે પુસ્તક હાથમાં લીધું હતું. પણ ધ્યાન તો બીજી બાજુએ જ હતું. એટલામાં બારણું ઉઘાડીને અનિલ અંદર આવ્યો.

'જો, તું મારી મજાક કરતી હતી ને? આ વાંચ હવે.' એમ કહીને તેમણે 'જય ભારત' નો તાજો અંક મારા તરફ ફેંક્યો. મથાળે જ અનિલને ઈનામ મળવાની હકીકત મોટા અક્ષરે છાપેલી હતી. હર્ષના આવેશમાં હું અનિલને આલિંગન આપવાની તૈયારીમાં હતી ત્યાં તો મામાનો અવાજ સંભળાયો.

'ક્યાં છે, છોકરી! હેમી!'

હું ગભરાતી સંકોચાતી બહાર આવી.

'જો, તારૂં કામ થઇ ગયું!'

'મામા...' મેં એકદમ બૂમ પાડી અને નાક પર આંગળી મૂકીને તેમને ચૂપ રહેવા જણાવ્યું. ત્યાર પછી ઓરડીમાં પાછી જઇને અનિલને થોડી વાર બેસવાનું કહીને મામાને લઇને હું મેડી પર ગઇ.

'કેમ, શું હતું?' જરા સ્પષ્ટ સ્વરથી જ તેમણે પૂછ્યું. તેમને મેં અનિલ વિષે બધી વાત કહી અને ઈનામ આ રીતે મળ્યું છે એની તેને જરા પણ ખબર નહિ પડે, એમ કરવા ઝકી ઝકીને જણાવ્યું.

પહેલાં તો મામા માને જ નહિ. 'ચાલ તેની પાસે. તેના કાન આમળીને તેને કહું કે એવા પોચીયાવેડા કામ નહિ આવે! જો મોટો કલાકાર થયો છે!' એમ તેઓ કહેવા લાગ્યા. તેનું પરિણામ માઠું થશે એ હું જાણતી હોવાથી મેં અત્યંત વિનયથી તેમને શાંત કર્યા.

'ફાળકેદાદા મળ્યા કે? તેમને ચિત્ર ગમ્યું ને?'

'હા, ન ગમીને કોને કહે? મેં તેને પાંચસો રૂપીઆ ચાંપ્યા!'

'હેં! તેણે પાંચસો રૂપીઆ લીધા, મામા? અને તે તમે આપ્યા?'

'ત્યારે, મારી ટીચકુડી હેમલી કરતાં પાંચસો રૂપીઆ વધારે છે? અરે, એ તો મેં લગનનું મોસાળું કર્યું એમ જ સમજ, બીજું શું?'

'પણ...'

'ઉલટો નગીનદાસ શેઠ સોગણો સારો. તેણે ગઇ કાલે ચિત્ર જોયું અને કહે કે તમારે ભલામણે આવવાનું કારણ જ ન્હોતું. ચિત્ર જોઇને રસ્તે ચાલતો ચોર પણ ઇનામ આપે. ચિત્ર જ સુંદર છે.'

'જુઓ, હું નહોતી કહેતી!'

'જા, જા! તને તે અક્કલ કેદા'ડે આવશે?' એમ કહી મામાએ મારા કાન આમળ્યા.

'આ...આ!' મેં બૂમ મારી. મામાએ બહુ જ જોરથી કાન આમળ્યા હતા.

મામા ગયા પછી હું પાછી ઓરડીમાં ગઈ. અનિલ છેક અસ્વસ્થ થઇને બેઠો હતો.

'આટલી વાર શું કરતી હતી?' તેમણે જરા કંટાળાથી પૂછ્યું.

'મારા મામા મળવા આવ્યા હતા.'

'ઠીક, હવે તો તારી શંકાઓ પૂરી થઇને! કે હજી પણ મને ઇનામ મળશે નહિ એમ તને લાગે છે! તું કહેતી હતી તેમ લાગવગ અને ઓળખાણો, એની જરા સરખી પણ જરૂર છે? અરે, પોતાનામાં કિસબ હોય તો ગમે તે મળી શકે છે. કારીગરનું એ બિરદ જ છે. લાગવગ અને ખટપટથી તે કેથે કામો થતાં હશે? જે કંઇ કૌશલ્ય હોય તે કલામાં જ રજુ થવું જોઇએ. બસ! કેમ? બોલતી કેમ નથી? ખરૂં નથી લાગતું?'

'ખરૂં ન લાગે તો શું થાય? પણ......'

હું ગમ્મત ખાતર કંઇક બોલવાની હતી, પણ વધુ કંઈ સાંભળવાની અનિલની ઇચ્છા જ નહોતી!

"જગુ ખુશાલ, તારી ઉપર આરોપ મૂકવામાં આવે છે કે ૧૪મી ઑગસ્ટના રોજ સાંજના આઠ વાગે તિલક મેદાનમાં આવેલા 'ધી ગ્રાંડ સરકસ'ના દરવાજા આગળ તેં ધાંધલ મચાવ્યું હતું. અને બીજી વાત એ છે, કે તારે ગુજરાનનું કોઇ સાધન નથી. બોલ, આના જવાબમાં તારે કાંઇ કહેવું છે?"

જવાબ ન આપતાં આરોપી જગુ ગભરાયલી નજરથી આજુબાજુ જોવા લાગ્યો. આખી કોર્ટ માનવમેદનીથી ચિક્કાર હતી. મેદનીમાં બેઠેલા કેટલાકો આરોપી પ્રત્યે સહાનુભૂતિની નજરથી જોતા હતા, તો કેટલાક એના પ્રત્યે અણગમાથી જોતા હતા. જગુ દયા માગતી દૃષ્ટિથી પાંજરામાં ઊભો રહી મેદની તરફ ટગર ટગર જોઈ રહ્યો હતો. આરોપીને મૂગો રહેલો જોઇ ન્યાયાધીશે કહ્યુંઃ "જગુ, તારે બચાવમાં જે કાંઇ કહેવું હોય તેનો પૂરતો વિચાર કરી લે. હું તને પાંચ મિનિટની મહેતલ આપું છું."

પાંચ મિનિટ.........!

જગુના હૃદય ઉપર ન્યાયાધીશના એ શબ્દોએ જબ્બર ફટકો લગાવ્યો. હજાર હજાર વીંછીના ડંખની વેદના એના દિલને ડસી રહી. જવાબ આપવા માટે એ પોતાના સૂતેલા હૃદયને જગાડવાની કોશિશ કરવા લાગ્યો. 'પાંચ...... મિનિટ......? ફક્ત...પાં...ચ મિનિટ.'

નદીને કાંઠે પડેલો કોઈ કાચબો નજદીકમાં માનવીનો પગરવ સાંભળી હળવે રહીને એક બાજુ પર સરકી જઇ ત્યાં એમ ને એમ કાદવના લોંદા માફક ચીટકી જાય, તેવી જ રીતે જગુ જ્યાં ઊભો હતો, ત્યાં ને ત્યાં નિઃસ્તબ્ધ પૂતળા જેવો ઊભો ઊભો મનમાં ને મનમાં વિચારવા લાગ્યો.

'ગંગા હસી હતી......

હા.........કેવી હસી હતી?

મારે કંઇક કહેવું તો છે જ. અવશ્ય કાંઈક પણ કહેવું તો જોઇએ.

ગંગા હસી હતી.........

ક્યાં ? ક્યારે ? કેમ હસી હતી ? અને...અને ...કોણ છે તે ? મારે ને એને શું ?

પાંચ મિનિટ......'

વિચારતાં એને ધીરે ધીરે બધું યે યાદ આવવા માંડ્યું. પણ તે યાદગીરીની માફક નહિ. માંદગીમાં આવતાં માઠાં શમણાંની જેમ.

*　　*　　*

ગંગા હાથમાં રોટલાનો કટકો લઈ તે શાકમાં બોળતાં બોળતાં બોલેલી:" ભાઇ, સાંભળ્યું કે ? આજ તો હું ખાઈ લઉં છું, પણ આવતી કાલે તો મારે એકાદશી છે."

પોતે પૂછેલું: "કેમ ? એકાદશી કેમ ?"

"કેમ શું વળી ? તમે તમારે જમજો ને." કહી એ ક્ષણભર હસેલી.

આવતી કાલે રાંધવા માટે પૂરતું અનાજ નથી એ હકીકત એ હાસ્યમાં ભરી હતી.

બપોરે રસ્તામાં રખડતાં રખડતાં જગુ વિચારી રહ્યો હતો: 'આવડી મોટી દુનિયામાં...હુન્નર ઉદ્યોગથી—કામથી ભરપુર દુનિયામાં શું મારે માટે કોઈ પણ કામ નથી ? હું ભણ્યોગણ્યો છું. મારાં માબાપ કરતાંયે હું વધારે ભણ્યો છું. તેઓ માલદાર નહોતા તો યે તેમને મરતાં સુધીમાં જરા યે દુઃખ નહોતું થયું. તો શું હું ભૂખે મરીશ ?

અને...અને...ગંગા ? મારી...મારી માજણી સગ્ગી સહોદર ભોળી ગંગા ? એ પણ ભણેલી છે. એ પણ કામ કરી શકે છે. છતાં......?'

વિચારતાં એનું હૃદય મૂક વેદનાથી ભરાઈ જતું. જ્યાં જ્યાં આશા હતી, ત્યાં ત્યાં બધે એ જઈ આવ્યો, પણ વ્યર્થ. જ્યાં આશા નહોતી ત્યાં પણ ધક્કા ખાતાં એના પગ દુઃખી ગયા હતા.

કશે ઊભા રહેવા જેટલી યે જગ્યા એને માટે હવે નહોતી. હતું ફક્ત એક ઘર. માબાપે દીધેલું પ્યારું વિસામાસ્થાન.

'અને......અને......કાલ સવારે રોટલા કરવા લોટ ન હતો એ સૂચવવા માટે તો ગંગા હસી હતી !......હા, હસી હતી !'

વિચારતાં એના મનમાં સંપત્તિનું, ભણતરનુ દરજ્જાનું, ઇજ્જતનું, આબરૂનું જે કાંઇ રહ્યું-સહ્યું અભિમાન હતું તે ઓસરી ગયું. જગતમાં એને માટે કાંઇ જ રહ્યું નહોતું.

ફક્ત એક જ વાત એના શરીરને ખુણે ખુણે ગરજી રહી હતી. 'રાંધવા માટે લોટ નથી. અને...ગંગા હસી હતી.'

આગળ ચાલતાં એણે જોયું......ભર્યા ભર્યા વૈભવ દાખવતા, રાજવીના મહાલયને પણ ઘડીભર ટપી જાય એવા એક ભવ્ય ને રોનકદાર મકાનના કંપાઉન્ડમાં બેચાર સુંદર બાળકો રમી રહ્યાં હતાં. તેમાં એક બાળકી માટીના નાના સરખા રમવાના, દેવતા વિનાના ચૂલા ઉપર પિત્તળની નાની સરખી તાવી મૂકી રોટલી પકાવી રહી હોય એવી રમત રમતી હતી અને બીજાં બાળકોને કહેતી હતી કે: "ચાલો ભાઇઓ, વિનુ...મધુ...કોકિલા, સરોજ...બ...હા ચાલો. રોટલી થઇ ગઈ છે......"

એ જોતાં વાર જ જગુ એકાએક કમ્પાઉન્ડમાં ધસી ગયો. રમતાં બાળકો રમત રમવી પડતી મૂકી જગુને પોતા તરફ ધસી આવતો જોઇ ગભરાટથી એકદમ બેઠા હતા ત્યાંથી ઊભા થઇ ગયાં.

જગુએ એક બાળકને કહ્યું. "ભા...ઈ, તમે જરા જઇને તમારા બાપુજીને પૂછોને, કે તમારે ભણાવવા માટે માસ્તરની જરૂર છે ?"

બાળકે કહ્યું: "હું નથી જતો. તું જ જઇને પૂછ ને."

ત્યારે જગુએ બીજા બાળકને કહ્યું: "બહે...ન, તું પૂછી આવે જરા ? કે...વી ડાહી છે...તું..."

એ બાળકીએ—સરોજે એકવાર પોતાના સાથીઓ તરફ સવાલભરી નજરે જોયું. થોડી વાર ઊભી રહી, કાંઇક વિચાર કરી મકાનની અંદર ચાલી ગઈ અને પાછી આવી બોલી: "બાપુજી કહે છે કે અહીં તો એવી કંઈ જરૂર નથી."

જગુએ પાછું કહ્યું: "એક વાર ફરી પૂછી આવને બહેન, કે કોઈ ગુમાસ્તાનું અથવા તો કાંઈ

બીજું કામ છે? નોકર જોઇએ છે?"

બાળકીએ જવાબ આપ્યો: "હજી હમણાં જ તો પૂછી આવી. હવે પાછી નહિ જાઉં."

"જાને બહેન. હવે...એ...મ શું કરે છે? મારું એટલું કામ ન કરે?" જગુએ સરોજને કરગરતે સાદે વીનવી. એ સાંભળતાં સરોજ અંદર ગઇ અને તુરતજ પાછી આવી બોલી: "બાપુજી કહે છે કે અહીંથી તું એકદમ ચાલી જા. નહિ તો ભૈયા પાસે ધક્કા મરાવી કઢાવીશ. જા...અહીં તો કાંઇ જ કામ નથી. નકામું માથું નહિ પકવ."

એ સાંભળતાં જ જગુ દીન વદને, નિસ્તેજ ચ્હેરે, લથડતે પગે, અશકત માણસની જેમ હતાશ હૈયે કમ્પાઉન્ડ બહાર નીકળી ગયો.

× × ×

બહાર નીકળતાં એને વિચાર થયો: 'માસ્તરનું કામ નથી? ગુમાસ્તાની જરૂર નથી? કોચમેનનું, ભટ્ટ, રસોઇઆ ને ભૈયાનું પણ કામ નથી? ભિસ્તીનું કામ નથી...પટાવાળાનું ય કામ નથી...દરવાનનું કામ નથી? મોચી મહેતર કોઇનું જ કામ નથી?

મારી કોઇને જ જરૂરીઆત નથી? બધા જ પોતપોતાની દુનિયામાં મસ્ત છે. બધાંને પોતપોતાની જ પડી છે. જગતમાં નથી જરૂર ફકત મારી.

હાં...અને...અને કાલની સવાર માટે લોટ નથી તે કહેતાં તો ગંગા...હસી હતી...કેવું કારમું હસી હતી!'

એમ વિચારતાં એણે એક મોટું, કોઈ પાગલ જેવું અટ્ટહાસ્ય કર્યું. વાતાવરણમાં તેના પડઘા પડયા અને દૂર દૂરની વૃક્ષરાજીમાં તે અદશ્ય થઇ ગયા.

× × ×

તેજ સાંજે તિલકમેદાનમાં આવેલા 'ધી ગ્રાન્ડ સરકસ'ના તંબૂના ભવ્ય દરવાજા આગળ જે માનવમેદની–ભીડ જમા થઇ હતી તેમાં જગુ પણ હતો.

દુનિયા...ઘર...ગંગા, ગંગાનું હાસ્ય...રોટલા ...લોટ...એ સર્વ–બધું જગુ ભૂલી ગયો હતો.

ખરી રીતે એ ભૂલી ગયો ન હતો, પણ પોતાની યાદશક્તિ, મનચાંચલ્ય અને સામર્થ્ય એ ખોઇ બેઠો હતો.

એને કાંઇજ સ્પષ્ટ વિચાર નહોતો, એને કશી જ ઇચ્છા નહોતી. ત્યાં ભીડ હતી. લોકો ઊભા હતા તેથી જ એ પણ ઊભો હતો.

સરકસના તંબૂમાં અસંખ્ય વીજળીના દીવાઓ ઝળહળી રહ્યા હતા. મોટા મોટા હિંચકા, રંગબેરંગી રોશનીમાં આકાશના તારાઓની માફક ચમકી રહ્યા હતા. એક ખૂણે એક બહુજ ઊંચો થાંભલો ખાટયો હતો. તે લીલા તથા લાલ દીવાઓથી શણગારાયેલો હતો. થાંભલાની ટોચે એક તખ્તો બાંધ્યો હતો.

ટોળે મળેલા લોકો માંહેમાંહે વાતો કરી રહ્યા હતા. જગુ મંત્રમુગ્ધની જેમ તે બધી ચર્ચા સાંભળી રહ્યો હતો.

"અરે, સાંભળ્યું કે...? પેલો ઉંચો થાંભલો છે ને! તે ઉપરથી એક માણસ નીચે રાખેલા પાણીના તળાવમાં કૂદકો મારે છે."

"અરે, પણ એના પહેલાં તો બીજો એક ખેલ થાય છે. તેમાં એક કૂતરો આગના ભડકામાં ભુસ્કો મારે છે!"

"નહિ, નહિ યાર. એ તો પછી થાય છે. સૌથી પહેલાં તો મોટર જમ્પ થાય છે. તે અહીંથી નહિ દેખાય."

"તે કેટલા વાગે થશે?"

"થોડી વારમાં જ તે શરૂ થશે. હું ધારું છું ત્યાં સુધી તે લગભગ આઠ વાગે થશે."

"હાં હાં સાંભળો! એ અવાજ શેનો થાય છે?" "એ તો પેલા યુરોપીઅનો છે ને? તે લોખંડના મોટા ગોળામાં મોટર સાયકલો દોડાવે છે તેનો અવાજ છે."

જગુને કહેવા કે બોલવા જેવું કાંઇજ નહોતું. એની ઇચ્છા પણ નહોતી. બીજા જે સાંભળતા




તેજ એ પણ સાંભળતો. બીજા જે જોતા તેજ એ પણ જોતો.

"અરે...અરે જુઓ ?"

હિંચકા હિંચોળાવા લાગ્યા. ચકડોળો ફરવા લાગી. અંદર બેઠેલા લોકો દેખાતા નહોતા પણ આકાશમાં કોઈ કોઇ વાર તેમનાં માથાં દેખાતાં અને કોઇ કોઈ બાળકોની તીણી પણ ભયભરી ચીસો બહાર સુધી સંભળાતી હતી. એ ચીસોમાં ભય સાથે આનંદનું વિચિત્ર મિશ્રણ હતું. જગુ જોતો સાંભળતો નિશ્ચિંત રીતે ઊભો ઊભો ઉત્તેજીત થતો હતો. તે સાથે લોકોની ભીડમાં પણ ધીરે ધીરે કોલાહલ શરૂ થતો હતો.

એટલામાં તંબૂની અંદર બ્યુગલ વાગ્યું. કોઇએ કહ્યું: "હવે સાઇકલવાળો ખેલ શરૂ થશે. માટે અંદર ચાલો."

"તું આવવાનો કે નહિ ?

"નહિ."

"ચાલને યાર. હું પણ આવું છું ને એવું તો જોવું જ જોઇએ. આમાં તો મોતના સોદા છે મોતના. નહિ જુએ તેની જીંદગી ધૂળ."

"ચાલો ચાલો. પછી જગ્યા નહિ મળશે."

દરવાજે પુષ્કળ ગીરદી જામી. ભીડ વધી ગઇ. જગુ પણ લોકોની સાથે પહોંચ્યો. ટિકીટ ઓફીસની બારી આગળ.

લોકો ટિકીટ લઈ અંદર જવા લાગ્યા. જગુ બહાર ઊભો રહી લાંબી ડોકે અંદર જોવા માટે પ્રયત્ન કરવા લાગ્યો.

એટલામાં એક છોકરો એક નાની છોકરીનો હાથ પકડી, તેને ઘસડતાં ઘસડતાં જલદીથી ટિકીટ ઓફીસ પર પહોંચી, ટિકીટ લઇ બહુજ ઉશ્કેરણીભર્યા સ્વરથી બોલ્યો—

"બચુડી...તે બહુ મોડું કર્યું છે. માટે જગ્યા જો નહિ મળી તો યાદ રાખજે કે તને મારી નાંખીશ. આવું સરકસ જોવાનું ફરી ફરી મળતું નથી...નહિ જુએ તેના ભોગ."

આથી વધુ જગુ કાંઈજ નહિ સાંભળી શકયો. સરકસ જોવાની એનેય તીવ્ર ઉત્કંઠા જાગી. એટલે એ પહોંચ્યો ટિકીટ ઓફીસ પાસે. ટિકીટ માંગી...લીધી...ખીસામાં મૂકી, અને બીજે હાથ અંદરના ખીસામાં ચાર આનાના પૈસા કાઢવા માટે નાખ્યો. પણ...પણ......

ખીસામાં નાંખેલો હાથ ત્યાંનો ત્યાં જ ચોંટી ગયો. ખાલી હાથ એણે પાછો બહાર નહિ કાઢયો. કારણ લીધેલી ટિકીટના આપવા જેટલા ચાર આનાના પૈસા પણ એના ખીસામાં ત્યારે નહોતા.

જગુની સરકસ જોવાની તીવ્ર ઉત્કંઠા તૂટી ગઇ. એનું હૈયું ભાંગી ગયું. ગરીબીની ગહન વેદના એના હૃદયને કોરવા લાગી. એ ઢગલો થઇને નીચે બેસી ગયો.

× × ×

"જગુ ..તારે કાંઈ કહેવું છે ?" માજીસ્ટ્રેટે પાંજરામાં ઊભેલા વિચારમગ્ન જગુને ઉદ્દેશી કહ્યું.

એ શબ્દો સાંભળતાં જગુએ ફરી એક વાર દીન નજરે ન્યાયાધીશ તરફ જોયું. એ કાંઇ જ બોલ્યો નહિ. એનું મન કાચબાની માફક સહેજ હાલીને બિલકુલ શાંત બની ગયું. ફરી એણે વિચાર્યું......'આજે સવારે મેં નહોતું ખાધું એટલે ગંગાએ ખાધું હશે...'

ન્યાયાધીશ ક્ષણભર વિચારી બોલ્યા: "ગુજરાનના સાધન વિના રખડવાના અને ધાંધલ મચાવવાના ગુન્હા બદલ હું આરોપીને એક વર્ષની સાદી કેદની સજા ફરમાવું છું."

સજા સાંભળતાં જગુ મોટેથી ખડખડાટ હસી પડયો અને બોલ્યો: "હા...હા...ગંગા હસી હતી. સવારે રાંધવા માટે લોટ નહોતો માટે જ—તેથી જ તો ગંગા હસી હતી.......કેવું કારમું એ હસી હતી !"

જગુના એ શબ્દો અદાલતના ઓરડાની દીવાલો પર અથડાઇ હવામાં વિલીન થઇ ગયા. કેવું કરૂણ હાસ્ય !

જ્હૉન સ્મિથમાં કશું જ નવા જેવું નહોતું. તે બીજા માણસો જેવો જ સાધારણ કદનો, ઠીંગણો, ગૌરવર્ણો અને દેખાવડો પુરૂષ હતો. તે બ્રીકટાઉનનો એક સોલીસીટર હતો.

પણ તેનો ઇતિહાસ કંઇક અસાધારણ જેવો હતો ખરો. તે ગરીબ માબાપનો દીકરો હોઇ સ્કૂલ છોડયા પછી તરત ઓફિસબોય તરીકે નોકરીએ રહ્યો. ગરીબીના પંજામાંથી છટકવાની ઇચ્છાએ તે મહેનતુ, ઉત્સાહી અને હોંશિયાર બન્યો. ઓફિસબોયમાંથી તે કારકુન થયો અને સાથે અભ્યાસ પણ કરતો ગયો. થોડા વખતમાં તે સોલીસીટર બન્યો અને તરત જ પોતાના ભલા, વૃદ્ધ શેઠનો ભાગિયો બન્યો.

એના દેખાવ પરથી કોઇ એમ ન કહે કે એ હોંશિયાર હશે. પણ તેના જેવા તેના દોસ્તો—સોલીસીટરો તેને સારી રીતે ઓળખતા, અને લોકો તેને નસીબદાર ધારતા. એ ધંધામાં એણે કંઇ અચ્છી જ ચાલાકી બતાવી હતી.

૩૫ વર્ષની વયે પોતાથી પંદર વરસ નાની એક યુવાન સ્ત્રીને એ પરણ્યો ત્યારે તે જાણતો ન હતો કે એ બાઇ અભિમાની, આળસુ ને ખુશામતથી ભોળવાઈ જનારી હશે. લગ્ન પછી થોડા જ સમયમાં તેને એ સમજાયું.

એ જાણવા સમયે તેને કેવો ધક્કો લાગ્યો તે કોઈ જાણી શકયું નહિ. એનામાં એક એવી કળા હતી કે તે પોતાના મુખ પર પોતાના અંતર કરતાં જુદા ભાવ ધારણ કરી શકતો. તેને મોજમઝા પસંદ નહોતી, ને એની સ્ત્રી તેમાં જ બહુ આનંદ લેતી. છતાં જ્હૉન સ્મિથે પોતાની સ્ત્રીને અટકાવવા જરા યે યત્ન કર્યો નહિ, કારણ કે તે જાણતો હતો કે જાતિસ્વભાવ બદલાય નહિ, ને એમ કરતાં નાહક ઘરમાં કજીઆ દાખલ થશે. વળી તે તેને નિઃસ્વાર્થ રીતે ચાહતો હતો. તે પછી તે પોતાની વહાલી ચીજ ધંધામાં જ રચ્યોપચ્યો રહેતો. તેને ફુરસદ પણ મળતી નહોતી.

૫૦ વર્ષમાં બ્રીકટાઉન અપ્રસિદ્ધ નાના ગામડામાંથી ફેરવાઇ મિલ, ફેક-

ટરી અને કારખાનાંઓવાળું શહેર બની ગયું હતું. અને તે સાથે તેમાં ચોરીચપાટી પણ વધ્યાં હતાં. પહેલાંનાં જેવું નિર્દોષ તે હવે રહ્યું નહોતું. તેથી ચતુર જ્હોન સ્મિથ ફાવ્યો હતો. તે ઉલટતપાસ કરવામાં ઘણોજ કુશળ હતો અને તેથી અત્યાર સુધીમાં તેણે બહુ જ કીર્તિ સંપાદન કરી હતી.

જ્હોન સ્મિથ ખુરસી પર પડયો પડયો રેનોલ્ડનું એક નોવેલ વાંચતો હતો, એવામાં દાસીએ આવી એક પત્ર આપ્યો.

પત્ર નનામો હતો.

"હું તમને મિત્રભાવે ચેતવણી આપવા રજા લઉં છું કે તમારી સ્ત્રી હમણાં હમણાં પેલા હૅરી ડૉકીન્સ સાથે ખૂબ જ ફરે છે. તમે તેને સેંડ સી તરફ એકલી જવા દો છો, તે તમારી ભલમનસાઇનો દુરૂપયોગ થાય છે. તેને જરા ધાકમાં રાખવાથી ડહાપણભર્યું પગલું લીધેલું ગણાશે."

લિ. તમારો એક શુભેચ્છક.

તે અક્ષર ઓળખી શકયો નહિ. કાગળ વાંચીને તેને ઘણું ખોટું લાગ્યું. તે જાણતો હતો કે કર્લૅરાને ખુશામત ભારે વહાલી હતી. પણ તેને કદિયે એમ નહોતું લાગ્યું કે કર્લૅરા બગડી ગઇ હોય. તે અવિચારી હતી–ભોળી ને ઉછાંછળી હતી. પણ તેથી કંઈ તે એવી હોય નહિ; ના–ના–નહિ જ!

એવું વિચારી તે કાગળ ફાડી નાખી જ્હોન સ્મિથે પોતાનું મગજ બીજી બાબતોમાં પરોવ્યું. તેને પોતાની પત્ની પર અનહદ ભરોસો હતો.

[૨]

થોડા દિવસો વીતી ગયા.

અચાનક એક દહાડો બ્રીકટાઉન ખળભળી ઊઠયું. વૅલ્ટર હાર્કનેસનું ખૂન થયું હતું! તે એક સારો ઓધ્ધેદાર જવાન હતો. તેનું શબ જોઇ સૌ ચકિત થઇ ગયાં. લાશ પર જુરી ભરાઈ અને 'કોઇ–એક અથવા વધુ–અજાણી વ્યકિતએ' તેનું ખૂન કર્યું છે એમ ઠર્યું.

ડીટેકટિવો કામે મંડયા ને શોધખોળ ચાલી; ને હૅરી ડૉકીન્સ ખૂનના આરોપસર પકડાયો.

હેન્રીનો બાપ જ્હોન સ્મિથ પાસે દોડયો. સ્મિથે કેસ સ્વીકાર્યો. થોડી વારે તેને ખબર પડી કે પોલિસ પાસે આરોપીને પકડવા માટે સબળ કારણો હતાં. આરોપી—(હૅરી ડૉકીન્સ) અને વૅલ્ટર ખૂનના આગલા બે ત્રણ દિવસ સુધી દિલોજાન દોસ્ત હતા અને હમણાં જ તેમની વચ્ચે કોઇક કારણસર ઝગડો થયો હતો. ખૂનને આગલે જ દિવસે કલબમાં તેઓ ચડભડી પડેલા, અને છેલ્લે આરોપીએ એમ પણ કહેલું કે: "જોજે, હાર્કનેસ હું પણ તને બતાવી આપીશ."

વળી તે (હૅરી ડૉકીન્સ) સાંજના સાઇકિલ પ બેસી ફરવા ગયો હતો અને સવારે ચાર સુધી પાછે ફર્યો નહોતો. આથી શકને માટે મજબૂત કારણો હતાં. વળી લૂંટ સારૂ ખૂન થયું ન હતું એ ત આરસી જેવું સ્પષ્ટ હતું. શબની સાથે કેટલીક નોટો, સોનાનુ ઘડિયાળ, વિગેરે હજી પણ—જેમન તેમ— વણઅડકેલાં હતાં. આથી લૂંટ માટે ખૂન થયુ નહોતું એ પણ ચોક્કસ હતું.

લાશ પરથી એટલું નક્કી થતું હતું કે વૉલ્ટરને માથા પર–ઘણું કરીને પાછળથી–કોઇએ એક સખ ઘા માર્યો હતો. હથિયાર ભારે હશે, અને તે માર પછી મરનાર નાસી ગયો હશે. એનો વેરી હોય તે એવું કરે. ને તેમ ન હોય તો, શું બનેલું હોય જાણવું અશકય હતું.

આરોપીને જેલમાં જ રાખ્યો હતો. જ્હો સ્મિથે તેની સાથે એક ખાનગી મુલાકાત લેવા પરવાનગી મેળવી અને પછી તે જેલ તરફ ગયો.

તે અંદર જતાં જ બારણું બહારથી બંધ કર દેવાયું. ડૉકીન્સ તેને જોઈ ગુસ્સા અને નિરાશા ભરેલા અવાજે બોલ્યો: "મિ. સ્મિથ, મારી બાબતમ તમારે માથું મારવાની શી જરૂર છે?"

તેની અપમાનભરી વર્તણુંક જોઈ સોલીસીટ જરા અચકાયો. પણ જરાય ન ડરતાં બોલ્યો: "મ

તમારા પિતાજીએ રોકયો છે. તમને કંઇ વાંધો છે ?"

"હા. મારો કેસ કોઇ બીજાના હાથમાં જાય એવું હું ઇચ્છું છું."

"કંઇ કારણ ? શા માટે ?" નવાઇ પામતાં જ્હોન સ્મિથે પૂછ્યું.

"તમને તે કારણ કહેવાની જરૂર હું જોતા નથી."

"ખરૂં. પણ મારો તો કેસ મૂકી દેવા માટે તમારા પિતાજીને કારણ આપવું જ પડે."

"તમે કહી શકશો કે કોઇ વધારે સારા, અનુભવી, હોંશિયાર સોલીસીટરને રોકો ?"

"તેવું કંઇ મારાથી કહેવાય નહિ." દૃઢતાથી સોલીસીટર બોલ્યો: "હાલ હું તમારા પિતાનો પ્રતિનિધિ છું. વળી કેસ બહુ જ સહેલો છે. હું તો ચોક્કસ જાણું છું, કે તમે નિર્દોષ જ છો."

"તમારે જે ધારવું હોય તે ધારો. હાર્કનેસને, કલબમાં મળ્યા પછી મેં કદિ જોયો જ નથી. આરોપ તદ્દન ખોટો જ છે. જો મને ખૂની તરીકે પકડયો ન હોત, તો આ બનાવને લીધે હું બહુ ખુશી થતે એ વાત ખરી."

"તમે શા સારૂ ઝઘડેલા ?"

"તે તમને નહિ કહેવાય."

"એમ કહી તમે બતાવો છો કે તમે મૂર્ખ છો."

"બહુ સારૂં." બેપરવાઇથી ડૉકીન્સે જવાબ વાળ્યો: "કહેવું હોય તો મને ગધેડો કહો, અને વિદાય થાઓ."

"ઠીક છે." સોલીસીટર બોલ્યો: "હું કાલે આવી જઇશ. હાલ તમે અકળાયલા ગભરાયલા છો." આમ કહી જ્હોન સ્મિથે ચાલવા માંડયું. તેજ પળે તેને પેલો નનામો કાગળ સાંભર્યો. કોણ જાણે કેમ, એ વેળા તેનું મોં મલકાઈ ગયું. તેની સ્ત્રી સેંડ સી આગળ ત્રીસ માઇલ દૂર, કોઇક બીજા જ માણસની ખુશામત પર મલકાતી, હરખાતી હશે, ત્યારે તે, એનો ધણી એના—સ્ત્રીના—કહેવાતા પ્રેમીને જલ્લાદની દોરીના ફાંસામાંથી છોડાવવાનો સાચી લાગણીથી યત્ન કરતો હતો !

જ્હોન સ્મિથ ઘેર ગયો અને એકલો જ જમવા બેઠો. પોતાની સ્ત્રી પોતાની સાથે આનંદભેર રહે અને સુખી થાય એ માટે પોતાનું સર્વસ્વ આપવા તે તૈયાર હતો. તેથી જ તેને તેની મોજમઝાથી વિખૂટી પાડી દાબદબાણથી પોતાની સાથે રાખવાને બદલે તો તે ખુશાથી મોત પસંદ કરતો. કેવો વિચિત્ર પ્રેમ !

નોકર આવી રકાબીઓ લઇ ગયો. સિગાર સળગાવવા માંડી, ત્યાં તો બારણાં આગળ ગાડી આવીને ઊભી રહી. થોડી વારે તેજ ઓરડામાં તેની સ્ત્રી, કલૅરા દાખલ થઇ—ફીકકે ચહેરે અને થાકેલા શરીરે. તેણે પોતાનાં કપડાં ઉતારી જેમ તેમ નાખવા માંડયા.

સિગારના બે દમ મારી સિગાર ફેંકી દઈ જ્હોન બોલ્યો: "કેમ, શું છે ?"

કલૅરા બોલી: "અરે, હું તો સેંડ સીથી છેકજ કંટાળી ગઈ. ઘણી જ લૂખી જગ્યા છે, ને ત્યાંનાં માણસો તો વળી ગંભીરતાનાં પુતળાં જ."

આ જાતનું તેના છેલ્લા કાગળમાં પણ હતું.

કલૅરા એટલું બોલી, બારીએ જઇને ઊભી રહી. તેના તરફ જોઇ સ્મિથ સહેજ ગણગણ્યો: "અહો, કેટલી દેખાવડી ! કેટલી રૂપાળી !"

જાણે અમસ્તું જ પૂછતી હોય તેવે અવાજે કલૅરાએ જ્હોનને પૂછ્યું: "કહે છે ડૉકીન્સને ખૂન માટે પકડી ગયા છે. તે-તે શું છે ?"

"એમ!—ત્યારે બાઇનું અહીં આવવાનું કારણ સમજાયું ખરૂં!" સોલીસીટરે વિચાર્યું.

તે મોટેથી બોલ્યો: "તેં છાપાં વાંચ્યાં જ હશે. તારા કરતાં હું કાંઇ જ વધુ જાણતો નથી. કેસ કોર્ટે જશે."

"તદ્દન ગંભીર ભૂલ થાય છે." ભારપૂર્વક તે બોલી: "સાવ અસંભવિત! હેન્રી ડૉકીન્સ કદિ ખૂન કરે જ નહિ. માણસને ઠાર કરવાનું કામ એને હાથે કદિ થાય જ નહિ. એનો કોઈ પણ સોબતી એ વાત સોગંદ પર કહે."

સ્મિથે કશો જવાબ ન દીધો. કલેરા આરોપીને ખાતર અહીં દોડી આવી હતી એ વિચાર તેને ગૂંચવી નાખતો હોય એમ લાગ્યું. વખતે કંઇ આડુંઅવળું થાય, એ ડરથી તે બહાર ફરવા ગયો અને છેક રાત્રે મોડો આવ્યો.

[૬]

બીજે દિવસે એ વહેલો ઊઠયો અને જે ઠેકાણે હાર્કનેસની લાશ મળી આવેલી ત્યાં ગયો. એક દેવળની દક્ષિણ બાજુએથી એ લાશ મળી આવેલી. મરનારના ઘર તરફ જવાનો જ એ રસ્તો હતો. તે ભાગ જરા ખુલ્લો હતો. મરનાર રોજ ત્યાં થઇને જ જતો, એ વાત જાણીતી હતી. ડૉકીન્સને પણ એ ખબર હોય જ, એટલે એને ખૂની ગણવા માટે પુરતાં કારણો હતાં.

દેવળની દક્ષિણ બાજુ એક ગલી જેવી જ હતી ને તેમાંથી વોલ્ટર પસાર થતો. ત્યાંથી એક ધોરી રસ્તા પર અવાતું. તે રસ્તા પર ઘાસ ઘણું ઊગેલું હતું. દહેરાથી થોડે દૂર એક ઝરો હતો. ખૂન થયા પછી તો એ સ્થળે અસંખ્ય માણસો આવી ગયાં હતાં, પણ તે સવારે તો જ્હોન એકલો જ હતો.

આવા કરપીણ બનાવ માટે આ શાંત સ્થળ જરાયે યોગ્ય નહોતું. ત્યાં આગળ પંખીઓનો કિલકિલાટ ચાલી રહ્યો હતો. સ્મિથની નજર કુદરતી રીતે ઊંચે ગઇ; ને દહેરાની ટોચ પર પડી. અચાનક તેનું મોં મલકાઈ ઊઠયું.

એ વેળા દહેરાનો રખેવાળ બહાર આવ્યો. પાસેની એક ઝૂંપડીમાં તે રહેતો હતો. જ્હોને તેને કેટલાક સવાલ પૂછયા અને પછી ચાલતો થયો.

૧૧ વાગે જેલની કોટડીનું બારણું ઉઘડયું ને જ્હોન સ્મિથ અંદર દાખલ થયો. ડૉકીન્સ લમણે હાથ દઇને બેઠો હતો. તે એને જોતાં જ ગુસ્સાભેર ગર્જ્યો: "વળી પાછા તમે અહીં આવ્યા? તમને શું જોઇએ છે? શા માટે મને દુઃખ દો છો?"

ઠંડે પેટે જ્હોન બોલ્યો: "એક નિર્દોષ માણસને ભૂલનો ભોગ થતો અટકાવવા. એ તો ચોકખું જ છે કે ખૂન બાર ને દોઢ વચ્ચે રાતની વેળાએ થયું છે. તે સમયે તમે કયાં હતા?"

"હું તમને તે કહી શકતો નથી." જરા ધીમે અવાજે ડૉકીન્સે કહ્યું.

"એટલે? તમે શા માટે કહી નથી શકતા?" જ્હોન સ્મિથે પૂછયું.

"કારણ કે તેમાં બીજું કોઇક સંડોવાયલું છે." ડૉકીન્સ નીચી ડોકે બોલ્યો.

"કોઈ સ્ત્રી; ખરું ને?" સ્મિથે સૂચવ્યું.

"તે હું નહિ કહું. હવે વધુ કશું જ બોલવા ઇચ્છતો નથી."

"ત્યારે તો મારે તે શોધી કાઢવું પડશે. તમે તો કાંઈ જ જવાબ નથી આપતા, પણ તે નહિ ચાલે."

ડૉકીન્સ હવે જરા તપી ગયો: "મારી બાબતમાં વચ્ચે પડવાની હું તમને સાફ સાફ મના કરૂં છું. મારે તમારી સલાહ જોઈતી નથી, છતાં તમે શા માટે—"

"કેમકે મારાથી અન્યાય થવા નહિ દેવાય. તેમાં મારે કોઇની રજા જોઈતી નથી. જો તમે યોગ્ય રીતે ઉત્તર આપશો તો મહેનત અને વખત બંને બચશે."

"તે કરતાં હું તો ફાંસીએ ચઢવાનું વધારે પસંદ કરીશ."

"પણ હું તમને ચઢવા દેવાનો જ નથી ને! તમે નિર્દોષ છો તે હું જાણું છું. માટે હવે કહો, ખૂન થયું ત્યારે તમે કયાં હતા?"

"મેં તમને મારો જવાબ આપી દીધો છે. તમે હોંશિયાર હો તો મને પૂછયા સિવાય શોધી કાઢો ને જેણે ખૂન કર્યું હોય તેને પકડી લાવો, એટલે હું આપોઆપ છૂટી જઇશ."

"જરા મારૂં સાંભળો. પોલિસ પાસે કંઇ એટલા બધા સબળ પુરાવા નથી. છતાં તમે તે સમયે બીજે ઠેકાણે હતા તે પુરવાર નહિ કરી શકાય તો તમે જરૂર ખૂની ઠરશો."

"ભલે, ભલે. હું હવે જવાબ આપવા નથી ઇચ્છતો."

તેનો પાંટો તપી ગયેલો હતો.

"ત્યારે તમે એક સ્ત્રીની ઇજ્જતને ખાતર તમારો પોતાનો જાન જોખમમાં નાખો છો, એમજ ને! ભલે, પણ તે બાઈ એટલો બધો ભોગ આપવા લાયક છે, એવી તમારી ખાતરી છે?"

જવાબ ન મળ્યો. બે મિનિટ પછી જ્હોન સ્મિથ ચાલ્યો ગયો. ડોકીન્સ પાછો લમણે હાથ દઈને બેઠો. તે બરાબર સમજતો હતો કે એલીબી (બીજી જગ્યાએ હોવું તે) સાબીત કરવાનો ઇન્કાર કરવાથી પોતે પોતાના જલ્લાદને દોરી ખેંચવામાં મદદ કરે છે. પણ એનો આશાનો તાંતણો બીજો હતો. ખરો ખૂની કદાચ જડી આવે !

અદાલતમાં કેસ રજુ થવાને હજી વીસ દહાડાની વાર હતી. એ દરમ્યાન જ્હોન સ્મિથને પોતાની સ્ત્રી કલૅરામાં કંઇ અજબ ફેરફાર થતા દેખાયા. તેને ઊંઘ નહોતી. તે રડમસ દેખાયા કરતી હતી. તેનું બધું યે ઉછાંછળાપણું, બધો ય તોર ઉતરી ગયો હતો. તેનો ચહેરો ફીકકો પડી ગયો હતો. જ્હોન સમજી ગયો કે હેન્રી ડૉકીન્સ ફાંસીએ ચડશે એ ચિંતા કલેરાને ડંખી રહી હતી—બાળી રહી હતી. જ્હોનને પણ મનમાં બળતરા થવા લાગી. પણ તે તેણે બહાર ન બતાવી—છૂપાવી જ રાખી. એ કળામાં તે એક્કો હતો.

[ ૪ ]

કોર્ટમાં જે દિવસે એ કેસ ચાલવાનો હતો તેની આગલી રાતે, અત્યાર સુધી રાખેલી હિમ્મત કલૅરા જાળવી ન શકી. મહા મુશ્કેલીએ તેણે જ્હોનને પૂછ્યું: "જ્હોન, હેન્રી ડૉકીન્સનું શું થશે ?"

"તેનો એના પોતાના ઉપર આધાર છે. જો કશી ગંભીર ભૂલ ન હોય તો મારી તો ખાત્રી છે, કે એ બેગુનાહ છે. ને પોતે ખૂન થયું તે ગાળા દરમ્યાન કયાં હતો તે સાબીત કરવાથી એ છૂટે એમ છે, પણ એમાં કોઇ બાઇ સંડોવાયલી છે તેથી એ બોલતો નથી. એટલે એ જ ખૂની તરીકે ગણાવાનો."

"ત્યારે—ત્યારે એ ફાંસીએ ચડશે એમ તમે ધારો છો ?" કલૅરાનો અવાજ પોતાનું ગળગળાપણું દબાવવાનો પ્રયાસ બરાબર કરી ન શકયો.

"તે તો કેમ કહેવાય ? જે સ્ત્રી એમાં સંડોવાયલી છે તે-પોતાની, અલબત્ત ઝાઝી કિંમતી હોય એવી ઇજ્જત ગુમાવવા તૈયાર થાય તો એને બચાવી લઇ શકે."

થોડી મિનિટો સુધી તે શાન્ત રહ્યો. કલૅરાની પળે પળે વધતી છાતીની ધડક તે સાંભળી શકયો પણ તેને ન શરમાવવા તેણે તેની તરફ જોયું જ નહિ.

"જ્હોન—ઓ જ્હોન!" કલેરા આખરે બોલી: "તે—તે સ્ત્રી હું છું ! હાર્કનેસ વોલ્ટરના ખૂન વખતે હેન્રી ડૉકીન્સ મારી સાથે હતો !"

તેનું હૈયું જાણે ફાટી જતું હતું. તેના અવાજમાં પસ્તાવો ઉભરાતો હતો.

જ્હોને ઊંચું જોયું. કલૅરાના ચહેરા પર પશ્ચાતાપની સ્પષ્ટ નિશાનીઓ તેને દેખાઇ. તે શાન્ત, સહાનુભૂતિભર્યા અવાજે બોલ્યો: "તે હું જાણું છું. જ્યારની તું આવી છે, ત્યારની જ તે વિષે મને ખબર છે."

તેના અવાજમાં જરા પણ ગુસ્સો નહોતો. કેવળ દયા—અપાર કરૂણા જ હતી.

તદ્દન ધીમા—હળવા અવાજે તે બોલી: "હું બધું સાચેસાચુંજ કહી દઉં. એમાં લેશ પણ ભૂલ એની નહોતી. મને જ એની સોબત ઘણી ગમતી હતી. તમને તમારા ધંધામાંથી ફુરસદ નહોતી મળતી. મેં એક દિવસ એને ગોલ્સવર્થ આગળ મળવાનો કોલ આપ્યો. તે રાતે તે સાઇકલ પર બેસી ત્યાં આવ્યો. ખરૂં—ખરૂં કહું...અમે બે... નાસી જવાનાં હતાં...પણ...પણ વખત આવ્યો




ત્યારે મારા હૈયાએ બળવો કર્યો..."

"કેમ ?" જ્હોને પૂછ્યું.

"કારણ કે જ્યારે હું તેની રાહ જોતી હતી ત્યારે તમારૂં આખું વ્યક્તિત્વ, તમારો સ્વભાવ, તમારી શક્તિ, તમારૂં માયાળુપણું, તમારૂં નિઃસ્વાર્થીપણું, તમારી ધીરજ અને સહનશીલતા મને સાંભર્યાં. આવો બનાવ તમારા હૈયાંના ચૂરેચૂરા કરી નાખશે એવું મને લાગ્યું.—તે—ને મેં...... એને ના કહી દીધી. પણ હાય ! હું તમારા માટે કેવી નાલાયક નીવડી ! આજે મારૂં હૈયું મને કોરી રહ્યું છે. તમને બેઆબરૂ કર્યા સિવાય હું તેને નથી છોડાવી શકતી. અને–અને તેનું, નિર્દોષનું લોહી રેડાય એ મારાથી જોવાતું નથી. હાય રે ! નજીવી ભૂલમાંથી કેવાં પરિણામ ! ઓ પ્રભુ ! ઓ નાથ ! હું શું કરું ?"

તે ડૂસકે ડૂસકે રડી પડી.

જ્હોને તેના આંસુ લૂછ્યાં. ક્લેરા જેમ તેમ શાંત થઇ. ઘૂંટણિયે પડી કહેવા લાગી: "ઓ જ્હોન, જ્હોન ! હું શું કરૂં ?"

"હમણાં તો કશું જ નહિ !" જ્હોને શાંત રીતે કહ્યું: "પછી–પછી તારી ઇચ્છા હશે, તો હું તને છૂટી કરી દઈશ જેથી તું તેને પરણી શકે."

"જ્હોન !" તે રડતાં રડતાં બોલી: "આમ જુઓ, મેં બહુ સહન કર્યું છે. મને ખરો અનુભવ મળ્યો છે. તમારા ચરણની રજને પહોંચે એવો કોઇ પણ માણસ મેં જોયો નથી. હું યોગ્ય નથી, છતાં મને ક્ષમા આપો; તમે મને પ્રથમ જેવી ધારતા હતા તેવી થવા હું પ્રયત્ન કરીશ."

તેની આંખમાં દુ:ખ અને પશ્ચાતાપ છવાઈ રહ્યાં. તેમાં પ્રેમનો પ્રકાશ પણ હતો.

"તેં અધર્માચરણ કર્યું છે ?" તેણે પૂછ્યું.

"શું ? અધર્માચરણ ? ના, ના. પ્રભુકૃપાએ નહિ. ફક્ત અધર્મ આદરવાના વિચાર."

'મારી વહાલી !" કહી તેણે તેને છાતી સાથે ચાંપી. અને ક્લેરાને તેના હૃદયનો ઉભરો શાંત પાડવા તેણે રડવા દીધી.

*

વીકટાઉન કોર્ટમાં તે દિવસે મેદની જામી હતી લોકો હેન્રી ડૉકીન્સના કેસનું પરિણામ જાણવા બહુ આતુર હતા.

કેસની કેટલીક હકીકતો પત્યા પછી કેટલાક સાધારણ સાક્ષીઓ જુબાની આપી ગયા. પણ પછી જ્યારે પોસ્ટમોર્ટમ એકઝામીનેશન કરનાર ડૉક્ટર આવ્યો ત્યારે જ્હોન સ્મિથ ક્રોસ એકઝામીનેશન કરવા ઊભો થયો.

"તમે કહો છો કે મહૂર્મની ખોપરી ભારે ફટકાથી ચીરાઇ ગઈ હતી, ખરૂં ને ?"

"હા."

"અને એ હથિયાર બહુ ભારીમાંનું વાપરેલું હોવું જોઇએ, એમ કે ?"

"હા."

"કઇ જાતનું હથિયાર ?"

"ઘણું કરીને ધાતુનું વર્તુલાકાર હશે. વખતે બહુ જ જાડો લોહ દંડ પણ હોઈ શકે."

"કેમ ?"

"ઘાની પહોળાઈ તેવું સૂચવે છે."

"જો લોહના દંડથી કે તોપના ગોળાથી ઘા કર્યો હોય તોય એવો જ ઘા થાય ને ?"

"હાસ્તો."

"એમ ? દંડો ફેંકાયો હોય તો વાળ તે વળગી રહે ખરા ?"

"તે દંડાની ધરતી પર આધાર રાખે છે. જો ખરબચડી હોય તો જ વાળ ચોંટે. નહિ તો નહિ."

"મહૂર્મના વાળનો રંગ કેવો હતો ?"

"સહેજ રતાશ પડતો ભૂરો."

"તેને તમે ઓળખી શકો ખરા ?"

"હું ધારૂં છું કે ઓળખાય. તે જરા જાડા હતા."

એ કહેવાતા ખૂનની રાત કેવી હતી? તે ખબર હોય તો કહો, જોઉં."

"બહુ ભારે પવન હતો. હું એક દરદીને ત્યાં તે સમયે જતો હતો. આશ્ચર્ય એ થાય છે કે તે રાત્રે કેમ કોઇ અકસ્માત ન થયો? જો કે થાય, એવું ઇચ્છતો તો નથી જ."

સ્મિથે પોતાના હાફકોટના ગજવામાંથી એક ચોરસ ડબ્બો કાઢી તે ઉઘાડયો અને અંદરથી એક ગોળ પત્થર કાઢયો. તે ફૂટબોલ જેવડો જ હતો. તે જાણે કશા પરથી ઉખડી ગયો હોય તેમ તેના પર ચિન્હો હતાં. જેવો આ ગોળો નીકળ્યો કે કોર્ટમાં ઘણા ડોકાં ઉંચાંનીચાં થવા લાગ્યાં. તે ડોકટરને આપીને જહોને કહ્યું "કૃપા કરી એની ઉપલી ધરતી (Surface) તપાસો અને જે પરિણામ આવે તે કોર્ટ આગળ રજૂ કરો."

પોતાનો મેગ્નીફાઇંગ ગ્લાસ કાઢી ડોકટરે થોડી વાર સુધી તે તપાસ્યો અને પછી કહ્યું: "તેની ઉપર વાળ વળગેલા છે."

"કોના વાળ છે?" જહોને સ્મિથ પૂછયું.

પોતાના ગજવામાંથી એક કવર કાઢી તેમાંથી ડોકટરે થોડા વાળ કાઢયા અને પેલા ગોળા પરના વાળ સાથે સરખાવ્યા. પછી કહ્યું: "વાળ તો મરનારના છે, એ ચોક્કસ!"

"તમને પૂરતી ખાતરી છે?"

"હા; તદન!"

"જો આ ગોળો દૂરથી ફેંકાય તો વોલ્ટરને જેવો ઘા થયો છે તેવો જ થાય કે?"

"હા. વગર શંકાએ!"

"ઉપકાર થયો. બસ! એટલું ચાલશે."

હવે પેલા દેવળના રખેવાળનો વારો આવ્યો. સૌથી પહેલાં તેને શબ જડયું હતું.

"મિ. મેક્ષોઝ" સ્મિથે કહ્યું: "તમે આ પત્થર વિષે જે જાણતા હો તે કોર્ટને કહો."

"આ પત્થર," મેક્ષોઝે કહ્યું: "સેંટ મિચેલના દેવળના દક્ષિણ બાજુના શિખરનો છે. શબ જડયા પછી શુક્રવારે સવારના મેં સ્મિથસાહેબને દેવળના ઉંચા ભાગ પર જતા જોયેલા."

"સ્મિથસાહેબ કોણ છે વળી?" જડજે તેને અટકાવી પૂછયું.

"આ પેલા સદ્‌ગૃહસ્થ!" મેક્ષોઝે સોલિસીટર પ્રતિ અંગુલિનિર્દેશ કરી કહ્યું: "એમણે મને કહ્યું, કે મેક્ષોઝ, પેલું શિખર કયાં ચાલ્યું ગયું?" મેં ઊંચે જોયું તો ખરેખર ત્યાં આ ગોળ પત્થર નહોતો. એમણે કહ્યું: 'એ આપણે શોધવો જોઇએ. મને લાગે છે કે એનાથી મને કાંઇક જડશે.' અમે તે શોધવા માંડયું અને ગલીમાં જ થોડે દૂર કાદવમાં અડધોપડધો દટાયલો મેં શોધી કાઢયો. મિ. સ્મિથે તેને ધીરેથી ઉખેડયો અને મને ચોંટેલા વાળ બતાવ્યા. હું એમને શું જડયું હતું તે સમજી ગયો."

મેક્ષોઝ કહી રહ્યો કે આખી કોર્ટ આશ્ચર્યથી બબડવા લાગી. તેનું કથન તો અણધાર્યો બચાવ કરતું હતું!!

કોર્ટ તરફનો વકીલ ઊભો થયો અને પૂછવા લાગ્યો: "દેવળ ઉપર કોણ દેખરેખ રાખે છે?"

"બે ત્રણ જણા, વારાફરતી."

"તે દિવસે કોણ હતું?"

"હું જ સાહેબ."

"તે સમયે આગલે દહાડે પત્થર તેની જગાએ હતો?"

"હા, મેં જોયું ત્યારે એના પર એક પક્ષી પણ બેઠેલું હતું."

"ત્યારે આવો સખત પત્થર ઉખડે કેવી રીતે? કોઈ બીજું માણસ તો હશે જ નહિ!"

"ફાટ તો ઘણા દહાડાની પડેલી હતી. જે ભાગમાં ફાટ પહેલેથી પડી હતી તે જરા મેલો જણાશે અને નવો ઉખડેલો સફેદ જણાશે; છતાં કાદવ બંનેને લાગ્યો હોવાથી પરખાય તેમ નથી."

"દેવળના કયા ભાગ ઉપર શબ પડેલું હતું?"

"જે ભાગમાં આ પત્થર પડી શકે ત્યાં જ."

ભાર દઈ મેસ્રોઝે કહ્યું.

"સાહેબ!" વકીલે જડજને કહ્યું: "એક બહુ જ વિચિત્ર બનાવ બન્યો છે અને હાલ તો બધું આરોપીના લાભમાં જ જણાય છે. વખત મળશે તો આગળ શોધ કરી અમે તે ફેરવી શકાશું."

"અને સાહેબ," જ્હોન સ્મિથ બોલ્યો: "વખત આપવાની કંઈ જ જરૂર નથી. આરોપી જે શબ્દો બોલ્યો હતો તેવા તો–ક્રોધાવેશમાં માણસો હજારો વખત બોલતા હશે. તેમાં થઈ શું ગયું? મારો મિત્ર કહે છે કે બહુ જ વિચિત્ર બન્યું છે. પણ એક જૂનો પત્થર જેને ફાટ પડી છે તે ભાંગી જાય તેમાં કાંઇ નવાઈ છે? અને ભારે પવન તેને ઉખેડી ફેંકી દે તેમાં ય શું આશ્ચર્ય? ડાક્ટર કહે જ છે કે અકસ્માત કેમ ન બન્યો, તે જ આશ્ચર્ય-કારક છે; પણ અહીં અકસ્માત બન્યો જ છે. જ્યારે એ પત્થર ઉડયો ત્યારે જ મરનાર ગૃહસ્થ ત્યાં થઈને ગયા. અને એ મરણને જો આપણે વિચિત્ર ગણીએ તો એવા મરણો દર વર્ષે હજારો વખત થાય છે. અને જે ચીજ હજારો વખત થાય તેને કયો મૂર્ખ વિચિત્ર કહેશે? પત્થરથી જ આનું મૃત્યુ ન થયું હોય તો વાળ ક્યાંથી આવે? સર્વ વસ્તુ મારૂં જ કથન સાબીત કરે છે કે વોલ્ટ-રનો ખૂની તે અકસ્માત અને વૈરી કુદરત હતાં. પેલા શબ્દો બોલ્યા પછી મારા આરોપીએ વોલ્ટરને કદી જોયો જ નથી. હું આપ નામદારને જ્યુરી ભરવા વિનંતિ કરૂં છું."

ફોરમેને કહ્યું: "અમે એકમતે આકસ્મિક મૃત્યુ જાહેર કરીએ છીએ."

જડજે કહ્યું: "જ્યુરી આ સિવાય બીજા કશા પરિણામ પર આવી શકે એમ છે જ નહિ. તેથી હું જાહેર કરૂં છું કે આરોપી નિર્દોષ છે. હેન્રી ડોકીન્સ, તમે નિર્દોષ છો. તમારા પર રજ માત્ર પણ શક નથી. મારે કહેવું જોઇએ કે તમને છોડાવ-વાનું માન શેરલોક હોમ્સ જેવા વિચિત્ર ચાતુર્યવાન સોલીસીટર જ્હોનને ઘટે છે. જ્હોન સ્મિથ અને તમને બંનેને હું અભિનંદન આપું છું."

કોર્ટ લગભગ ખાલી થઈ ગઈ. આનંદના અવાજોથી કોર્ટનો વાડો ગાજી રહ્યો હતો. આરો-પીને અને સોલીસીટરને વધાવી લેવામાં આવ્યા. જ્હોન સ્મિથ પોતાના ઘર તરફ ગયો.

તે જતો હતો એવામાં તેના ખભા ઉપર કોઇએ હાથ મૂકયો.

"સ્મિથ," હેન્રી ડોકીન્સે કહ્યું: "તમે મારા પર બહુ ઉપકાર કર્યો છે. મેં તમને તદ્દન ના કહી તમારૂં અપમાન કર્યું તો પણ તમે મારા પર ઉપકાર કર્યો! મેં તમારા કરતાં સારો માણસ જોયો નથી. તમે મારી સાથે 'શેક–હેન્ડ' કરશો?"

"જરૂર," પોતાના હાથમાં તેનો હાથ લેતાં સ્મિથે કહ્યું: "પણ તમે મને સારો માણસ ધારો છો તેથી નહિ. પણ મારી પત્ની મને સારો ધારે છે તેથી!"

જ્હોને તેની સામે જોયું.

તેનો ચ્હેરો ધોળો પૂણી જેવો થઈ ગયો હતો.



